॥ श्रीकृष्णायनमः॥



वर्ष १ लुं. ॥ श्रीभक्तिग्रन्थमाला ॥ ग्रन्थाङ्क ३.

# श्रीमद्भगवद्गीता.

तत्त्वदीपिका तथा अमृततरंगिणी टीकाओना आधारे करेल
शुद्ध गुजराती भाषांतर तथा विवेचन सहित


अनुवादकः— नानुलाल नारायणदास गांधी.
एम्. ए. एल्. एल्. बी. वकील.





राजकोट.



प्रकाशकः—
लल्लुभाइ छगनलाल देसाइ.
व्यवस्थापक "श्रीभक्तिग्रन्थमाळा" कार्यालय.
रंगपोळ—खत्रीपोळ—अमदावाद.

कीं. रू. १-८-०.

ગ્રંથસ્વામિત્વના સર્વ હક્ક પ્રકાશકે સ્વાધીન રાખ્યા છે.

શ્રીવલ્લભાબ્દ ૪૪૦.

સંવત ૧૯૭૫. ઈ. સ. ૧૯૧૯

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

શ્રી "ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસ"માં જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું—અમદાવાદ.

# ग्रन्थानुक्रम.

॥ श्री गोकुलेशो विजयते ॥

# ઉપોદ્‌ઘાત.

एकं शास्त्रं देवकीपुत्रगीत-
मेको देवो देवकीपुत्र एव ।
मंत्रोऽप्येकस्तस्य नामानि यानि
कर्माप्येकं तस्य देवस्य सेवा ॥ १ ॥

શાસ્ત્ર એક છે જે દેવકીપુત્રે ગાએલું છે. દેવ એક છે તે દેવકી પુત્ર જ છે. મંત્ર પણ એક છે તે તેના (દેવકી પુત્રના) નામો છે. કર્મ પણ એક છે તે તે દેવની સેવા છે.

શ્રીહરિએ સર્વ સંદેહ દૂર કરવા આ શ્લોક કહેલો છે. વેદો, શ્રીકૃષ્ણ વાક્યો (શ્રીમદ્‌ભગવદ્‌ગીતા), વ્યાસજીએ રચેલાં બ્રહ્મસૂત્રો, તથા વ્યાસજીની સમાધિ ભાષા (શ્રીમદ્‌ભાગવત) ચાર પ્રમાણ છે. આ ચારમાં પણ અનુક્રમે પહેલાં કહેલામાં કાંઇ સંદેહ રહેતો હોય તો તે તે પછીના કહેલાં પ્રમાણથી દૂર કરવાનો છે. (તત્ત્વદીપ નિબંધ પ્રકરણ ૧–૭–૮) તેથી વેદોમાં પણ કોઇ સ્થલે સંદેહ રહેતો હોય તો તે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાથી દૂર કરવાનો છે. વેદોમાં પણ બ્રહ્મનું ગાન કરનાર ઉપનિષદ્ છે. આ ઉપનિષદોનું દોહન કરી શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં તેઓનો સાર કહેલો છે. આ દોહન શ્રીહરિએ પોતે જ જનસમૂહના નિઃશ્રેયસાર્થ કરેલું છે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા મહાભારતમાં ભીષ્મપર્વનો એક ભાગ છે. ધૃતરાષ્ટ્રના વચનથી તેનો આરંભ થાય છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા બ્રહ્મજ્ઞાન પૂર્વક ભક્તિનો ઉપદેશ કરનાર ઉત્તમ ગ્રંથ હોવાથી અભક્ત

ધૃતરાષ્ટ્રના વાક્યથી તેનો આરંભ થાય એ યોગ્ય નથી, તેમજ ધૃતરાષ્ટ્રના પુત્રની જ કથા આરંભમાં કહેવામાં આવે તે પણ યોગ્ય નથી. વળી પ્રથમાધ્યાયમાં અર્જુનના વિષાદની વાત કહેલી છે તે પણ યોગ્ય નથી, કારણ કે વિષાદ શાંતિરૂપ નથી કે જેથી વિષાદ કરનાર અર્જુન ગીતાના ઉત્તમ ઉપદેશનો અધિકારી ગણાય, પ્રત્યુત આ વિષાદ વિક્ષેપરૂપ છે. વળી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ શ્રવણ કરવાથી સંસારમાં વૈરાગ્ય ઉત્પન્ન થવો જોઇએ, અને વૈરાગ્યને લીધે સર્વનો ત્યાગ થવો જોઇએ, પરંતુ અહિં તો તેથી વિરૂદ્ધ જ છે. અર્જુનને બ્રહ્મવિદ્યાનું શ્રવણ કર્યા પછી વૈરાગ્ય પ્રાપ્ત થતો નથી, તે સર્વ ત્યાગ કરતો નથી, પરંતુ ગુરૂહત્યા કરવા તત્પર થાય છે અને ગુરૂહત્યા કરી રાજ્યભોગ કરે છે. આવી રીતે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના આરંભની કથા તેમજ અંતનું પરિણામ ઉભય બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનાર શાસ્ત્રને ઉચિત નથી, પ્રત્યુત તેથી વિરૂદ્ધ છે, પરંતુ ..ાં સાક્ષાત્ ભગવાન્ ઉપદેશ કરતા હોય ત્યાં આરંભ તથા અતની કથા એવી રીતે વિરૂદ્ધ હોવાનો સંભવ પણ નથી. આવી રીતે વિચાર કરનારને સંશય થાય તે દૂર કરવા શ્રીમત્પ્રભુચરણે ગીતા તાત્પર્ય રચેલું છે.

*

ભગવદ્‌ગીતા ભક્તિનો ઉપદેશ કરનાર શાસ્ત્ર છે, અને ભક્તિમાર્ગની રીતિ જ અલૌકિક છે. ભક્તિમાર્ગની રીતિ અલૌકિક હોવાથી સાધારણ લૌકિક રીતિથી તેનો નિર્ણય સંભવતો નથી. પાંડવો ઉપર અનુગ્રહ કરી ભગવાને તેઓનો ભક્તિમાર્ગમાં અંગીકાર કરેલો હતો એમ "પાર્થો ઉપર તો ભગવાન્ મુકુંદે અનુગ્રહ કર્યો" એ વિદુર વાક્યથી સ્પષ્ટ થાય છે. પાર્થો ભગવદ્‌ભક્ત હોવાથી રાજાઓના ધર્મ પ્રમાણે સામાન્ય લૌકિક રીતિથી શત્રુઓને મારી રાજ્ય પ્રાપ્ત કરે તો

તે રાજ્યમાં ભગવત્સંબંધ ન હોવાથી તેનો તે ભગવદીયો ભોગ કરે તે અનુચિત જ થાય. આમ હોવાથી અર્જુન સ્વતઃ શત્રુઓને મારવાથી નિવૃત્ત થયો એમ કહી તેનામાં સામાન્ય લૌકિક રીતિ નહતી એવો બોધ કરેલો છે. જો સામાન્ય લૌકિક રીતિ હોય તો સામાન્ય ક્ષત્રિયોના ધર્મ પ્રમાણે શૂર અર્જુનમાં યુદ્ધ પ્રાપ્ત થતાં વીરરસ જ ઉત્પન્ન થાય, પરંતુ તેનામાં એવી રીતે વીરરસ ઉત્પન્ન ન થતાં વૈરાગ્ય જ ઉત્પન્ન થયો તેનું કારણ તેનું ભગવદીયત્વ જ છે. જો અર્જુનમાં ભગવદીયત્વને લીધે વૈરાગ્ય ઉત્પન્ન થયો નહોત તો બીજાં બધાં કારણો ધાર્તરાષ્ટ્રોમાં પણ સમાન હોવાથી તેઓમાં પણ વૈરાગ્યની ઉત્પત્તિ થાત. પરંતુ ધાર્તરાષ્ટ્રો ભગવદીય નહિ હોવાથી તેઓમાં વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી, પરંતુ યુદ્ધનો ઉત્સાહ જ ઉત્પન્ન થાય છે એમ દર્શાવવા પ્રથમ ધાર્તરાષ્ટ્રોની કથા કહેલી છે. તેથી જ ગીતાના આરંભમાં ધાર્તરાષ્ટ્રોના યુદ્ધોત્સાહનું નિરૂપણ છે.

ભગવદીયોને ભગવત્કાર્યને અનુકૂલ મતિ જ ઉચિત છે, ભગવત્કાર્યથી પ્રતિકૂળ મતિ તેઓની કુમતિ જ છે. ભગવાન્ અર્જુનને યુદ્ધ કરવા પ્રેરતા હતા, પરંતુ અર્જુન સ્વજનને હણવાથી દોષ થશે એવી મતિથી યુદ્ધ કરવા ઇચ્છતો નહતો. આ અર્જુનની મતિ ભગવત્કાર્યથી પ્રતિકૂલ હોવાથી જ કુમતિ હતી. ધર્મશાસ્ત્ર પ્રમાણે ગુરુહનનથી વિમુખ રહેવાની મતિ કુમતિ કહેવાય નહિ, કારણ કે ધર્મશાસ્ત્રો ગુરુહનનનો નિષેધ કરે છે. તેથી અર્જુનની સ્વજન વધ ન કરવાની મતિ ધર્મશાસ્ત્ર પ્રમાણે કુમતિ ન જ કહેવાય છતાં અર્જુન ભગવદીય હોવાથી આ તેની મતિ કુમતિ જ હતી. તેથી જ ભીષ્મ પણ ભગવાનની સ્તુતિ કરતાં "વ્યૂહમાં ગોઠવેલા સૈન્યને જોઇ દોષ બુદ્ધિથી સ્વજનના વધથી વિમુખ (રહેનાર અર્જુન) ની કુમતિ જેણે

કરી " એમ અર્જુનની આ મતિને કુમતિ જ કહે છે. આથી એમ સિદ્ધ થાય છે કે ભક્તિમાર્ગની મર્યાદા લોક અને વેદથી અતીત છે. તેથી લોક અને વેદની રીતિથી ભક્તિમાર્ગનો વિચાર કરવો યોગ્ય નથી.

ભક્તિમાર્ગની રીતિ લોક અને વેદથી અતીત હોવાથી જ ભક્ત અર્જુનને ગીતાનો ઉપદેશ થયા પછી તેને આસુરોનો વધ કરવાની પ્રવૃત્તિ થઇ. 'બ્રહ્મવિદ્યાનો ઉપદેશ થયા પછી સર્વ ત્યાગ જ ઉચિત છે, પરંતુ ગુરૂહનન ઉચિત નથી' એવી શંકાનો પણ આથી જ નિરાસ થાય છે. વસ્તુતઃ ગુરૂહનન વિગેરે કરવામાં પણ અર્જુને સર્વ ત્યાગ જ કરેલો છે, કારણ કે લોક વેદ વિગેરે સર્વનો ત્યાગ કરી માત્ર ભગવાનનું જ ગ્રહણ કરવું એ સર્વ ત્યાગ જ છે. અર્જુને માત્ર ભગવાનની આજ્ઞાનુસાર જ વર્તન કરેલું હોવાથી સર્વ ત્યાગ જ કરેલો છે. તેથી જ શ્રીમદ્ભગવદ્ગીતાના અંતના ભાગમાં " હે પાર્થ ! તેં એકાગ્ર ચિત્તથી આ સાંભળ્યું ? હે ધનંજય ! અજ્ઞાનથી થએલો તારો મોહ નષ્ટ થયો ? " એમ ભગવાન્ અર્જુનને પ્રશ્ન કરે છે, ત્યારે અર્જુન " હું આપની આજ્ઞા પ્રમાણે ચાલીશ " એવો ઉત્તર આપેછે. તેથી અર્જુનનું ભગવદીયત્વ સિદ્ધ થાય છે.

જો અર્જુન ભગવદીય હોય તો ભગવાનની ઇચ્છાથી પ્રતિકૂલ યુદ્ધથી વિમુખ તેની મતિ આરંભમાં પણ કેમ થઇ એવી શંકા થાય તો ધ્યાનમાં રાખવાનું છે કે આરંભમાં ભગવાનને અધીન રહીને ભગવાનની ઇચ્છા હોવાથી જ હું યુદ્ધ કરૂં એવું અર્જુનને જ્ઞાન નહતું, પરંતુ ક્ષાત્રધર્મથી યુદ્ધ કરવાનું છે એમ તે ધારતો હતો. અર્જુન ભક્ત હોવાથી 'ભગવાનને અધીન રહીને હું યુદ્ધ કરૂં છું' એવી મતિ વિના, માત્ર 'ક્ષાત્રધર્મને લીધે હું યુદ્ધ કરૂં છું' એવી મતિથી યુદ્ધ

કરે તે યોગ્ય નહતું. " હું ભગવાનને અધીન છું " એવું અનુસંધાન ભક્તને ન રહે તે ઉચિત નથી. તેથી અર્જુનની અંદર રહી ભગવાને જ જેમ અન્નદાન માટે ક્ષુધા ઉત્પન્ન કરેલી છે તેમ તેનામાં એવી મતિ ઉત્પન્ન કરી. તેથી ભગવાનની ઇચ્છાથીજ તેનામાં ભગવત્કાર્ય પ્રતિકૂલ કુમતિ ઉત્પન્ન થઇ.

વળી જો પાર્થોનો શુદ્ધ પુષ્ટિમાર્ગમાં અંગીકાર હોત તો અર્જુનમાં ભગવત્કાર્યથી વિમુખ મતિ ઉત્પન્ન ન થતાં 'હું ભગવાનને અધીન રહી યુદ્ધ કરૂં' એવી બુદ્ધિ ઉત્પન્ન થાત, પરંતુ પાર્થોનો શુદ્ધ પુષ્ટિમાં અંગીકાર નહતો. તેઓનો અંગીકાર મર્યાદાપુષ્ટિમાર્ગમાં હોવાથી પ્રથમ અર્જુનમાં કુમતિ ઉત્પન્ન થઇ અને પછી ઉપદેશરૂપી સાધનથી તે દૂર થઇ, તેમાં કોઇ પ્રકારના સંશયનો અવકાશ નથી.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના તાત્પર્યનું આવી રીતે શ્રીમત્પ્રભુચરણે નિરૂપણ કરેલું છે. આ તાત્પર્ય ઉપરથી સ્પષ્ટ થાય છે કે ગીતા મુખ્ય રીતે ભક્તિનુ જ પ્રતિપાદન કરે છે. સાંખ્ય, યોગ વિગેરે વિદ્યાના અંગ હોવાથી તેઓનું પણ ગીતામાં નિરૂપણ કરે છે, પરંતુ ગીતા એ રાજવિદ્યા, રાજગુહ્ય, ગુહ્યતમ, સર્વગુહ્ય તરીકે પ્રતિપાદન કરેલો ઉત્તમ સિદ્ધાન્ત શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિ જ છે. જ્યાં શ્રીકૃષ્ણની ભક્તિથી અન્ય જ્ઞાન વિગેરેનો ઉપદેશ ગીતા કરે છે ત્યાં તે ઉપદેશને ગુહ્ય અથવા ગુહ્યતમ એમ કોઇ સ્થલે કહેતી નથી. જ્યાં ભક્તિનો ઉપદેશ છે ત્યાંજ આ શબ્દો યોજેલા છે. નવમા અધ્યાયના આરંભમાં " હું તને ગુહ્યતમ જ્ઞાન વિજ્ઞાન સહિત કહીશ ' એવી પ્રતિજ્ઞા કરી, પોતે આ સર્વ વ્યાપીને રહેલા છે એમ કહી, " જે અનન્ય લોકો મારૂં ચિંતન કરતાં મારી ઉપાસના કરે છે તે નિત્ય અભિયુક્તોના યોગક્ષેમ હું ચલાવુંછું " એમ કહી, અન્ય દેવતાઓના. ભક્તોને શું

ફલ પ્રાપ્ત થાય છે તે કહી, દુરાચારવાળો પણ માણસ ભગવાનની અનન્ય ભકિત કરે તો તે સારો જ છે એમ કહી, અધ્યાયના અંતે પોતાની પ્રતિજ્ઞાનુસાર પોતાના ભકતોની ઉત્તમતા દર્શાવી ગુહ્યતમ જ્ઞાન અર્જુનને આપેછે અને ઉપદેશ કરેછે કે " મારામાં મન રાખનાર થા, મારો ભક્ત થા, મારૂં યજન કરનાર થા, મને નમસ્કાર કર" વિગેરે. તેથી અધ્યાયના આરંભમાં પ્રતિજ્ઞા કરેલો ગુહ્યતમ ઉપદેશ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રની અનન્ય ભક્તિજ છે. આગળ દશમા અધ્યાયના આરંભમાં પણ ભગવાન્ અર્જુનને પરમ વચઃ" આજ કહે છે. શ્રીકૃષ્ણના સ્વરૂપને દેવો તથા મહર્ષિએ પણ જાણતા નથી, પરંતુ જેએ ભગવાન્ શ્રીકૃષ્ણના સ્વરૂપને જાણે છે તેઓ તેમની કથા કરેછે, અને પ્રીતિપૂર્વક તેમની ભક્તિ કરેછે, અને ભગવાન્ તેઓના અજ્ઞાનને દૂર કરેછે, અને બુદ્ધિયોગનું દાન કરી પોતાની પ્રાપ્તિ કરાવે છે. ( અધ્યાય. ૧૦-શ્લો. ૧—૧૧. )

આવી જ રીતે ભગવાન્ ચૌદમા અધ્યાયના આરંભમાં પુનઃ જ્ઞાનોમાં ઉત્તમ જ્ઞાન કહેવાની પ્રતિજ્ઞા કરેછે, અને ત્રણ ગુણોનું જગતમાં પ્રાધાન્ય છે એમ દર્શાવી, દેહી આ ત્રણ ગુણોથી અતીત થઇ જન્મ મૃત્યુ જરા તથા દુઃખથી મુક્ત થઇ અમૃતને ભોગ કરેછે એમ કહે છે. આ ત્રણ ગુણોથી અતીતના આચાર કેવા હોય અને ત્રણ ગુણોથી અતીત કેવી રીતે થવાય એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં પ્રથમ ગુણાતીતના આચાર કહેછે અને પછી " મારી જે વ્યભિચાર રહિત ભકિતયોગથી સેવા કરેછે તે આ ત્રણ ગુણોથી અતીત થાય છે" એવો ઉપદેશ કરેછે. તેથી અહિં પણ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રની અનન્ય ભકિતનો જ ઉપદેશ કરેલો છે, અને આરંભમાં કહેલું જ્ઞાનોમાં ઉત્તમ જ્ઞાન પણ, આ અનન્ય ભકિતનો ઉપદેશજ છે.

પંદરમા અધ્યાયમાં ભગવાન્ પોતાનો ઉત્કર્ષ દર્શાવે છે. લોકમાં 'ક્ષર' અને 'અક્ષર' એ બે પુરૂષ છે. સર્વ ભૂતો ક્ષર છે, અને કૂટસ્થ અક્ષર કહેવાય છે. 'પરમાત્મા કહેવાતો ઉત્તમ પુરૂષ આ બેથી અન્ય છે. તે અવ્યય ઇશ્વર ત્રણે લોકમાં પ્રવેશકરી તેઓનું ધારણ કરે છે આ અવ્યય ઇશ્વર શ્રીકૃષ્ણ પોતે જ છે, કારણ કે આગળ જ કહેછે કે 'હું ક્ષરથી અતીત છું તેમજ અક્ષરથી પણ ઉત્તમ છું. તેથી લોક અને વેદમાં હું પુરૂષોત્તમ તરીકે પ્રસિદ્ધ થએલો છું. જે અસંમૂઢ મને આવી રીતે પુરૂષોત્તમ જાણેછે તે સર્વ જાણનાર સર્વ ભાવથી મારી ભક્તિ કરેછે. આ ગુહ્યતમ શાસ્ત્ર મેં કહ્યું." અધ્યાય ૧૫—શ્લોક. ૧૫—૨૦. તેથી અહિં પણ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર પુરૂષોત્તમ છે, અને તેમની સર્વ ભાવથી એટલે અનન્ય ભક્તિ કરવી એજ ગુહ્યતમ શાસ્ત્ર કહેલું છે.

આવી જ રીતે ભગવદ્ગીતાના અંતના ભાગમાં પણ ભગવાન્ અર્જુનને આજ ઉપદેશ કરે છે. " મારાં સર્વ ગુહ્યતમ પરમ વચનને પુનઃ શ્રવણ કર, તું મને બહુ ઈષ્ટ (પ્રિય) છે તેથી તારૂં હિત કહું છું. મારામાં મન રાખનાર થા, મારો ભક્ત થા, મારૂં યજન કરનાર થા, મને નમસ્કાર કર, તું મને જ પ્રાપ્ત કરીશ, હું તને સત્ય કહું છું. તું મને પ્રિય છે. સર્વ ધર્મોનો પરિત્યાગ કરી મને એકલાને શરણુ આવ, હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ, શોક કર નહિ." (અધ્યાય ૧૮ શ્લોક ૬૪-૬૬)

આવી રીતે ભગવાને જ્યાં જ્યાં ભક્તિનો ઉપદેશ કરેલો છે ત્યાં ત્યાં તે ઉપદેશને ઉત્તમ, ગુહ્યતમ, સર્વગુહ્ય વિગેરે કહેલ છે, અને જ્યાં આ ઉપદેશ નથી, પરંતુ જ્ઞાનનો ઉપદેશ કરેલો છે ત્યાં આવું એક પણ વિશેષણ યોજેલું નથી. દાખલા તરીકે તેરમા અધ્યાયમાં

ભગવાન્ જ્ઞેય બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરેછે, છતાં ત્યાં પણ 'ગુહ્ય-જ્ઞાન', 'સર્વગુહ્ય' એવું એકે વિશેષણ યોજેલું નથી. તેથી શ્રીમત્પ્રભુચરણે ગીતા તાત્પર્યમાં બોધ કરેલો છે તે પ્રમાણે આ શાસ્ત્ર મુખ્ય-રીતે ભક્તિનો જ ઉપદેશ કરે છે એમાં કાંઇ સંશય નથી.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ભક્તિનું પ્રતિપાદન કરેછે એટલું જ નહિ, પરંતુ તે અનન્યભક્તિનો જ સર્વત્ર બોધ કરે છે. ભગવાન્ શ્રીકૃષ્ણની જ ભકિત કરવી, અને તે પણ અનન્યભાવથી જ કરવી ઉચિત છે.

**ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।**
**अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥**

અધ્યાય ૧૨–૬.

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव**

અધ્યાય ૧૨–૮

**मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।**

અધ્યાય ૧૩–૧૦.

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**

અધ્યાય ૧૪–૨૬.

**मामेकं शरणं व्रज**

અધ્યાય ૧૮–૬૬

અહિં સર્વત્ર ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાની અનન્ય ભક્તિ કરવાનો જ ઉપદેશ કરે છે. "**मामेकं शरणं व्रज**" મને એકલાને જ શરણુ આવ,' અર્થાત્ મારા વિના અન્ય કોઇનું શરણુ કરીશ નહિ. આ

ભગવદ્ગીતાનો સર્વગુહ્ય પરમ ઉપદેશ છે. આ શ્લોક ઉપર શ્રીમહાચાર્યચરણે ન્યાસાદેશ ગ્રંથ લખેલો છે તેનો ભાવાર્થ વિવેચનમાં વિસ્તારથી લીધેલો હોવાથી અહિં વિશેષ કહેવાની આવશ્યકતા નથી.

ભગવાન્ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે. ભગવાન્ શ્રીકૃષ્ણ આ જગત્‌ના પ્રભવ અને પ્રલય છે. ભગવાન્ શ્રીકૃષ્ણથી પર અન્ય કાંઇ નથી.

'मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनञ्जय' અધ્યાય ૭ શ્લો. ૭ તેથી શ્રીકૃષ્ણ માત્ર ઉપાસ્ય દેવ છે અને નિર્ગુણ બ્રહ્મ તેથી પર છે એવા ખોટા ભેદ શોધી ભગવાનનાં સ્વરૂપનું ભાન ભૂલવું ઉચિત નથી. અહિં ભગવાન્ 'મારાથી પર અન્ય કોઇ પણ નથી' એમ કહેતા નથી, પરંતુ 'મારાથી પર અન્ય કાંઇપણ નથી' એમ કહેછે. જો નિર્ગુણ બ્રહ્મ ભગવાનથી પર હોય તો ભગવાનનું આ વચન અસત્ય કહેવાય. વસ્તુતઃ નિર્ગુણ બ્રહ્મ ભગવાન્ શ્રીકૃષ્ણથી પર નથી, પરંતુ ભગવાન્ શ્રીકૃષ્ણજ નિર્ગુણ બ્રહ્મ છે. તેથી જ શ્રીમદાચાર્યચરણ તત્ત્વદીપ નિબંધના આરંભમાં "વેદાન્ત, સ્મૃતિ અને ભાગવતમાં બ્રહ્મલિંગને બ્રહ્મ, પરમાત્મા, અને ભગવાન્ કહેલું છે" એમ કહેછે. પ્રકરણ ૧–૬. એટલે વેદાન્તમાં બ્રહ્મ, સ્મૃતિમાં પરમાત્મા અને ભાગવતમાં ભગવાન્ જેને કહેલ છે તે એકજ છે. તેથી વેદાન્તોનું નિર્ગુણ બ્રહ્મ જ શ્રીમદ્‌ભગવદ્ગીતાના "પરમાત્મા કહેવાતા" ક્ષર અને અક્ષરથી ઉત્તમ પુરૂષ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રજ છે. ( ભગવદ્ગીતા અધ્યાય ૧૫ શ્લો. ૧૬–૧૮ ) તેથીજ ભગવાન્ શ્રીકૃષ્ણની સેવા કરવાથી નિર્ગુણ મુક્તિ પ્રાપ્ત થાયછે. (તત્ત્વદીપ નિબંધ પ્રકરણ. ૧–૧૫)

શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ અને નિર્ગુણ છે, પરંતુ તેમના આ સ્વરૂપને દેવો અને મહર્ષિઓ પણ જાણતા નથી. તેથી જ લોકમાન્ય તિલક જેવા પણ ભગવાનને માત્ર ઉપાસના માટેના સામાન્ય પ્રતીકજ જાણે છે. અને ભગવદ્‌ભક્તિને કર્મપ્રધાન માનેછે. જે ભગવાન્ શ્રીકૃષ્ણનેજ અજ અનાદિ અને લોકમહેશ્વર જાણેછે તે સર્વ પાપોથી મુક્ત થાય છે. ( ગીતા અધ્યાય ૧૦–૩. ) અહિં ભગવાન્ 'माम्' 'મને' શબ્દ યોજે છે. તેથી મને શ્રીકૃષ્ણને જે અજ, અનાદિ અને લોકમહેશ્વર

જાણેછે તે સર્વ પાપોથી મુક્ત થાયછે એવો સ્પષ્ટ અર્થ છે ભગવાન્ શ્રીકૃષ્ણે પોતાનું સ્વરૂપ અહિં જેવું વર્ણવેલું છે તેવુંજ માનવું જોઇએ. ભગવાનને માત્ર ઉપાસનાના પ્રતીક માનનારના મત પ્રમાણે અન્ય દેવો અને ભગવાન્ શ્રીકૃષ્ણમાં કાંઇ ભેદ હોઇ શકે જ નહિ, અને જો ભગવાન્ શ્રીકૃષ્ણ અને સામાન્ય દેવોમાં કાંઇ ભેદ ન હોય તો પછી ભગવાન્ પોતાના ભક્તોમાં અને અન્ય દેવોના ભક્તોમાં શ્રીમદ્ભગવદ્ગીતાના સાતમા તથા નવમા અધ્યાયમાં જે ભેદનું નિરૂપણ કરેછે તે નિરર્થક અને અસત્યજ કહેવાય. તેથી ભગવાન્ શ્રીકૃષ્ણ જ પરબ્રહ્મ છે, શ્રીમદાચાર્યચરણ પણ શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથમાં "**प्राकृताः सकला देवा गणितानंदकं बृहत् । पूर्णानंदो हरिस्तस्मात्कृष्ण एव गतिर्मम** ॥ શ્લો. ૮ એમ શ્રીકૃષ્ણ જ પૂર્ણાનંદ પરબ્રહ્મ છે એવો ઉપદેશ કરેછે, અને સર્વ ઋષિઓ, દેવર્ષિ નારદ, અસિત દેવલ, અને વ્યાસ પણ ભગવાન્ શ્રીકૃષ્ણને જ પરબ્રહ્મકહેછે અને ભગવાન્ પોતે પણઅર્જુનને એવો જ ઉપદેશ કરતા હોવાથી અર્જુનને એ વિષયમાં કાંઇ શંકા રહેલી નથી. ( શ્રીમદ્ભગવદ્ગીતા. અધ્યાય ૧૦. શ્લોક ૧૨-૧૪. ) શ્રીકૃષ્ણને કર ચરણ વિગેરે હોવા છતાં તે નિર્ગુણ પરબ્રહ્મ કેમ હોઇ શકે, ભગવાન્ શરીરવાળા કેમ હોઇ શકે વિગેરે શંકાઓનો શ્રીમત્પ્રભુચરણે વિદ્વન્મંડનમાં નિપુણતાથી નિરાસ કરેલો છે તેથી જેને તેવી શંકાઓ રહેતી હોય તેમણે તે ગ્રંથનું અવલોકન કરી પોતાની શંકાઓ દૂર કરવી.

શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ હોવાથી તેમની જ અનન્ય ભક્તિ કરવી એ જીવમાત્રનો ધર્મ છે. ઉપર દર્શાવ્યું તે પ્રમાણે શ્રીમદ્ભગવદ્ગીતા શ્રીકૃષ્ણની અનન્યભક્તિનું પ્રતિપાદન કરેછે તેથી સર્વ વૈષ્ણવો ગીતામૃતનું પાન કરી શ્રીકૃષ્ણની અનન્યતાથી ભક્તિ કરવામાં સદા તત્પર રહો એવી પ્રાર્થના છે.

રાજકોટ સદર
સંવત્ ૧૯૭૫.
પ્રબોધિની.

**નાનુલાલ નારાયણદાસ ગાંધી**

એમ. એ., એલ્. એલ્. બી.

॥ श्रीमद्वल्लभाचार्यजी ॥



प्राकट्य. सं. १५३५ चैत्र कृष्ण ११

॥ श्रीगोकुलेशो विजयते ॥



॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीवल्लभो जयति ॥

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

ભગવાન્ અનુગ્રહથી ભક્તિનું દાન કરે છે. ભક્તિના બે મુખ્ય પ્રકાર છે, પુષ્ટિભકિત અનેમર્યાદાભકિત. બે પ્રકારના શ્રેયોદ્ધારથી એટલે જીવોનું શ્રેયઃ કરવાના બે ભિન્ન ભિન્ન પ્રકારથી ભગવાન્ આ બે ભકિતનું દાન કરે છે.

આવો બોધ કરવાની ઇચ્છાથી વ્યાસજી ભકિત અથવા ભજનનો ઉપદેશ કરવા માટે ચાર અધિકાર જોઇએ તે માંહેના બે અર્જુનમાં છે એમ કહેવા ઇચ્છે છે. આર્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એ ચાર પ્રકારના સુકૃત કરનાર જીવો ભગવાનનું ભજન કરે છે. (અ. ૭ શ્લો. ૧૬) આ ચારમાંથી બે અધિકાર એટલે આર્તિ અને જીજ્ઞાસા અર્જુનમાં છે એમ વ્યાસજીને પ્રથમ ઉપદેશ કરવો છે, તેથી પ્રથમ અધ્યાયમાં અર્જુનમાં પ્રથમ અધિકાર આર્તિ છે એમ દર્શાવે છે. ભકિતમાર્ગીય જીવ હોય તોપણ લૌકિક કાર્યમાં તેનું ચિત્ત બહુ ચોટી રહેલું હોય અથવા પ્રવૃત્તિ ધર્મમાં તેનું ચિત્ત ચોટી રહેલું હોય તો તેને એકદમ ભગવત્સ્વરૂપ સંબંધી અથવા ભકિતમાર્ગ સંબંધી ઉપદેશ કરવો નહિ એવો પણ અહિં બોધ થાય છે. આ પ્રમાણે ગીતા શાસ્ત્રના ઉપોદ્ઘાતરૂપ પ્રથમ અધ્યાયની સંગતિ છે.



# ॥ अथ प्रथमोऽध्यायः ॥

વૈશંપાયન ઋષિ જનમેજય રાજાને મહાભારતનું શ્રવણ કરાવે છે. તેમાં કથાની સંગતિ માટે આરંભમાં ધતરાષ્ટ્રનું વચન કહે છે. પાંડવો ધર્મપરાયણ છે એમ ધૃતરાષ્ટ્ર જાણે છે, તેથી ધર્મપરાયણ હોવા છતાં તેમણે અન્યાય કેમ કર્યો એવા અભિપ્રાયથી તે સંજયને પૂછે છે.

धृतराष्ट्र उवाच—

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

હે સંજય! ધર્મના ક્ષેત્ર કુરૂક્ષેત્રમાં યુદ્ધ કરવાની ઇચ્છાથી એકત્ર થએલા મારા (પુત્રો) અને પાંડવોએ શું કર્યું? ૧.

મહાભારતમાં કૌરવ સૈન્યના સેનાપતિ ભીષ્મના મૃત્યુ પછી સંજય ધૃતરાષ્ટ્ર પાસે આવી તેને સેનાપતિના મરણના સમાચાર કહે છે. સેનાપતિના મરણ માટે ધૃતરાષ્ટ્ર શોક કરે છે, અને શોકની નિવૃત્તિ થયા પછી સંજય સર્વ કથા વિસ્તારથી કહે છે. પાંડવોનું સૈન્ય બહુ થોડું હતું, અને કૌરવોનું સૈન્ય બહુ મોટું હતું. કૌરવ સૈન્યમાં શૂરવીરો પણ ઘણા હતા. સર્વ શૂરવીરો સમક્ષ વીરોએ ઉપેક્ષા કરવાથી ભીષ્મ રણમાં પડયા અથવા પાંડવો તેમને પોતાના પરાક્રમથી સર્વ શૂરવીરો રક્ષણ કરતા હોવા છતાં મારી શક્યા? વળી

પિતામહની અવજ્ઞારૂપી અધર્મ પાંડવોએ ધર્મના ક્ષેત્ર એવા રણક્ષેત્રમાં કેમ કર્યો? વિગેરે જાણવા માટે ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે. ધર્મની ઉત્પત્તિની ભૂમિ ધર્મક્ષેત્રમાં મારા પુત્રો અને પાંડવો જે યુદ્ધ કરવાની ઇચ્છાથી એકઠા થયા હતા તેમણે શું કર્યું? પોતાના પુત્રો અધર્મપરાયણ હોવાથી ધર્મક્ષેત્રમાં પણ તેમણે અધર્મજ કર્યો કે ધર્મ કર્યો એ જાણવા પોતાના પુત્રો સંબંધી પ્રશ્ન કર્યો. પાંડવો ધર્મપરાયણ હોવા છતાં ધર્મક્ષેત્રમાં તેમણે ગુરૂનો કેમ સંહાર કર્યો એમ પાંડવો વિષે પ્રશ્ન કરેલો છે. સંજયને વરદાનથી સર્વજ્ઞત્વ પ્રાપ્ત થએલું હોવાથી તેને સંબોધી પ્રશ્ન કરેલો છે. ૧.

**संजय उवाच–**

**दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।**
**आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥**

તે સમયે પાંડવોના સૈન્યને વ્યૂહમાં ગોઠવાએલું જોઈને દુર્યોધન રાજા આચાર્ય પાસે જઈ ( નીચે પ્રમાણે ) વચન બોલ્યો. ૨

ભગવાને યુદ્ધ કર્તવ્ય છે એવો બોધ કરેલો હોવાથી પાંડવોએ યુદ્ધ કર્યું, તેથી ભગવાનની આજ્ઞા પ્રમાણે આચરણ કરેલું હોવાથી પાંડવોએ અધર્મ કર્યો નથી એમ સંજય ઉત્તર આપવા ઇચ્છતો હોવાથી ૧૮ શ્લોક ( ૨ થી ૧૯ ) વડે સંગતિ કહે છે. ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન સાંભળી પ્રથમ તેણે પોતાના પુત્રોની વાત પૂછેલી હોવાથી પહેલાં તેના પુત્રનીજ વાત કહે છે. " તે સમયે " એટલે ધર્મયુદ્ધનો પ્રારંભ થતી વખતે દુર્યોધન રાજા વ્યૂહમાં ગોઠવાએલું પાંડવોનું

સૈન્ય જોઇને દ્રોણાચાર્યની સમીપ જઈને નીચે પ્રમાણે (શ્લોક ૩ થી ૧૧) બોલ્યો. દશ શ્લોકથી (૨ થી ૧૧) પ્રથમ દુર્યોધનની કથા કહેલી છે, તેથી અપરાધી હોવા છતાં યુદ્ધમાં પ્રથમ પ્રવૃત્તિ તેની થઇ છે એવો બોધ થાય છે. ૨.

**पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।**
**व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥**

હે આચાર્ય ! આપના બુદ્ધિશાલી શિષ્ય દ્રુપદપુત્રે વ્યૂહમાં ગોઠવેલી પાંડુપુત્રોની આ મોટી સેના જુઓ. ૩.

આ શ્લોકથી આરંભી નવ શ્લોક દુર્યોધનનાં દ્રોણાચાર્યને કહેલાં વચનો છે. ભીષ્મનો સેનાપતિ તરીકે અભિષેક થએલો હોવાથી તેને સ્વતઃ ઉત્સાહ હોયજ; પરંતુ દ્રોણને ઉત્સાહ હોવાનું કારણ નહિ હોવાથી તેમની ઉદાસીનતા જોઇ તેમનામાં ઉત્સાહ ઉત્પન્ન કરવા દુર્યોધન સામાવાળાના સૈન્યના ઉત્કર્ષનું વર્ણન કરે છે. હે આચાર્ય ! તમારે ઉભયપક્ષ સમાન છે તોપણ પાંડવોની સેના બહુ બલવતી છે તેથી તમે અમારા માટે સારી રીતે યુદ્ધ કરો એમ સૂચવવા " આચાર્ય " સંબોધન કરેલું છે. પાંડુપુત્રોની મોટી આપણા સૈન્યને ભય ઉત્પન્ન કરે તેવી સેના બુદ્ધિશાલી એટલે વ્યૂહ રચનામાં કુશલ તમારા શિષ્ય ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહમાં ગોઠવેલી છે તે જુઓ. યુધિષ્ઠિરને આ સમયે રાજ્ય નહિ હોવાથી યુધિષ્ઠિરની સેના ન કહેતાં સામાન્ય રીતે સર્વ પાંડુપુત્રોની સેના કહી છે. ૩.

**अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।**
**युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥**

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुङ्गवः ॥ ५ ॥
युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यमान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

અહિં યુદ્ધમાં ભીમ અને અર્જુન સમાન મોટા ધનુષ્‌વાળા શૂરવીર યુયુધાન, વિરાટ, મહારથી દ્રુપદ, ધૃષ્ટકેતુ, ચેકિતાન, વીર્યવાન્ કાશિરાજ, પુરૂજિત્, કુંતિભોજ, મનુષ્યોમાં શ્રેષ્ઠ શૈબ્ય, પરાક્રમી યુધામન્યુ, વીર્યમાન્ ઉત્તમોજા, સૌભદ્ર અને દ્રૌપદીના પુત્રો સર્વે મહારથીઓ છે. ૪-૫-૬.

અહિં અર્થાત્ આ સેનામાં એટલે પાંડુપુત્રોની સેનામાં, યુદ્ધમાં ભીમ અને અર્જુન જેવા અર્થાત્ અતિ બલવાન્ મોટા ધનુષ્યવાળા શૂરવીર રાજાઓ અને યોધાઓ છે. મોટા ધનુષ્યવાળા અને શૂર એ બે વિશેષણો યોજેલા હોવાથી યુદ્ધમાં તેઓનું સામર્થ્ય કેળવણીથી પ્રાપ્ત થએલું તેમજ સ્વતઃ અર્થાત્ નૈસર્ગિક છે એવો ભાવાર્થ છે. આ પ્રમાણે પાંડવોની સેના દર્શાવી તે પ્રબલ છે એમ સ્પષ્ટ કરવા તે સેનાના શૂરવીરોનું વર્ણન કરી તેમને નામથી ગણાવે છે. યુયુધાન, સાત્યકિ, વિરાટ અને દ્રુપદ રાજાઓ વિગેરે. આ સર્વેજ મહારથીઓ છે. શસ્ત્રશાસ્ત્રમાં પ્રવીણ જે એકજ માણસ દશ હજાર યોધાઓની સાથે યુદ્ધ કરે તે મહારથી કહેવાય છે. ૪-૫-૬.

આ પ્રમાણે પાંડવોની સેનાના યોધાઓને ગણાવી ઉત્સાહ ઉત્પન્ન કરવા પોતાના સૈનિકોની વાત કહે છે.

**अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।**
**नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥**

હે દ્વિજોત્તમ ! આપણામાં પણ જે મારા સૈન્યના પ્રસિદ્ધ નાયકો છે તે સાંભળો. આપને સંજ્ઞા માટે તેઓના (નામ) કહું છું. ૭.

સંજ્ઞા માટે એટલે જ્ઞાન થવા માટે અથવા જાણવા માટે મારા સૈન્યના પ્રસિદ્ધ નેતાઓનાં નામ કહું છું, એટલે તેઓની સાથે રહી યુદ્ધ કરી શકાય. ૭.

**भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।**
**अश्वत्थामा विकर्णश्च सोमदत्तिस्तथैव च ॥ ८ ॥**

સંગ્રામ જીતનાર આપ, ભીષ્મ, કર્ણ અને કૃપ તેમજ અશ્વત્થામા, વિકર્ણ અને સોમદત્તિ. ૮.

હવે પોતાના સૈન્યના નાયકોનાં નામ કહે છે. આપ દ્રોણાચાર્ય અમારા સર્વના આચાર્ય હોવાથી મુખ્ય છો, તેથી આપજ અન્ય સર્વને યુદ્ધમાં પ્રેરજો એવો ભાવાર્થ છે. ભીષ્મ પણ તેવાજ મુખ્ય છે, વળી ક્ષત્રિય છે. કર્ણ અને કૃપ પણ મુખ્ય છે. "સંગ્રામ જીતનાર" એ વિશેષણ સર્વની સાથે છૂટું છૂટું લેવાનું છે. વળી આપના પુત્ર અશ્વત્થામા, વિકર્ણ અને સોમદત્તિ પણ તેવાજ મુખ્ય નાયકો છે. ૮.

**अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।**
**नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥**

મારા માટે જીવિતનો ત્યાગ કરનાર અન્ય બહુ શૂરવીરો ભિન્ન ભિન્ન શસ્ત્રથી પ્રહાર કરનાર છે. સર્વે યુદ્ધમાં કુશલ છે. ૯.

મારા માટે જીવિતનો ત્યાગ કરનાર એટલે જીવવાની આશા તજી દઇ મારૂં કાર્ય સાધવા તત્પર થઇ રહેલા અન્ય બહુ શૂરવીરો છે, અને તે સર્વ યુદ્ધમાં અતિનિપુણ છે. ૯.

**अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।**
**पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥**

ભીષ્મથી અભિરક્ષિત આપણું આ સૈન્ય (તેમને જીતવા) અશક્ત છે, પરંતુ ભીમથી અભિરક્ષિત તેઓનું આ સૈન્ય શક્તિમત્ છે. ૧૦.

આ પ્રમાણે પોતાના સૈન્યના નાયકો ગણાવી પોતાનું ભીષ્મથી રક્ષાએલું સૈન્ય પાંડવોના સૈન્યને જીતવા અથવા તેની સાથે યુદ્ધ કરવા અસમર્થ અને પાંડવોનું ભીમથી રક્ષાએલું સૈન્ય આપણા સૈન્ય સાથે યુદ્ધ કરવા સમર્થ છે એમ કહે છે. અહિં પર્યાપ્ત શબ્દનો અર્થ શક્તિમત્ અથવા સમર્થ કરેલો છે. તેનો બીજો અર્થ 'ગણી શકાય તેવું' અથવા 'નાનુ' એવો પણ થાય છે. કૌરવ સૈન્ય અપર્યાપ્ત એટલે અગણિત ઘણું મોટું છે, અને પાંડવોનું સૈન્ય ગણિત અથવા નાનું છે, કારણ કે તે માત્ર ૭ અક્ષૌહિણીજ છે. ૧૦.

**अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।**
**भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥ ११ ॥**

(તેથી) તમે સર્વ વિભાગ પ્રમાણે સર્વ અયનમાં ઉભા રહીને ભીષ્મનુંજ રક્ષણ કરો. ૧૧.

પાંડવોનું સૈન્ય સમર્થ છે, આપણું સૈન્ય સમર્થ નથી. તેથી તમે સર્વ અયન એટલે વ્યૂહમાં પ્રવેશ કરવાના માર્ગમાં પોતપોતાના વિભાગ પ્રમાણે ઉભા રહી ભીષ્મનું જ રક્ષણ કરો. મૂળમાં **अयनेषु** પછી '**च**' શબ્દ છે તેનો અયનથી અન્ય સ્થલોમાં પણ ઉભા રહી ભીષ્મનું રક્ષણ કરો એવો ભાવાર્થ છે. ૧૧.

**तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।**

**सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥ १२ ॥**

તેને હર્ષ ઉત્પન્ન કરનાર કુરૂવૃદ્ધ પ્રતાપી પિતામહે મોટેથી સિંહનાદ કરી શંખ વગાડયો. ૧૨.

સેનાપતિ ભીષ્મનુંજ સર્વ રક્ષણ કરો એમ દુર્યોધન રાજાનું પોતાને માન આપનારૂં વચન સાંભળી રાજાને હર્ષ ઉત્પન્ન કરવા ભીષ્મે શંખ વગાડયો. ભીષ્મ ભગવદ્ભક્ત હોવાથી પોતાનો પરાજય થનાર છે એમ જાણતા હતા તેથી પોતે આનંદથી શંખનાદ કર્યો નથી, પરંતુ દુર્યોધનનાં વચન સાંભળી તેને પોતે હર્ષ ઉત્પન્ન કરવો એવી પ્રભુની ઇચ્છા જાણી તેને હર્ષ ઉત્પન્ન કરવા શંખનાદ કર્યો. ૧૨.

**ततः शङ्खाश्च भेर्यश्च पणवानक गोमुखाः ।**

**सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥**

પછી શંખો, ભેરીઓ, પણવ, આનક અને ગોમુખ એકદમ વાગ્યા. તે અવાજ તુમુલ થયો. ૧૩.

યુદ્ધોત્સવમાં પ્રવૃત્તિ કરાવનાર સેનાપતિના શંખનો નાદ સાંભળી સર્વ સૈન્યને સાવધાન કરવા ભેરી વિગેરે વાજીંત્રો વગાડવામાં આવ્યાં. મૂળમાં "**एव**" શબ્દ છે તેથી શંખનાદ સાંભળીનેજ વા-

જીંત્રો વગાડવામાં આવ્યાં છે, પરંતુ યુદ્ધના પ્રારંભ સમયે પોતામાં શૌર્યનો આવિર્ભાવ થવાથી વાજીંત્ર વગાડવાં જોઇએ તેમ વગાડેલાં નથી. ૧૩.

**ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।**

**माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥ १४ ॥**

**પછી શ્વેત અશ્વોથી જોડેલા મોટા રથમાં બેઠેલા માધવ અને પાંડવે દિવ્ય શંખો વગાડયા. ૧૪.**

એ પ્રમાણે યુદ્ધોત્સવદર્શક શંખધ્વનિ સાંભળી પાંડવોના સૈન્યમાં પણ યુદ્ધોત્સવ થયો એમ પાંચ શ્લોકથી ( ૧૪–૧૮ ) કહે છે. કૌરવોના સૈન્યના શંખ વિગેરેના ધ્વનિ થયા પછી શુભ સૂચવનાર શ્વેત અશ્વોથી જોડેલા ત્રૈલોકયનો વિજય કરવામાં સાધનભૂત થએલા, અગ્નિએ આપેલા, ભગવાનને સ્થિતિ કરવા યોગ્ય મોટા **નંદિઘોષ** નામના રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુને દિવ્ય શંખો વગાડ્યા. આ રથ ભગવાનનો નથી એમ દર્શાવવા અશ્વોનું "શ્વેત" વિશેષણ યોજેલું છે. ભગવાનના રથના અશ્વો ચિત્ર રંગના છે શ્વેત નથી, પણ આ રથના અશ્વો શ્વેત છે. શ્રીકૃષ્ણ માટે અહિં ' માધવ' શબ્દ યોજેલો છે. મા એટલે લક્ષ્મી, અને ધવ એટલે પતિ. 'માધવ' શબ્દ યોજેલો હોવાથી તેઓને લક્ષ્મીની (વિજય લક્ષ્મીની) પ્રાપ્તિ અલ્પ સમયમાંજ થશે એવો અર્થ સૂચવેલો છે. ૧૪.

**पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।**

**पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥**

**હૃષીકેશે પાંચજન્ય, ધનંજયે દેવદત્ત અને ભીમ કર્મવાળા વૃકોદરે મોટો પૌંડ્ર શંખ વગાડયા. ૧૫.**

શ્રીકૃષ્ણ વિગેરેના શંખો પ્રસિદ્ધ હતા એમ જણાવવા તેઓનાં નામ બે શ્લોકથી ( ૧૫-૧૬ ) આપે છે. હૃષીકેશ એટલે ઇંદ્રિયોના ઈશ શ્રીકૃષ્ણ. ઇંદ્રિયોના ઈશ યુદ્ધમાં પ્રવૃત્ત થયા એટલે સર્વ ઇંદ્રિયો સ્વતઃ યુદ્ધમાં પ્રવૃત્ત થશે એમ દર્શાવવા અહિં હૃષીકેશ શબ્દ યોજેલો છે. શ્રીકૃષ્ણે પાંચજન્ય શંખ વગાડ્યો. પંચજન દૈત્યમાંથી થએલો શંખ તે પાંચજન્ય. ધનંજય એટલે અર્જુને દેવદત્ત શંખ વગાડ્યો, અને ભયાનક કર્મ કરનાર ભીમ પૌંડ્ર નામનો મોટો શંખ વગાડ્યો.

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય, (અને) નકુલ અને સહદેવે સુઘોષ અને મણિપુષ્પક (શંખો) વગાડ્યા. ૧૬.

અનંત અથવા અસંખ્યનો વિજય જેનાથી થાય તેવો અનંતવિજય શંખ કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરે વગાડ્યો. યુધિષ્ઠિરની યુદ્ધમાં પ્રવૃત્તિ આવશ્યક છે એમ 'રાજા' શબ્દથી સૂચવેલું છે. યુદ્ધમાં સ્થિર તે યુધિષ્ઠિર. 'યુધિષ્ઠિર' નામ સાર્થક છે અને તેથી તેમનું સામર્થ્ય સૂચવેલું છે. નકુલે સુઘોષ અને સહદેવે મણિપુષ્પક શંખો વગાડ્યા. ૧૬.

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक्पृथक् ॥ १८ ॥

હે પૃથિવીપતિ ! શ્રેષ્ઠ ધનુષ્વાળા કાશ્ય, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, અપરાજિત સાત્યકિ, દ્રુપદ,

દ્રૌપદીના પુત્રો, અને મહાબાહુ સુભદ્રાના પુત્રે સર્વ બાજુથી જુદા જુદા શંખો વગાડ્યા. ૧૭-૧૮.

મુખ્ય મુખ્ય યોધાઓ તથા તેઓના શંખોના નામ દઇ, અન્ય મુખ્ય સૈનિકોનાં નામ કહે છે. કાસ્ય એટલે કાશિરાજ. સુભદ્રાનો પુત્ર અભિમન્યુ મહાબાહુ એટલે પરમ યુદ્ધ કરવા સમર્થ છે. ૧૭, ૧૮.

**स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।**
**नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥**

આકાશ અને પૃથિવીમાંથી પ્રતિધ્વનિ કરાવતા તે તુમુલ અવાજે ધૃતરાષ્ટ્રના પુત્રોનાં હૃદયો ચીરી નાખ્યાં. ૧૯.

આકાશમાંથી અને પૃથિવીમાંથી મોટો પ્રતિધ્વનિ ઉત્પન્ન કરાવતા પાંડવ સૈન્યના સૈનિકોના પાંચજન્ય વિગેરે શંખોના પ્રચંડ અવાજે ધૃતરાષ્ટ્રના પુત્રોનાં હૃદયો ચીરી નાખ્યાં. આ અવાજથી તેમના હૃદયના સર્વ ઉત્સાહનો ભંગ થયો અને તેમાં ભય ઉત્પન્ન થયો. ૧૯.

આ પ્રમાણે અઢાર શ્લોકથી (૨-૧૯) પાંડવો ધર્મિષ્ઠ છે અને ભગવદ્ભક્ત છે એમ દર્શાવવા સંગતિ કહી.

**अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।**
**प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥ २० ॥**
**हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।**

હે મહીપતિ! પછી જ્યારે શસ્ત્રસંપાતની તૈયારી થઈ ત્યારે ધૃતરાષ્ટ્રના પુત્રોને વ્યવસ્થિત જોઇને કપિધ્વજ પાંડવે ધનુષ્ ઉંચું કરીને હૃષીકેશને આ (નીચેનું) વાકય કહ્યું. ૨૦.

એવી રીતે શ્રીકૃષ્ણ અને અર્જુનના સમાગમની વાત કહેવા ઉભય સૈન્યના યુદ્ધોત્સવનો વૃત્તાંત કહ્યો. હવે યુદ્ધમાં પ્રવૃત્ત થએલા અર્જુનને બંધુનાશના વિચારથી વૈરાગ્ય પ્રાપ્ત થાય છે તે કહેવા ભિન્ન પ્રક્રમથી આરંભ કરે છે.

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
यावदेतान्निरीक्ष्येऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥ २२ ॥
योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

હે અચ્યુત! યુદ્ધ કરવાની ઇચ્છાથી ઉભા રહેલા આ-મને હું જોઉં, આ રણસંગ્રામમાં મારી સાથે કોને યુદ્ધ કરવાનું છે (તે જોઉં), (તથા) યુદ્ધમાં દુષ્ટ બુદ્ધિવાળા ધાર્તરાષ્ટ્રનું પ્રિય કરવાને ઇચ્છનાર જે આ અહિં યુદ્ધ કરનાર એકઠા થએલા છે તેમને જોઉં, ત્યાં સુધી ઉભય સેનાની મધ્યે મારો રથ ઉભો રાખો. ૨૧. ૨૨. ૨૩.

અર્જુને શ્રીકૃષ્ણને વાકય કહ્યું તે અત્ર કહેલું છે. આ રણ-સંગ્રામમાં યુદ્ધનો પ્રારંભ થયાં પહેલાં જ માત્ર શંખનાદથીજ જેઓનાં

હૃદયો ચીરાઇ ગયાં છે તથા વદન શુષ્ક થઇ ગયાં છે એવા તથા ભગવાનના પ્રતિપક્ષી હોવાથી પોતાના પરાજયનું પણ જેને અનુસંધાન રહેતું નથી. એવા અંધ ધૃતરાષ્ટ્રના પુત્રનું પ્રિય કરવા ઇચ્છનાર કૌરવસૈન્યના કયા નાયકોને મારી સાથે યુદ્ધ કરવાનું છે તે હું જોઉં ત્યાં સુધી મારો રથ ઉભય સેનાની મધ્યે ઉભો રાખો. આપ અચ્યુત છો તેથી ઉભય સેનાની મધ્યે મારો રથ રહે તોપણ મને કોઇ પ્રકારનો ભય નથી. ૨૧. ૨૨. ૨૩.

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥

હે ભારત ! અર્જુને શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહ્યું ત્યારે શ્રીકૃષ્ણે ઉત્તમ રથને ઉભય સેનાની મધ્યે ભીષ્મ દ્રોણ અને સર્વ રાજાઓની સામે ઉભો રાખીને 'હે પાર્થ, આ એકઠા થએલા કુરૂઓને જો.' એમ કહ્યું. ૨૪. ૨૫.

ગુડાકા એટલે નિદ્રાના ઇશ અથવા નિદ્રાને જીતનાર અર્જુને હૃષીકેશ એટલે ઇંદ્રિયોના ઇશ અથવા ઇંદ્રિયોના પ્રેરક શ્રીકૃષ્ણને એ પ્રમાણે કહ્યું ત્યારે શ્રીકૃષ્ણે અર્જુનનો ઉત્તમ રથ ઉભય સેનાની મધ્યે પરમ યુદ્ધમાં કુશળ ભીષ્મ તથા દ્રોણ અને સર્વ રાજાઓની સમક્ષ ઉભો રાખ્યો, અને એકઠા થએલા કુરૂઓને જોવા અર્જુનને કહ્યું. ૨૪. ૨૫.

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥ २६ ॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।

ત્યાં ઉભય સૈન્યમાં પિતૃઓ, પિતામહો, આચાર્યો, મામાઓ, ભાઈઓ, પુત્રો, પૌત્રો, સખાઓ, શ્વશુરો અને મિત્રોને ઉભા રહેલા પાર્થે જોયા. ૨૬.

ભગવાને અર્જુનને કુરૂઓને જોવાનું કહ્યું ત્યારે અર્જુને તેઓને જોયા એમ આ દોઢ શ્લોકમાં કહેલું છે. ત્યાં એટલે રણ-સંગ્રામમાં ઉભય સેનામાં ઉભા રહેલા પિતૃઓ વિગેરેને અર્જુને જોયા.

तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ॥ २७ ॥
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।

તે સર્વ બંધુઓને ઉભા રહેલા જોઇને, ખેદ કરતાં પરમ કૃપાવશ કૌન્તેયે આ ( નીચેનું વચન ) કહ્યું. ૨૭ાા.

અર્જુન ક્ષત્રિય છે. યુદ્ધોત્સવ જોઇ ક્ષત્રિયને ઉત્સાહજ ઉત્પન્ન થવો જોઇએ. છતાં યુદ્ધના પ્રારંભ સમયે અર્જુનને ઉત્સાહ ઉત્પન્ન નહિ થતાં ખેદ કેમ ઉત્પન્ન થયો તે સમજાવવા '**कृपया परयाविष्टः**' 'પરમ કૃપાવશ' વિશેષણ યોજેલું છે. પરમ કૃપા એટલે ભક્તિરૂપ કૃપા.

અર્જુન કૃપાવશ થઇ યુદ્ધ ન કરે તો તેને રાજ્યની પ્રાપ્તિ થાય નહિ, અને રાજ્યની પ્રાપ્તિ ન થાય તો તે લોકની રક્ષા કરી શકે નહિ, તેથી કૃપાવશ થવાથી લોકરક્ષા થઇ શકે નહિ. લોકરક્ષા કરી ન શકાય તેવી રીતે અર્જુન કૃપાવશ કેમ થયો એવી શંકા

થાય તે દૂર કરવા 'बंधून्' 'બંધુઓને' શબ્દ યોજેલો છે. જેમને મારૂં રાજ્ય પ્રાપ્ત કરવાનું છે તે પણ પોતાના બંધુઓ છે, અને તેથી તે પણ લોક રક્ષા કરવા સમર્થ છે. તેથી અર્જુન કૃપાવશ થવાથી લોક રક્ષા થતી અટકવાની નથી. ૨૭॥.

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥

હે કૃષ્ણ, આ સ્વજનને યુદ્ધ કરવા ઉભેલા જોઈને મારાં ગાત્રો શિથિલ થઇ જાય છે, મુખ સુકાઇ જાય છે, મારા શરીરમાં કંપ થાય છે અને રૂંવાટાં ઉભાં થઇ જાય છે. ૨૮. ૨૯.

गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ ३० ॥

ગાંડીવ હાથમાંથી સરી જાય છે અને ત્વચા બળે છે. ઉભો રહેવાની મારામાં શકિત નથી અને મારૂં મન ભમતું હોય તેવું જણાય છે. ૩૦.

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥

હે કેશવ, હું વિપરીત નિમિત્તો જોઉં છું. સ્વજનને યુદ્ધમાં હણીને હું કાંઇ શ્રેય જોતો નથી. ૩૧.

દુર્ગુણથી ભરેલા પાપી જીવોને પણ મોક્ષ આપનાર હે કેશવ ! હું વિપરીત નિમિત્તો જોઉં છું. સ્વજનને યુદ્ધમાં હણી રાજ્ય પ્રાપ્ત કરી રાજ્ય કરવું વિગેરે સર્વ વિપરીત પરિણામો છે, કારણ કે ભગવદીયને તેમ કરવું ઉચિત નથી. સ્વજનને યુદ્ધમાં હણવાથી શ્રેયઃ જણાતું નથી. આપની કૃપારૂપ ભક્તિની પ્રાપ્તિ તેથી થવાની નથી. ભગવત્કૃપારૂપ ભક્તિ એજ શ્રેયઃ છે અને તેની પ્રાપ્તિ સ્વજનને યુદ્ધમાં હણવાથી થવાની નથી. ૩૧.

**न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।**
**किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥**

હે કૃષ્ણ, હું વિજયની તેમજ રાજ્યની અને સુખની ઇચ્છા રાખતો નથી. હે ગોવિંદ, અમારે રાજ્યથી, ભોગોથી અથવા જીવિતથી શું ( પ્રયોજન છે ) ? ૩૨.

હે કૃષ્ણ, મને આપની કૃપારૂપ ભક્તિની જ જરૂર છે, તેજ શ્રેયઃ છે. તે વિના વિજય, રાજ્ય અને સુખ મારે જોઇતાં નથી. હે ગોવિંદ, અમારે રાજ્યનું, ભોગોનું અથવા જીવિતનું શું પ્રયોજન છે ? અમારે આપના વિના તેઓનું કાંઇ પણ પ્રયોજન નથી. ૩૨.

**येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।**
**त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥ ३३ ॥**
**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।**
**मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥३४॥**

આ આચાર્યો, પિતૃઓ, પુત્રો તથા પિતામહો, મામાઓ, શ્વશુરો, પૌત્રો, સાળાઓ અને સંબંધીઓ જેઓને

**માટે અમારે રાજ્ય ભોગ અને સુખની ઇચ્છા હતી, તેઓ પ્રાણુ અને ધનનો ત્યાગ કરી યુદ્ધમાં ઉભા રહેલા છે. ૩૩. ૩૪.**

તારે પોતાને રાજ્યની, ભોગની અને સુખની ઇચ્છા ન હોય તો કાંઇ નહિ, પરંતુ તારાં સગાં સંબંધીઓ વિગેરેને તેવી ઇચ્છા હોવાથી તેમને માટે યુદ્ધ કરી રાજ્ય વિગેરે પ્રાપ્ત કરવાં જોઇએ એવી શંકા થાય તે દૂર કરવા આ શ્લોકો યોજેલા છે. આચાર્યો, પિતૃઓ વિગેરે જેઓને માટે રાજ્યની ઇચ્છા હતી, તે તો પ્રાણુ અને ધનનો ત્યાગ કરી યુદ્ધમાં મરવા આવી ઉભા છે. તેઓને મારીએ ત્યારે રાજ્યાદિ પ્રાપ્ત થાય. પછી અમે જીવતા રહીએ અને રાજ્ય ભોગવી શકીએ. પરંતુ અમારે તે જોઇતું નથી. તેથી રાજ્ય, ભોગ અને સુખનું કાંઇ પ્રયોજન નથી. ૩૩. ૩૪.

**एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।**
**अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५ ॥**

**હે મધુસૂદન, તેઓ ( મને ) હણુતા હોય તો પણુ ત્રૈલોક્યના રાજ્ય માટે પણુ તેમને હણુવા હું ઇચ્છતો નથી. ( તો ) પૃથ્વી માટે કેમજ ( ઇચ્છું ) ? ૩૫.**

તું તેઓને નહિ હણે તોપણુ તેઓ તને તો હણશે જ, માટે તેઓને હણુવા જ યોગ્ય છે એવી શંકા થાય તે દૂર કરવા આ શ્લોક યોજેલો છે. તેઓથી હણાવું અથવા તેમને હણી ત્રૈલોક્યનું રાજ્ય ભોગવવું એ બેમાંથી મારી ઇચ્છામાં આવે તે પસંદ કરવાનું મને કહેવામાં આવે તોપણુ હું તેઓથી હણાવાનું જ પસંદ કરૂં, પરંતુ તેમને હણી ત્રૈલોક્યનું રાજ્ય ભોગવવાનું પસંદ કરૂં

નહિ. અહિં તો તેમને હણીને માત્ર પૃથિવીનું અમુક વિસ્તારનું રાજ્ય મળવાનું છે, તે માટે હું તેઓને કેમ હણું? ૩૫.

**निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।**
**पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥**

**હે જનાર્દન, ધૃતરાષ્ટ્રના પુત્રોને હણીને અમને શું આનંદ થવાનો? આ આતતાયિઓને હણવાથી અમને પાપ જ થવાનું. ૩૬.**

સર્વ અવિદ્યા દૂર કરનાર હે જનાર્દન, અંધ ધૃતરાષ્ટ્રના પુત્રો જ્ઞાનરહિત હોવાથી તેઓ આચાર્ય, ગુરૂ વિગેરેનો ઘાત થાય તેવા યુદ્ધમાં પ્રવૃત્ત રહે, પણ અમે આપના સેવકો હોવાથી જ્ઞાન રહિત નથી. તેથી અમારે તેવું યુદ્ધ કરવું ઉચિત નથી. અંધ ધૃતરાષ્ટ્રના જ્ઞાનદૃષ્ટિ વિનાના પુત્રોને મારવાથી અમને શું આનંદ થવાનો? તેમ કરવાથી અમને કાંઇ પણ આનંદ થવાનો નથી. ધૃતરાષ્ટ્રના પુત્ર આતતાયી છે, કારણ કે (૧) અગ્નિથી બાળનાર, (૨) ઝેર આપનાર, (૩) શસ્ત્ર હાથમાં લઇ મારવા આવનાર, (૪) ધન લઇ લેનાર, (૫) ક્ષેત્ર અથવા ભૂમિ લઇ લેનાર, અને (૬) સ્ત્રીને લઇ જનાર એ છ આતતાયી કહેવાય છે; અને ધાર્તરાષ્ટ્ર દુર્યોધને આ સર્વ કાર્ય કરેલાં છે. "આતતાયિને આવતો જોઇ વિચાર કર્યા વિના હણવો. આતતાયિનો વધ કરનારને કાંઇ દોષ થતો નથી." એવા ધર્મશાસ્ત્ર તથા અર્થશાસ્ત્રના નિયમો છે તેથી ધાર્તરાષ્ટ્રને હણવો જોઇએ એમ કહેતા હો તો તે પણ ઉચિત નથી, કારણ કે અમે ભક્તિ ઇચ્છીએ છીએ. અર્થશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર ભક્તિમા-

ર્ગથી દુર્બલ છે. તેથી આતતાયિનો પણ વધ કરવાથી અમને પાપ જ થાય, અને પાપ થવાથી ભગવત્સંબંધમાં વિઘ્ન આવે, કારણ કે જેનાં પાપ ક્ષીણ થયાં હોય તેવા માણસોને જ આપની ભક્તિ પ્રાપ્ત થાય છે.

**तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ३७ ॥**

**તેથી આપણે સ્વબાંધવ ધાર્તરાષ્ટ્રોને હણવા યોગ્ય નથી. હે માધવ, સ્વજનને હણી અમે કેમ સુખી થઇએ ?**

"આપણે ધાર્તરાષ્ટ્રોને હણવા યોગ્ય નથી." વાક્યમાં "આપણે" પદનો પ્રયોગ કરેલ છે તેથી શ્રીકૃષ્ણનો પણ પોતાની અંદર સમાવેશ કરેલો છે. તેથી 'અમારે તો આપની સંગત જ સુખરૂપ છે, આપ જ અમારા સ્વજન છો' એમ સૂચવાય છે.

**यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥**
**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥**

**હે જનાર્દન, લોભથી નષ્ટ થએલા ચિત્તવાળા આ-મને કુલક્ષયથી થતા દોષ અને મિત્રદ્રોહનાં પાતકનું ભાન નથી તોપણ કુલક્ષયથી થતા દોષ જાણનાર અમારે આ પાપથી દૂર રહેવાનું કેમ ન જાણવું ? ૩૮. ૩૯.**

**कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥**

કુલનો ક્ષય થાય ત્યારે સનાતન કુલધર્મોનો નાશ થાય છે. ધર્મનો નાશ થાય ત્યારે અધર્મ આખા કુલમાં વ્યાપી રહે છે. ૪૦.

કુલક્ષયથી થતા પાપના ભયથી નહિ, પરંતુ લૌકિક ભયથી જ આ યુદ્ધ કરવા ઇચ્છતો નથી એવી શંકા થાય તે દૂર કરવા કુલ-ક્ષયથી થતા દોષ વર્ણવે છે. કુલક્ષય થાય ત્યારે સનાતન એટલે પ્રાચીન પરંપરા પ્રાપ્ત કુલધર્મોનો પ્રણાશ થાય છે. પ્રણાશ એટલે પુરો નાશ, સંપૂર્ણ નાશ. કુલધર્મોનો સંપૂર્ણ નાશ થાય છે એટલે ફરીથી કુલધર્મોનો ઉદય થવાનો સંભવ પણ રહેતો નથી. અમે પાર્થ એટલે પૃથાના પુત્ર છીએ. પૃથાના સંબંધથી આપે અમારો અંગીકાર કરેલો હોવાથી અમારો કુલધર્મ આપની ભક્તિ જ છે. તેનો નાશ થાય તેવા આ પાપથી અમારે દૂર રહેવું જ જોઇએ.

હાલ ધર્મનાશ થશે તોપણ ભવિષ્યમાં પ્રહ્લાદ જેવો ભક્ત કુલમાં અવતરશે તો કુલનો ઉદ્ધાર કરશે માટે ક્ષત્રિયોના ધર્મ શૌર્યનો આવિર્ભાવ કરી યુદ્ધ કરવું ઉચિત છે એવી શંકા થાય તે દૂર કરવા કહે છે કે ધર્મનો નાશ થાય ત્યારે અધર્મ આખા કુલને વ્યાપી રહે છે. તેથી ભવિષ્યમાં પણ એવો કોઇ ભક્ત કુલમાં અવતરવાનો સંભવ રહેતો નથી એમ વિશેષ સ્પષ્ટ કરવા નીચેનો શ્લોક યોજે છેઃ—

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥**

હે કૃષ્ણ, અધર્મ વ્યાપી રહેવાથી કુલસ્ત્રીઓ દૂષિત થાય છે. હે વાર્ષ્ણેય, સ્ત્રીઓ દૂષિત થાય ત્યારે (પ્રજા) વર્ણસંકર થાય છે. ૪૧.

કુલમાં અધર્મ વ્યાપી રહે ત્યારે કુલની સ્ત્રીઓ વ્યભિચારિણી થવાથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે. તેમાં પ્રહ્લાદ જેવો ભક્ત અવતાર લઇ કુલનો ઉદ્ધાર કરશે એવી આશા કેમ રહે? ૪૧.

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतन्ति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥**

સંકર (પ્રજા) કુલનો નાશ કરનારાઓને અને કુલને નરકમાંજ (મોકલે છે). તેમના પૂર્વજોની પિંડોદક ક્રિયાનો લોપ થવાથી તેઓનો પાત થાય છે. ૪૨.

પિંડોદક ક્રિયા એટલે શ્રાદ્ધ વિગેરેનો લોપ થાય છે, કારણકે વર્ણસંકર પ્રજાથી શ્રાદ્ધ વિગેરે થતાં નથી. શ્રાદ્ધ વિગેરે ન થવાથી પૂર્વજોએ ધર્મનું આચરણ કરી જે સ્વર્ગ વિગેરે લોકની પ્રાપ્તિ કરી હોય તેમાંથી તેઓનો પાત થાય છે. ૪૨.

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**
**उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥**

કુલનો નાશ કરનારાઓના વર્ણસંકર ઉત્પન્ન કરનાર આ દોષોથી સનાતન કુલધર્મો અને જાતિધર્મોનો નાશ થાય છે. ૪૩.

મૂલમાં 'च' 'અને' શબ્દ છે તેથી કુલધર્મ અને જાતિધર્મ સાથે આશ્રમધર્મનો પણ નાશ થાય છે એવો અર્થ થાય છે. ૪૩.

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥**

હે જનાર્દન, જેઓના કુલધર્મોનો નાશ થએલો હોય તેવા મનુષ્યોનો નરકમાં નિયત વાસ થાય છે એમ અમે સાંભળ્યું છે. ૪૪.

આ પ્રમાણે જ્ઞાન હતું તો યુદ્ધની તૈયારી જ શા માટે કરી એવો પ્રશ્ન ઉદ્દ્ભવે તે માટે કહે છેઃ—

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**
**यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥ ४५ ॥**

અહો ! અરે રાજ્યસુખના લોભથી સ્વજનને હણવા તૈયાર થયા તે અમે મોટું પાપ કરવાનો વ્યવસાય કરેલો. ૪૫.

રાજ્ય માટે આવું પાપ કરવું પડશે એવું ભાન પહેલાં નહતું. બહુ ખેદ થાય છે કે અમે આવું પાપ કરવા તૈયાર થએલા. ખેદ સાથે આશ્ચર્યની વાત છે કે અમે એવી તૈયારી કરી, કારણકે જેને માટે રાજ્ય પ્રાપ્ત કરવાનું તેઓને જ રાજ્ય પ્રાપ્ત કરવા મારવા તૈયાર થયા છીએ. ૪૫.

**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥**

જો હાથમાં શસ્ત્રવાળા ધાર્તરાષ્ટ્રો પ્રતીકારરહિત અને શસ્ત્રરહિત મને રણમાં હણે તો મારૂં વધારે શ્રેયઃ થાય. ૪૬.

પ્રતીકાર એટલે બદલો. બદલો નહિ આપનાર અથવા સામો પ્રહાર નહિ કરનાર એવા શસ્ત્રરહિત મને ધૃતરાષ્ટ્રના પુત્રો હણે તો મારૂં વધારે શ્રેયઃ થાય, કારણ કે પ્રથમ બંધુઓને હણવાનો જે ઉદ્યમ મેં કર્યો તેનું તેથી પ્રાયશ્ચિત્ત થાય. વળી આપની સન્નિધિમાં મારૂં મરણ થાય એજ મારૂં અધિક શ્રેયઃ ૪૬.

**एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥**

**આમ કહીને રણમાં શોકથી ખિન્ન મનવાળો અર્જુન બાણસહિત ધનુષ્ તજી દઈને રથમાં બેઠો. ૪૭.**

યુદ્ધ અને યુદ્ધ કરવાથી પ્રાપ્ત થવાનું રાજ્ય ઉભય ભક્તિમાં અંતરાયરૂપ હોવાથી અર્જુનને તેમાંથી કોઇની ઇચ્છા નહતી. તેથી આ પ્રમાણે યુદ્ધ નહિ કરવા તેણે કહ્યું. છતાં ભગવાને કાંઇ ઉત્તર આપ્યો નહિ તેથી ભક્તિજ્ઞાન પ્રાપ્ત કરવા માટે શોકથી મન ખિન્ન થયું, અને બાણ તથા ધનુષને તજી રથમાં બેઠો. ૪૭.

**આ પ્રથમ અધ્યાય ઉપોદ્‌ઘાતરૂપ છે. આ અધ્યાયમાં અર્જુનના વિષાદનું વર્ણન કરેલું છે. અર્જુનને વિષાદ થવાનું કારણ કૃપા છે. લોક અને શાસ્ત્રના નિયમોનું અતિક્રમણ કરી તે કૃપાપરવશ થઈ યુદ્ધ કરવા ઇચ્છતો નથી. આ અર્જુનનું આર્તપણું અથવા આર્તિ દર્શાવે છે. બીજા અધ્યાયના આરંભના શ્લોકોમાં પણ અર્જુન આર્ત છે એમ જણાય છે તેથી આ પ્રથમ અધ્યાય પ્રયોજન રહિત છે એવી શંકા**

કરવી નહિ, કારણ કે આ પ્રથમ અધ્યાયમાં અર્જુનમાં કૃપાનો આવેશ કેવી રીતે થયો તે પણ કહેલુ છે. તેથી આ અધ્યાય ઉપોદ્‌ઘાતરુપ છે, પ્રયોજનરહિત નથી. તેથી જ પદ્મ પુરાણમાં ગીતા માહાત્મ્યમાં "તેથી પ્રથમ અધ્યાયનો જે પાઠ કરે અને તેનું સ્મરણ કરે તેને ભવસાગર તરવો કઠિન રહેતો નથી" એમ આ અધ્યાયના ફલનું નિરુપણ કરેલું છે.

इति प्रथमोऽध्यायः ।

## ॥ अथ द्वितीयोऽध्यायः ॥

શોકસાગરમાં ડુબેલા પાર્થને પોતાનો જાણી દયાળુ શ્રીકૃષ્ણે પોતાના સાંખ્ય અને યોગથી તેનો ઉદ્ધાર કર્યો. તેથી આ અધ્યાયમાં સાંખ્ય અને યોગનો ઉપદેશ આવશે.*

* પ્રથમાધ્યાયમાં પાર્થના વૈરાગ્યનું નિરૂપણ કરેલું છે, તેથી સાંખ્ય અને યોગ સાંભળવાને તે અધિકારી છે એમ સિદ્ધ થાય છે. વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને કેશવની ભક્તિ એ પાંચ વિદ્યાના પર્વ છે. તેમાં પ્રથમ પર્વ વૈરાગ્ય સિદ્ધ થએલો હોવાથી સાંખ્ય અને ત્યારપછી યોગનું શ્રવણ કરવા અધિકાર પ્રાપ્ત થયો. સાંખ્યથી આત્માના સ્વરૂપનું જ્ઞાન થાય છે, અને યોગથી બુદ્ધિ સ્થિર થાય છે. આત્માના સ્વરૂપનું જ્ઞાન થાય અને બુદ્ધિ સ્થિર થાય ત્યારે 'હું ભગવાનનો અંશ છું' એમ જીવને સારી રીતે સ્ફુરે છે અને તેથી ભગવાનનો આશ્રય કરવા તે તત્પર થાય છે. ભગવાનનો આશ્રય

શોકથી ખિન્ન મનવાળો અર્જુન ધનુષ્ તથા બાણ તજી રથમાં બેઠો ત્યાર પછી શું થયું તે સંજય કહે છે.

**तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।**
**विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥**

તેવી રીતે કૃપાવશ થએલા, અશ્રુપૂર્ણ અને આકુલ નયનવાળા શોક કરતા તેને ( અર્જુનને ) મધુસૂદને આ વાકય કહ્યું. ૧

અશ્રુથી પૂર્ણ અને આકુલ નયનવાળા પ્રથમાધ્યાયમાં વર્ણન કર્યું તે પ્રમાણે કૃપાવશ થઇ શોક કરતા અર્જુનને મોહરૂપી મધુ દૈત્યને મારનાર શ્રીકૃષ્ણે નીચે પ્રમાણે કહ્યું. ૧.

---

થયો એટલે ભગવાનની આજ્ઞા પાળવી, ભગવાનની આજ્ઞા પ્રમાણે વર્તવું એજ તેનો ધર્મ છે. તેથીજ અર્જુને પણ સાંખ્ય અને યોગના ઉપદેશ પછી ભગવદાશ્રય થયા પછી ભગવાનની આજ્ઞાથી યુદ્ધ કરેલું છે. અર્જુન પુષ્ટિમિશ્ર મર્યાદા ભક્ત છે. આવા ભક્તની માત્ર સાંખ્યમાંજ રૂચિ થતી નથી, અર્થાત્ સાંખ્ય જ્ઞાનમાંજ તેમનું પર્યવસાન થતું નથી, પરંતુ ભગવદાશ્રય થાય તે માટે જ સાંખ્ય ઉપયોગી છે. અર્જુનને ભગવાને આ દ્વિતીય અધ્યાયમાં સાંખ્ય અને યોગના ઉપદેશ કરેલા છે તે બે ઉપદેશની મધ્યે સ્વધર્મના વચન કહેલા છે તેથી તેના હૃદયમાં પુષ્ટિભક્તિનો પ્રકાર પણ સ્ફુરવાનો છે એમ સૂચવેલું છે. આ દ્વિતીય અધ્યાયમાં પ્રથમ અર્જુનના વિષાદનું વર્ણન છે, ત્યાર પછી સાંખ્યનો ઉપદેશ છે, પછી સ્વધર્મનો ઉપદેશ છે ને અંતે બુદ્ધિ સ્થિર કરનાર યોગનો ઉપદેશ છે.

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।**
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरं चार्जुन ॥ २ ॥**

હે અર્જુન, અનાર્યોએ સેવેલો સ્વર્ગથી દૂર રાખનાર, અકીર્તિ ઉત્પન્ન કરનાર આ મોહ અસમયે તને ક્યાંથી થયો. ? ૨.

હે અર્જુન, આ યુદ્ધ માટે ઉત્સાહ કરવાનો સમય છે, દયા કરવાનો સમય નથી. આવા અસમયે તને મોહ ક્યાંથી થયો ? આ મોહ અનાર્યોએ સેવેલો છે, સ્વર્ગથી દૂર રાખનાર હોવાથી ધર્મનો વિરોધી છે અને ક્ષાત્રધર્મનો નાશ કરનાર હોવાથી કુલધર્મનો પણ વિરોધી છે. ૨.

**क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥**

હે પાર્થ, નપુંસકત્વ પ્રાપ્ત ન કર. આ તને યોગ્ય નથી. હે પરંતપ, ક્ષુદ્ર હૃદયદૌર્બલ્ય તજી ઉઠ. ૩

આ પ્રમાણે તને કરવું યોગ્ય નથી એમ કહે છે. હે પાર્થ, ક્ષત્રિય કુલમાં ઉત્પન્ન થએલા અર્જુન, નપુંસકત્વ પ્રાપ્ત ન કર. તું ક્ષત્રિય હોવાથી તને એ યોગ્ય નથી. હૃદયની દુર્બલતા ક્ષુદ્ર છે. એવી ક્ષુદ્ર હૃદયદુર્બલતા શત્રુઓને તપાવનાર તારા જેવાએ રાખવી યોગ્ય નથી. તેથી ઉઠ, યુદ્ધ માટે સાવધાન થા. ૩.

**अर्जुन उवाच—**

**कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।**
**इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥**

હે મધુસૂદન, સંગ્રામમાં ભીષ્મ અને દ્રોણ સામે હું બાણોથી કેમ લડીશ? હે અરિસૂદન, (તેઓ) પૂજ્ય છે. ૪

એવાં ભગવાનનાં વચન સાંભળી, 'હું બીકથી યુદ્ધ કરતો નથી એમ નથી, પરંતુ ધર્મબુદ્ધિથી યુદ્ધ કરતો નથી' એમ અર્જુન ભગવાનને અહિંથી આરંભી ૭ શ્લોકથી વિનવે છે. હે મધુસૂદન, મધુ દૈત્યને મારી, મથુરાનું સ્થાપન કરી ભકતોને પાલનાર ભગવાન્! ભીષ્મ આપના ભક્ત છે તેથી તેમને મારવા ઉચિત નથી, દ્રોણ મારા ગુરૂ છે તેથી તેમને પણ મારવા ઉચિત નથી. હે શત્રુઓનો સંહાર કરનાર ભગવાન્! ભીષ્મ ભક્ત અને દ્રોણ ગુરૂ છે તેઓ મારા પૂજ્ય છે, શત્રુ નથી. તેઓની સામે બાણોથી હું કેમ લડીશ તે વિચારો. ૪.

**गुरूनहत्वा हि महानुभावान् ।**
**श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ॥**
**हत्वार्थकामांस्तु गुरूनिहैव ।**
**भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ६ ॥**

મહાનુભાવિ ગુરૂઓને હણ્યા વિના આ લોકમાં ભિક્ષાન્ન પણ ખાવું સારૂં, પરંતુ અર્થની ઈચ્છાવાળા ગુરૂઓને હણીને આ લોકમાંજ રૂધિરથી ખરડાએલા ભોગ મારે ભોગવવા પડે. ૫.

ભીષ્મ વિગેરે ગુરૂઓને માર્યા વિના રાજ્ય ન મળે તો ભીખ માગીને ખાવું પડે, પણ તેમને મારીએ ને રાજ્ય પ્રાપ્ત કરીએ તો તેમના લોહીથી ખરડાએલા ભોગ ભોગવવા મળે. તેવા ભોગ ભોગવ્યા

કરતાં ગુરૂઓને માર્યા વિના ભીખ માગી ખાવું વધારે સારૂં, કારણ કે ગુરૂઓ મહાનુભાવી છે. મહાન્ એટલે મોટા જે ભગવાન્ તેમનો અનુભવ કરાવનાર ગુરૂઓ મહાનુભાવી છે. તેઓને માર્યા વિના આ લોકમાં ભીખ માગીને ખાવું પડે, પણ પરલોકમાં અવશ્ય સુખ પ્રાપ્ત થાય એવો અર્થ 'लोके' પદના પ્રયોગથી સૂચવેલો છે. પણ જો મહાનુભાવિ ગુરૂઓને મારીએ તો પરલોકમાં અવશ્ય દુઃખી જ થઇએ. એટલું જ નહિ, પરંતુ આ લોકમાં પણ તેઓના લોહીથી ખરડાએલા જ ભોગ ભોગવવા મળે. તેથી તેઓની સામે યુદ્ધ કરવું ઉચિત નથી. ૫.

न चैतद्विद्मः कतरन्नो गरीयो ।
यद्वा जयेम यदि वा नो जयेयुः ॥
यानेव हत्वा न जिजीविषाम- ।
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

વળી અમે જીતીએ અથવા તેઓ અમને જીતે ( એ બેમાં ) અમને શું શ્રેષ્ઠ તે અમે જાણતા નથી. જેમને મારીને અમે જીવવાની ઇચ્છા રાખતા નથી તેજ ધાર્તરાષ્ટ્રો સામા ઉભેલા છે. ૬.

વળી અમારા માટે અમે જીતીએ તે શ્રેષ્ઠ છે કે તેઓ જીતે તે શ્રેષ્ઠ છે તે પણ અમે જાણતા નથી. અમારા વિચાર પ્રમાણે તો અમે જીતીએ તે કરતાં તેઓ જીતે તેજ શ્રેષ્ઠ છે; કારણકે ધાર્તરાષ્ટ્રો જે સામે લડવા ઉભેલા છે તેઓને માર્યા વિના અમે જીતીએ નહિ, અને

તેઓને અમે મારીએ તો પછી અમારે જીવવાની ઇચ્છા પણ રહેશે નહિ. ત્યારે તેઓને મારી અમે જીતીએ તે શું કામનું? ૬.

कार्पण्यदोषोपहतस्वभावः ।
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ॥
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे ।
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥ ७ ॥

કાર્પણ્ય દોષથી બગડેલા સ્વભાવવાળો ધર્મમાં મૂઢ ચિત્તવાળો હું આપને પૂછું છું કે જે નિશ્ચિત શ્રેયઃ હોય તે મને કહો. હું આપનો શિષ્ય છું. આપને શરણ આવેલા મને ઉપદેશ કરો. ૭.

બંધુઓને મારવા એ અનુચિત છે એવું જે મારૂં માનવું છે તેથી હું કૃપણ થયો છું. એવું મારૂં જ્ઞાન છે તેજ મારો કાર્પણ્યદોષ છે. આ દોષથી મારો ક્ષાત્ર સ્વભાવ બગડેલો છે, કારણ કે યુદ્ધ કરવાનો ઉત્સાહ મને થતો નથી. હું બગડેલા સ્વભાવવાળો વિકલ હોવા છતાં ધર્મમાં મારૂં ચિત્ત સંમૂઢ હોવાથી આપને મારા શ્રેયઃ સંબંધી પ્રશ્ન કરૂં છું. યુદ્ધ કરીને તેઓને મારૂં અથવા યુદ્ધ ન કરૂં અને તેઓને ન મારૂં એ બેમાં મારા માટે જે આપની પ્રસન્નતારૂપ શ્રેયઃ હોય તે કહો. હું આપનો મિત્ર નથી, પણ શિષ્ય છું, ધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી શરણે આવેલો છું, તેથી મને ઉપદેશ કરો. ૭.

नहि प्रपश्यामि ममापनुद्या-
द्यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ॥

**अवाप्य भूमावसपत्नमृद्धं**
**राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥**

ભૂતલપર અદ્વિતીય સમૃદ્ધિમત્ રાજ્ય અને દેવોનું અધિપતિપણું પ્રાપ્ત કરીને પણ ઇંદ્રિયોનું અતિશય શોષણ કરનાર મારા શોકને દૂર કરે તેવું (કાંઇ) હું જોતો નથી. ૮.

તું મારો મિત્ર છે અને શરણે આવેલો છે તેથી તું જેમ ઇચ્છે તેમ હું કરીશ એમ આપ કહેતા હો તો પણ ગુરુઓને મારી મને એવો ઇંદ્રિયોનું અતિશય શોષણ કરનાર શોક થશે કે ભૂતલ ઉપરનું અદ્વિતીય સર્વ સમૃદ્ધિવાળું રાજ્ય અને દેવોનું અધિપતિપણું મને મળે તોપણ તે શોકને દૂર કરનાર કાંઇ મળશે નહિ. ૮.

**संजय उवाच—**

**एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।**
**न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूवह ॥ ९ ॥**

હે પરંતપ, ગુડાકેશ હૃષીકેશને એ પ્રમાણે કહી, ગોવિંદને “ હું યુદ્ધ કરીશ નહિ ” એમ કહી બોલતો બંધ થયો. ૯.

ગુડાકા એટલે નિદ્રાનો ઇશ અથવા આલસ્યરહિત અર્જુને ઇંદ્રિયોના ઇશ એટલે ઇંદ્રિયોના પ્રેરક ભગવાનને એ પ્રમાણે કહી ભક્ત પરિપાલક ગોવિંદને ‘ હું યુદ્ધ કરીશ નહિ ’ એમ કહ્યું, અને પછી મૌન ધારણ કર્યું. મૂલમાં ‘ ह ’ શબ્દ છે તે આશ્ચર્ય દર્શાવે છે. ભગવાને અર્જુનને યુદ્ધ કરી રાજ્ય પ્રાપ્ત કરવા કહ્યું તોપણ તેની

રાજ્યની સ્પૃહા થઇ નહિ એ આશ્ચર્યની વાત છે. અહિં સંજય ધૃતરાષ્ટ્રને ‘પરંતપ’ કહે છે. પરં એટલે મોટું તપ છે જેનું તે પરંતપ “તમારૂં તપઃ મોટું છે, ભાગ્યશાલી છો કે તમારા પુત્રો શ્રીકૃષ્ણની સંનિધિમાં જીવિતનો ત્યાગ કરી કૃતાર્થ થશે” એવા ભાવાર્થથી અહિં ધૃતરાષ્ટ્રને ‘પરંતપ’ સંબોધન કરેલું છે. ૯

**तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।**
**सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥ १० ॥**

હે ભારત, ઉભય સેનાની મધ્યે શોક કરતા તેને હૃષીકેશે જાણે હસતા હોય તેમ આ (નીચેનું) વચન કહ્યું. ૧૦.

અર્જુનને આત્મતત્ત્વનું જ્ઞાન નહિ હોવાથી તે કેવો વિકલ થઇ ગયો છે એવા વિચારથી ભગવાન્ જાણે હસતા હોય તેમ શોક કરતા અર્જુનને નીચેનાં વચન કહે છે. ૧૦.

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।**
**गतासूनगतासूंश्च नानुशोचन्ति पंडिताः ॥ ११ ॥**

પંડિતો મરેલા અથવા જીવતાંઓનો શોક કરતા નથી. ૧૧

પ્રથમ શાસ્ત્રાર્થના જ્ઞાનથી અર્જુનની બુદ્ધિ સ્થિર કરી, પછી તેને ભક્તિનો ઉપદેશ કરવા ભગવાન્ ઇચ્છે છે. તેથી પ્રથમ શાસ્ત્રાર્થ જ્ઞાન અથવા જડના જ્ઞાનનો ઉપદેશ કરે છે. અશોચ્ય અથવા શોક કરવા યોગ્ય નહિ તેવાનો તેં શોક કર્યો. આ સર્વ અશોચ્ય છે શોક કરવા યોગ્ય નથી, કારણકે તે મારા ભક્તો નથી, પણ અસુરના

આવેશવાળા છે. ભૂમિનો ભાર હરવા મારે તેઓને મારવાનાજ છે. તેવા અશોચ્યનો તેં શોક કર્યો. વળી તું પંડિતોના જેવાં વચન બોલે છે. પરંતુ પંડિત નથી, કારણ કે પંડિતોને તો સર્વ મારી ઇચ્છા પ્રમાણેજ થાય છે તેવું જ્ઞાન હોય છે. આવું પંડિતોને જ્ઞાન હોવાથી તેઓ મરેલાનો અથવા જીવતાંઓનો શોક કરતા નથી. આ મરી ગયા તેઓનું પરલોકમાં શું થશે એવો પંડિતો મરેલાઓનો શોક કરતા નથી, તેમજ આ જીવે છે તેઓનું ભરણપોષણ તથા રક્ષણ કેમ થશે એવો જીવતાંઓનો પણ શોક કરતા નથી. શ્રુતિ પણ કહે છે કે " જેનો ઉદ્ધાર કરવાની ઇચ્છા થાય તેની પાસે આજ ( ભગવાન્ જ ) સારાં કર્મ કરાવે છે, જેનો અધઃપાત કરવાની ઇચ્છા થાય, તેની પાસે આજ અધમ કર્મ કરાવે છે." તેથી સર્વ મારી ઇચ્છા પ્રમાણેજ થાય છે. હું જે કરૂં તેમાં શોક કરવાનું શું ? ૧૧.

**नत्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।**
**न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥**

કોઇ પણ સમયે હું, તું અથવા આ રાજાઓ નહતા એમ નથી. વળી આપણે સર્વ હવે પછી ન હોઇશું એમ પણ નથી. ૧૨.

વળી જે ઉત્પન્ન થઇ મરણ પામે તેજ શોક કરવા યોગ્ય છે, પરંતુ આ આત્મા હોવાથી તેની ઉત્પત્તિજ સંભવતી નથી. આ પ્રમાણે આત્મવાદથી ઉત્પત્તિનો નિરાસ કરી અશોચ્યતા દર્શાવે છે. મને તું જેવો જૂએ છે તેવો હું કોઇપણ સમયે નહતો એમ નથી, અર્થાત્ સર્વદા હું હતો. તેમજ તું અને આ રાજાઓ પણ સદા હતા. હવે

પછી ભવિષ્યમાં આપણે સર્વ નહિ હોઇશું એમ પણ નથી, અર્થાત્ આપણે સર્વ હોઇશું. આત્માની ઉત્પત્તિ નથી તેમ નાશ પણ નથી. આત્મા નિત્ય, શુદ્ધ અને ચેતન છે તેથી સર્વ નિત્ય હોવાથી કોઇનો શોક કરવો યોગ્ય નથી. ૧૨.

**देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।**
**तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥**

**દેહીને જેમ આ દેહમાં કૌમાર, યૌવન અને જરા પ્રાપ્ત થાય છે તેમ અન્ય દેહની પ્રાપ્તિ થાય છે, તેમાં ધીર (પુરુષ) મોહ પામતો નથી. ૧૩.**

આપણે સર્વ ભવિષ્યમાં હોઇશું ખરા, પરંતુ આ દેહનું શું થશે અથવા આવો અલૌકિક દેહ પ્રાપ્ત થશે કે કેમ એવી શંકા થાય તે માટે આ શ્લોક યોજેલો છે. જેમ સમય જતાં જીવને આ દેહમાં બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા એમ ત્રણ અવસ્થા પ્રાપ્ત થાય છે; તેમ સમય જતાં અન્ય દેહની પ્રાપ્તિ થવાનીજ. તેથી ધીર પુરુષ આ વિષયમાં મોહ રાખતો નથી. અન્ય દેહની પ્રાપ્તિ સર્વને થવાનીજ. ભગવાનની ઇચ્છાથી ભગવદીયને દ્વિતીય પણ અલૌકિક દેહનીજ પ્રાપ્તિ થવાની. તેથી ધીર અથવા ભક્તને કેવા દેહની પ્રાપ્તિ થશે એ સંબંધમાં મોહ થતો નથી. ૧૩.

**मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यांस्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥**

**હે કૌન્તેય ! માત્રાના સ્પર્શો તે ટાઢ, તાપ, સુખ**

**અને દુઃખ આપનાર, આવે જાય તેવા અનિત્ય છે. હે ભારત, તેઓને સહન કર. ૧૪.**

ધીરને મોહ ન થાય, પરંતુ મારામાં ધૈર્ય ન હોવાથી મને શોક થાય છે તેનો શું ઉપાય એવી શંકા થાય તે માટે ધૈર્ય પ્રાપ્ત કરવાનો ઉપાય આ શ્લોકમાં કહે છે. માત્રા એટલે ઇંદ્રિયોની વૃત્તિઓ. તેઓના પદાર્થો સાથેના સંબંધ ટાઢ, તાપ, સુખ અને દુઃખ આપનાર છે. જેમકે ત્વચાનો જલ સાથે સંબંધ થવાથી ટાઢ અથવા શીત થાય, તડકા અથવા અગ્નિ સાથે સંબંધ થવાથી તાપ લાગે. મિત્ર મળવાથી સુખ થાય, મિત્રનો વિયોગ થવાથી દુઃખ થાય. મિત્ર દર્શનથી સુખ થાય, શત્રુ દર્શનથી ઉદ્વેગ થાય. વિગેરે. અથવા માત્રા એટલે રૂપ વિગેરે ગુણવાળા પદાર્થો. તેઓનો ઇંદ્રિયોની વૃત્તિઓ સાથેનો સ્પર્શ સુખ દુઃખ વિગેરે આપનાર છે. આ માત્રાસ્પર્શો સ્થિર નથી, પરંતુ આવે જાય તેવા અસ્થિર છે, અનિત્ય છે. તેથી તેઓને સહન કર. તું ભરતકુલમાં ઉત્પન્ન થએલો હોવાથી તારે તેઓને સહન કરવા એ જ યોગ્ય છે.

આ પ્રમાણે સહન કરવાની સાંખ્ય તથા યોગ ઉભયમાં આવશ્યકતા છે. ૧૪.

**यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥**

**હે પુરૂષરત્ન, દુઃખ અને સુખને સમાન જાણનાર જે ધીર પુરૂષને આ ( માત્રાના સ્પર્શો ) વ્યથા કરતા નથી તે અમૃતત્વ પ્રાપ્ત કરવા યોગ્ય છે. ૧૫.**

આ પ્રમાણે સહન કરવાથી અમૃતતત્ત્વની પ્રાપ્તિ થાય છે એમ કહે છે. હે પુરુષોમાં શ્રેષ્ઠ અર્જુન, સુખ અને દુઃખ જેને સમાન છે, એવા ધીર અર્થાત્ માત્રા સ્પર્શોને સહન કરવા સમર્થ જે માણુસને એ સ્પર્શો પીડતા નથી તે માણુસ અમૃતત્વ એટલે મોક્ષ પ્રાપ્ત કરવા યોગ્ય છે, અથવા મોક્ષ પ્રાપ્ત કરાવનાર ભક્તિ પ્રાપ્ત કરવા યોગ્ય છે. ૧૫.

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोंतस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥**

**અસત્‌નો ભાવ હોતો નથી. સત્‌નો અભાવ હોતો નથી. તત્ત્વદર્શીઓએ આ ઉભયનો પણ નિર્ણય કરેલો છે. ૧૬.**

અસત્ એટલે ત્રણે કાલમાં ન હોય તેવા પદાર્થ જેમકે ખપુષ્પ વિગેરે. આવા પદાર્થોનો ભાવ એટલે સત્તા હોતી નથી. તેમજ સત્ એટલે ત્રણે કાલમાં પણ હોય જ એવો પદાર્થ આત્મા. તેનો અભાવ હોતો જ નથી.

અથવા સત્ બે પ્રકારનું છે શુદ્ધ અને અશુદ્ધ. આત્મામાં રહેલું સત્ત્વ શુદ્ધ છે, જડ પદાર્થોમાં રહેલું સત્ત્વ અશુદ્ધ છે. અસત્ એટલે આત્મામાં જેવું શુદ્ધ સત્ત્વ છે તેવું શુદ્ધ સત્ત્વ જેમાં ન હોય તેવા પદાર્થો દેહ વિગેરે. આવા પદાર્થોનો ભાવ હોતો નથી એટલે આવા પદાર્થોમાં શુદ્ધ સત્ત્વ હોતું નથી, પરંતુ વિકાર પામે તેવું અસ્થિર સત્ત્વ હોય છે.* તેમજ સત્ એટલે શુદ્ધ સત્ત્વવાળા આ-

*અશુદ્ધ સત્ત્વ હોય તે પદાર્થોનો વિકાર થાય છે. શુદ્ધ સત્ત્વવાળા આત્મામાં વિકાર થતો નથી. અશુદ્ધ સત્ત્વવાળા પદાર્થોમાં વિકાર થાય છે એટલે તેઓની આકૃતિ વિગેરે બદલાય છે, શુદ્ધ સત્ત્વવાળા આત્મામાં તેવો કાંઇ પણ વિકાર થતો નથી.

ત્માનો અભાવ હોતો નથી એટલે તેમાં વિકાર પામે તેવું અસ્થિર સત્ત્વ હોતું નથી. આવો સત્ અને અસત્ ઉભય પદાર્થોનો નિર્ણય તત્ત્વદર્શીઓએ કરેલો છે. ૧૬.

**अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥**

**આ સર્વ જેનાથી વ્યાપ્ત છે તે અવિનાશિ જાણ. આ અવ્યયનો વિનાશ કરવા કોઈ સમર્થ નથી. ૧૭.**

આ સર્વ દેહ વિગેરે જેનાથી વ્યાપ્ત છે, જે આ દેહ વિગેરે સર્વમાં વ્યાપી રહેલ છે તે આત્મા અવિનાશી છે એમ જાણ. આ અવ્યય અથવા જેનો ક્ષય ન થઇ શકે તેવા આત્માનો શસ્ત્ર અગ્નિ વિગેરે કોઇ પણ ઉપાયથી નાશ કરવા કોઇ સમર્થ નથી. ૧૭.

**अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥**

**હે ભારત! નિત્ય, નાશરહિત, અપ્રમેય આત્માના આ દેહો અંતવાળા કહેલા છે. તેથી યુદ્ધ કર. ૧૮.**

હે ભારત, આત્મા નિત્ય છે, તેનો નાશ થતો નથી. આત્મા અપ્રમેય અથવા જાણી ન શકાય તેવો છે. તેના આ દેહો અંતવાળા એટલે અસ્થિર કહેલા છે. તેથી તું શોક કર તે પણ ન કર્યા જેવો છે. તેથી શોક કરવો તજી દઇ યુદ્ધ કર. ૧૮.

**य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥ १९ ॥**

જે એને હણનાર જાણે છે, અને જે એને હણાએલો જાણે છે તેઓ ઉભય જાણતા નથી કે આ હણતો નથી અને હણાતો નથી. ૧૯.

**न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥**

આ કોઈ સમયે જન્મતો નથી તેમ મરતો નથી, થઇને પુનઃ થવાનો નથી. અજ, નિત્ય, શાશ્વત અને પુરાતન આ (આત્મા) હણાતાં શરીરમાં હણાતો નથી. ૨૦.

જેનો જન્મ અથવા ઉત્પત્તિ હોય તેનું જ મૃત્યુ થઇ શકે, પરંતુ આત્માની ઉત્પત્તિ જ નથી તો મૃત્યુ કેવી રીતે થાય એમ જણાવવા ઉત્પત્તિનો નિષેધ કરે છે. આત્મા કોઇ સમયે જન્મતો નથી; તેમજ કોઇ સમયે મરતો નથી. "भूत्वा भूयो न भविता" થઇને પુનઃ થવાનો નથી. આનો અર્થ એવો છે કેઃ—ભગવાને પોતાની ક્રીડા માટે સૃષ્ટિ રચી છે તેમાં એકવાર જે ભાવથી અમુક આત્મા થએલો તેજ ભાવથી ભવિષ્યમાં પુનઃ તે આત્મા થવાનો નથી. તેથી જે કાર્ય માટે આત્માને જે વખતે ભગવાને યોજેલો છે તે વખતે તેજ કાર્ય તેણે કરવું. એ પ્રમાણે કરવાથી ભગવાનની પ્રીતિ પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે ન થાય તો એની યોજના વ્યર્થ થાય છે. અહિં 'भूत्वा' થઇને શબ્દ યોજેલો છે તેથી આત્માની પણ ઉત્પત્તિ હોય છે એવી શંકા થાય તે દૂર કરવા આત્માને પુનઃ અજ કહેલો છે. જેનો જન્મ ન હોય તે અજ. આત્મા ભગવાનનો અંશ હોવાથી તેનો જન્મ હોતો નથી એટલે તે અજ છે. વળી

આત્મા નિત્ય છે, શાશ્વત એટલે સદા એકભાવવાળો છે. આત્મા પુરાણ અથવા પુરાતન છે, સદા મારી સેવા કરનાર મારો દાસ છે. જે શરીરમાં તે હોય તે શરીર હણાય તોપણ આત્મા હણાતો નથી. ૨૦.

**वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।**
**कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥ २१ ॥**

**હે પાર્થ ! જે આને અવિનાશી, નિત્ય, અજ અને અવ્યય જાણે છે તે પુરૂષ કેવી રીતે કોનો ઘાત કરાવે છે તથા કોને હણે છે ? ૨૧.**

આત્મા હણે છે અથવા હણાય છે એવી બુદ્ધિ થવાનું કારણ અજ્ઞાન જ છે એમ દર્શાવવા આત્માનું જ્ઞાન જેને હોય તેને એવી બુદ્ધિ થઇ શકે નહિ એમ કહે છે. જે આત્માને અવિનાશી એટલે વિકાર રહિત, નિત્ય એટલે સદા એકરૂપ, અજ એટલે જન્માદિ રહિત, અને અવ્યય એટલે નાશ રહિત જાણે તે પુરૂષ કયા સાધનથી કોઇની પાસે કોઇનો ઘાત કરાવે અથવા કયા સાધનથી પોતે કોઇને હણે ? અર્થાત્ કોઇ પણ સાધનથી કોઇનો ઘાત કરાવી શકાતો નથી અને કોઇ પણ સાધનથી કોઇને હણી શકાતો નથી. ૨૧.

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥**

**જેમ જૂનાં વસ્ત્રોને તજી માણસ બીજાં નવાં વસ્ત્રો ગ્રહણ કરે છે તેમ જૂનાં શરીરો તજી દેહી બીજાં નવાં શરીરોમાં પ્રવેશ કરે છે. ૨૨.**

આત્મા ભલે અવિનાશી હો, પરંતુ તેના ભોગના સાધનભૂત દેહનો વિનાશ થશે એમ જાણી હું શોક કરૂં છું. વળી ભગવાનની ક્રીડા માટે રચાએલા દેહોને હણવાથી પણ દોષ જ થવાનો હોવાથી શોક કરવો જ યોગ્ય છે એવી શંકા થાય તે દૂર કરે છે. માણસ જેમ જૂનાં અનુપયોગિ વસ્ત્રો તજી બીજાં ઉપયોગિ વસ્ત્રો ગ્રહણ કરે છે, તેવી જ રીતે આત્મા પણ મારી ક્રીડામાં અનુપયોગિ થએલાં જૂનાં શરીરો તજી દઇ મારી ક્રીડામાં ઉપયોગિ થાય તેવા બીજાં નવીન દેહોમાં મારી ઇચ્છા પ્રમાણે પ્રવેશ કરે છે, તેથી કર્મથી બંધાતાં અન્ય નવિન શરીરો અવશ્ય પ્રાપ્ત થવાનાં હોવાથી જૂનાં શરીરોના નાશ વિષે શોક કરવો યોગ્ય નથી. ૨૨.

**नैनं छिंदन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥२३॥**

**શસ્ત્રો આનો છેદ કરતા નથી, અગ્નિ આને બાળતી નથી, જલ આને ભીંજવતું નથી, અને વાયુ શોષતો નથી. ૨૩.**

સારી રીતે સમજી શકાય તે માટે આત્મા અવિનાશી છે એવો પુનઃ બોધ કરે છે. શસ્ત્રો આત્માને છેદતાં નથી, અગ્નિ બાળતી નથી, જળ ભીંજવતું નથી અને વાયુ શોષતો નથી. તેથી યુદ્ધમાં તું શસ્ત્ર વિગેરેનો પ્રયોગ કરીશ તો પણ તેને કાંઇ થવાનું નથી. શસ્ત્ર વિગેરે પણ જ્યાં મારી ઇચ્છા હોય ત્યાંજ પોતાનો પ્રભાવ દર્શાવી શકે છે. તેઓની પોતપોતાના ધર્મ પ્રમાણે કાર્ય કરવાની શક્તિ પણ મારી ઇચ્છાને જ આધીન છે, તેથી જ શ્રીમદ્ભાગવતમાં "મારા ભયથી આ વાયુ વાય છે" વિગેરે કહેલું છે. તેથી શસ્ત્ર

વિગેરે આત્માને કાંઇ કરી શકતા નથી, અને મારી ઇચ્છાથી જ ત્યાજ્ય દેહોમાં તેઓનો પ્રભાવ ચાલે છે એમ જાણી યુદ્ધ કરવા તૈયાર થઇ જા. ૨૩.

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतस्थाणुरचलोऽयंसनातनः ॥२४॥**

**આ છેદી ન શકાય તેવો, બાળી ન શકાય તેવો, ભીંજવી ન શકાય તેવો અને શોષવી ન શકાય તેવો, નિત્ય, વ્યાપક, સ્થિર, અચલ અને સનાતન છે. ૨૪.**

આ આત્મા છેદી, બાળી, ભીંજવી અથવા શોષવી ન શકાય તેવો છે. તે નિત્ય છે એટલે તેની ઉત્પત્તિ નથી. વ્યાપક છે. જીવ-સ્વરૂપથી વ્યાપક નથી, પરંતુ તે બ્રહ્મનો અંશ હોવાથી બ્રહ્મભાવના અભિપ્રાયથી અહિં તેને વ્યાપક કહેલો છે. ચૈતન્ય જીવનો ગુણ છે અને ચૈતન્ય વ્યાપક છે તેથી પોતાના ચૈતન્ય ગુણને લીધે જીવને વ્યાપક કહેલો છે. મૂલમાં "સર્વગત" શબ્દ છે તેનો અર્થ વ્યાપક કહેલો છે. જીવનો ચૈતન્ય ગુણ સર્વ શરીરમાં વ્યાપી રહેલો હોવાથી જીવને સર્વગત અથવા વ્યાપક કહેલો છે. વળી તે સ્થિર છે અને અચલ અથવા ક્રિયારહિત છે. સનાતન અથવા નિત્ય છે. ૨૪.

**अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥**

**આને અવ્યક્ત, અચિન્ત્ય, અને અવિકાર્ય કહે છે. તેથી આને તેવો જાણીને શોક કર નહિ. ૨૫.**

આ અવ્યક્ત એટલે લૌકિક ઇંદ્રિયોથી ગ્રહણ થઇ શકે નહિ તેવો, અચિન્ત્ય એટલે મનથી પણ વિચારી શકાય નહિ તેવો, અને

અવિકાર્ય એટલે જેનામાં વિકાર કરી શકાય નહિ તેવો કહેવાય છે. આત્માને આવો જાણીને તેનો શોક કરવો તજી દે. ૨૫.

અહિં સુધી વિદ્વાનોએ નિર્ણય કરેલા સિદ્ધાન્ત પ્રમાણે આત્માનું સ્વરૂપ કહ્યું. એ પ્રમાણે આત્માના સ્વરૂપનું જ્ઞાન હોય તો યુદ્ધ કરવામાં કાંઇ શોક કરવા જેવું નથી એવો ઉપદેશ કરી હવે અન્ય રીતે વિદ્વાનોનો સિદ્ધાન્ત ન રૂચે તોપણ અજ્ઞાનીઓના મત પ્રમાણે પણ યુદ્ધ કરવામાં કાંઇ શોક કરવા જેવું નથી એમ કહે છે:—

**अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।**
**तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥**

હવે હે મહાબાહો! જો તું આને નિત્ય જન્મતો અને નિત્ય મરતો માનતો હોય તો પણ આનો શોક કરવો તને યોગ્ય નથી. ૨૬.

દેહની સાથે આત્માની પણ ઉત્પત્તિ થાય છે, અને દેહની સાથે આત્માનું પણ મૃત્યુ થાય છે એમ માનતો હોય, દેહને જ આત્મા માનતો હોય તો પણ તેનો શોક કરવો યોગ્ય નથી. ૨૬.

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।**
**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥**

કારણ કે જન્મેલાનું મૃત્યુ નિશ્ચિત છે, અને મરેલાનો જન્મ નિશ્ચિત છે. તેથી ફેરવી ન શકાય તેવી બાબતમાં તારે શોક કરવો યોગ્ય નથી. ૨૭.

કારણ કે આ સિદ્ધાંત પ્રમાણે જેનો જન્મ થયો તે મરવાનો જ, અને જેનું મરણ થયું તેનો જન્મ પણ થવાનો જ. મૃત્યુ અને જન્મ ટાળી શકાય તેમ નથી તો પછી તે બાબતમાં શોક કરવો શું કામનો ? ૨૭.

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥**

**હે ભારત ! ભૂતો અવ્યક્તમાંથી ઉત્પન્ન થાય છે, મધ્યમાં વ્યક્ત ( હોય છે ) અને અવ્યક્તમાં જ લય પામે છે. તેમાં ચિંતા શી ? ૨૮.**

પુનઃ સાંખ્યરીતિથી ઉપદેશ કરે છે; હે ભારત ! સર્વ ભૂતો અવ્યક્તમાંથી ઉત્પન્ન થાય છે. મધ્યે વ્યક્ત હોય છે ને પાછા અવ્યક્તમાંજ તેઓનો લય થાય છે, તેથી જેમાંથી ઉત્પન્ન થાય છે તેમાંજ તેઓનો લય થાય તેમાં ચિંતા શી ? તેથી તું શત્રુઓને મારીશ તોપણ તારો પણ ઉત્પત્તિસ્થાનમાંજ લય થશે, તેથી શોક કરવાનું કારણ નથી.

આ શ્લોકમાં ભૂત શબ્દના બે અર્થ સંભવે છે. (૧) ભૂત = શરીરો. શરીરો અવ્યક્ત એટલે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે, મધ્યે જગતમાં વ્યક્ત હોય છે એટલે જોઇ શકાય છે, અને પુનઃ તેઓનો લય અવ્યક્ત પ્રકૃતિમાં થાય છે. ( ૨ ) ભૂત = જીવ. અવ્યક્ત એટલે અક્ષર. અક્ષર બ્રહ્મમાંથી જીવોનું વ્યુચ્ચરણ થાય છે. જેમ અગ્નિમાંથી તણખાઓ નીકળે છે તેમ અક્ષરમાંથી જીવો વ્યુચ્ચરે છે, મધ્યમાં તેઓ દેહો ધારણ કરે છે એટલે વ્યક્ત થાય છે, અને પુનઃ અક્ષરમાં તેઓનો સમાવેશ થાય છે. ૨૮.

**आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।**
**आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२९॥**

કોઈ આને આશ્ચર્યવત્ જૂએ છે, તેમજ બીજો આશ્ચર્યવત્ કહે છે. અન્ય આને આશ્ચર્યવત્ સાંભળે છે, અને સાંભળીને પણ કોઇ આને જાણતું નથી. ૨૮.

એ પ્રમાણે કાંઇ શોક કરવા જેવું ન હોય તો વિદ્વાનો પાપ કરવાથી નરકની પ્રાપ્તિ થશે એમ શોક શા માટે કરતા હશે એવી શંકા થાય તે માટે આ શ્લોક યોજેલો છે. કોઈ આને આશ્ચર્યવત્ જૂએ છે. આત્મા નિત્ય છે, અવ્યક્ત છે, વિગેરે જ્ઞાન શાસ્ત્રમાંથી પ્રાપ્ત થાય છે, છતાં જન્મ વિગેરેના અનુભવ થાય છે તેથી ઇંદ્રજાલ પેઠે આ સર્વ માયાથી થતું હોય તેમ જૂએ છે. તેવી જ રીતે મારી માયાથી મોહિત થઇ બીજા તેને આશ્ચર્યવત્ કહે છે, એટલે આત્મા આશ્ચર્યવત્ છે એવો લોકોને બોધ કરે છે, અને જ્ઞાન રહિત શ્રોતાઓ તેને આશ્ચર્યવત્ સાંભળે છે. એ પ્રમાણે સાંભળવા છતાં આ ત્રણમાંથી કોઇ 'આત્મા આવો છે' એમ નિશ્ચયપૂર્વક જાણતું નથી, તેથી સર્વ અજ્ઞાનને લીધે જ શોક કર્યા કરે છે એમ જાણ. ૨૯.

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।**
**तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥**

હે ભારત ! સર્વના દેહમાં આ દેહી નિરંતર અવધ્ય છે. તેથી સર્વ ભૂતોનો શોક કરવો તને યોગ્ય નથી. ૩૦

પાછળના સર્વ ઉપદેશનો ઉપસંહાર કરે છે. સર્વના અનેક પ્રકારના દેહોમાં રહેલો દેહી જીવ સદા અવધ્ય છે. તેનો વધ થઇ

શકે તેમ નથી, તેથી કોઇ પ્રાણીનો શોક કરવો યોગ્ય નથી. ૩૦.

**स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।**

**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते ॥३१॥**

**સ્વધર્મને પણ જોઇને તારે કંપવું યોગ્ય નથી, કારણ કે ક્ષત્રિયને ધર્મ્ય યુદ્ધથી અન્ય (કાંઇ) શ્રેયઃ નથી. ૩૧.**

તારા ક્ષત્રિય ધર્મ પ્રતિ દૃષ્ટિ કરીને પણ તારે કંપવું યોગ્ય નથી, કારણ કે ક્ષત્રિયનો ઉત્તમ ધર્મ ધાર્મિક યુદ્ધ જ છે. આવા યુદ્ધથી અન્ય કાંઇ ક્ષત્રિયો માટે શ્રેયસ્કર છે જ નહિ કારણ કે ક્ષત્રિયોને પરલોક વિગેરેની પ્રાપ્તિ પણ આવા યુદ્ધથી જ થાય છે. ૩૧.

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**

**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥ ३२ ॥**

**હે પાર્થ ! ઉઘાડાં સ્વર્ગદ્વારરૂપ અકસ્માત પ્રાપ્ત થતું આવું યુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિયોને મળે છે. ૩૨.**

હે પાર્થ, અકસ્માત ભગવદિચ્છાથી પ્રાપ્ત થતું આ યુદ્ધ ઉઘાડાં સ્વર્ગદ્વારરૂપ છે. આવું યુદ્ધ સુખી અથવા ભાગ્યશાળી ક્ષત્રિયોને જ પ્રાપ્ત થાય છે. આવું યુદ્ધ જેને પ્રાપ્ત થાય તે અવશ્ય ભાગ્યશાળી છે, કારણ કે ભગવદિચ્છા પ્રમાણે થતાં આ યુદ્ધમાં ભગવાનની સન્નિધિ પણ છે. ૩૨.

**अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।**

**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥**

**વળી જો તું આ ધાર્મિક યુદ્ધ નહિ કર તો સ્વધર્મ અને કીર્તિ ગુમાવી પાપ મેળવીશ. ૩૩.**

તારા ક્ષત્રિય ધર્મ પ્રતિ લક્ષ રાખી મારી સમીપ થતું મારી આજ્ઞારૂપ આ યુદ્ધ નહિ કર તો ક્ષત્રિયધર્મથી ભ્રષ્ટ થઈશ, તારી કીર્તિ ગુમાવીશ, અને તને પાપ થશે. ૩૩.

**अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।**
**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥**

**વળી પ્રાણીઓ તારી અવ્યય અપકીર્તિ ગાશે. સંભાવિતને અપકીર્તિ મરણથી પણ અધિક (દુઃખદ) છે. ૩૪.**

પ્રાણીઓ તારી અવ્યય એટલે નિરંતર રહેનારી અપકીર્તિ ગાશે. અહિં "भूतानि" "પ્રાણીઓ" નપુંસક લિંગવાળા શબ્દનો પ્રયોગ કરેલો છે, તેથી નપુંસકો જે બીજાના ભીરૂત્વની વાત કરવા યોગ્ય નથી તેઓ પણ તારી અપકીર્તિ ગાશે એવો અર્થ થાય છે. તું યુદ્ધમાં શૂર તરીકે પ્રસિદ્ધ થઈ માન પામેલો છે. આવા સંભાવિતને અપકીર્તિ મરણથી પણ અધિક દુઃખદ હોય છે. ૩૪.

**भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।**
**येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥**

**મહારથીઓ તને ભયને લીધે રણમાંથી પાછો ફરેલો માનશે. તેઓમાં તું માન પામેલો હોવા છતાં અપમાન પ્રાપ્ત કરીશ. ૩૫.**

તું બંધુઓની હિંસા થશે એવા ભયથી યુદ્ધ કરવા ઇચ્છતો નથી, છતાં આ સર્વ મહારથીઓ અર્જુનને યુદ્ધમાં મરણનો ભય લાગવાથી તે યુદ્ધમાંથી પાછો ફર્યો એમ માનશે. તેઓમાં તું આજ

દિવસ સુધી માન પામેલો છે છતાં અપમાન પ્રાપ્ત કરીશ. ૩૫.

**अवाच्यवादांश्च बहून्वदिष्यन्ति तवाहिताः ।**
**निंदन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥**

તારા શત્રુઓ તારૂં સામર્થ્ય નિંદતાં ન બોલાય તેવાં બહુ વચનો બોલશે. તેથી વધારે દુઃખકારી શું ? ૩૬.

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥**

હે કૌંતેય, જો તું હણાઇશ તો સ્વર્ગ પ્રાપ્ત કરીશ; અને જીતીશ તો પૃથ્વીનો ભોગ કરીશ. તેથી યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને ઉઠ. ૩૭.

યુદ્ધમાં મરીશ તો સ્વર્ગ મળશે, જીતીશ તો રાજ્ય પ્રાપ્ત થશે. યુદ્ધ કરવાથી હરકોઇ પરિણામ આવે તે લાભકારી છે. તેથી યુદ્ધ કરવાનો નિશ્ચય કર. ૩૭.

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥**

સુખ અને દુઃખ, લાભ અને હાનિ અને જય અને પરાજયને સમાન જાણી પછી યુદ્ધ કર. એમ ( કરવાથી ) પાપ થશે નહિ. ૩૮.

આતતાયિઓને મારવાથી પાપ થાય તેથી હું યુદ્ધ કરીશ નહિ એમ તું કહેતો હતો તેના સંબંધમાં પાપ ન થાય તેવો ઉપાય કહું છું. દેહના સુખ અને દુ:ખ, રાજ્યનો લાભ અને હાનિ, અને યશ

માટે જય અને પરાજય એ સર્વને સમાન જાણી પછી યુદ્ધ કરવામાં પ્રવૃત્ત થા. આ શ્લોકમાં યોગનું સ્મરણ કરી સાંખ્ય અને યોગનો એકાર્થ કરેલો છે. સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજય વિગેરે ફલની આકાંક્ષા રાખ્યા વિના, જે ફલ પ્રાપ્ત થવાનું હોય તે સમાનજ છે એમ માની યુદ્ધ કર. આ પ્રમાણે યુદ્ધ કરવામાં ફલનો ઉદ્દેશ નહિ હોવાથી પાપ થશે નહિ. ૩૮.

અર્જુનનો શોક દૂર કરી તેની યુદ્ધમાં પ્રવૃત્તિ કરાવવા સાંખ્ય રીતિથી જ્ઞાનનો ઉપદેશ અહિં સુધી કર્યો. હવે યોગનો અથવા કર્મયોગનો ઉપદેશ કરવાનો આરંભ કરે છે.

**एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।**
**बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥ ३९ ॥**

સાંખ્ય ( પ્રમાણે ) આ બુદ્ધિ તને કહી. ( હવે ) યોગ ( પ્રમાણે ) આ બુદ્ધિ સાંભળ. હે પાર્થ ! તે બુદ્ધિથી યુક્ત થઈ તું કર્મબંધનો ત્યાગ કરીશ. ૩૯

સાંખ્ય એટલે આત્માનું અને અનાત્માનું જ્ઞાન. આ અધ્યાયના ૧૨ મા શ્લોકથી આરંભી સાંખ્યજ્ઞાનનો ઉપદેશ કરેલો છે. શ્લોક ૩૦ સુધી સાંખ્યનો ઉપદેશ છે, પછી ક્ષત્રિય ધર્મ પ્રમાણે શું કરવું જોઇએ તે ૩૧ થી ૩૭ શ્લોક સુધી દર્શાવેલ છે. ૩૮ શ્લોકમાં પુનઃ સાંખ્ય અને યોગનો એકાર્થ કરી ઉપદેશ કરેલો છે. હવે અહિંથી યોગનો ઉપદેશ કરવાનો પ્રારંભ કરે છે.

અહિંસુધી સાંખ્યરીતિથી એટલે આત્મસ્વરૂપના બોધથી ઉપદેશ કર્યો, હવે યોગનો ઉપદેશ કરૂં છું. આ યોગ બુદ્ધિ રાખીશ

તો તું જે કાર્ય કરીશ તેના પુણ્ય પાપ રૂપ બંધનો તું ત્યાગ કરીશ. '**प्रहास्यसि**' 'ત્યાગ કરીશ' શબ્દમાં '**प्र**' ઉપસર્ગ છે. તેનો અર્થ 'સારી રીતે' થાય છે. તેથી બંધનો તું સારી રીતે ત્યાગ કરીશ, પુનઃ બંધનની સંભવનાજ ન રહે એવી સારી રીતે તું બંધનો ત્યાગ કરીશ. ૩૯.

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥**

**અહિં આરંભેલાનો નાશ નથી, વિઘ્ન હોતું નથી. સ્વલ્પ પણ આ ધર્મ મોટા ભયમાંથી રક્ષણ કરે છે. ૪૦.**

કર્મ બહુ છે અને ઘણા કાળ પછીજ સિદ્ધ થઇ શકે તેવા હોવાથી અપૂર્ણજ રહી જાય, અથવા વિઘ્ન આવી પડે તેથી ફલની પ્રાપ્તિ પણ થાય નહિ અને ઉલટો બંધ થાય એવી શંકા થાય તેનો આ શ્લોકથી નિરાસ કરે છે. આ ભગવન્માર્ગમાં જે કર્મ કરવાનાં છે તે ભગવાનના અર્થે ભગવાનની આજ્ઞાથી કરવાનાં છે, ફલ પ્રાપ્ત કરવા કરવાનાં નથી. ભગવદર્થ ભગવાનની આજ્ઞાથી જે કર્મ કરવામાં આવે તેમાં એવો કોઇ દોષ સંભવતો નથી. મારી આજ્ઞાથી આ માર્ગમાં જે કર્મ કરવામાં આવે છે તેના આરંભનો નાશ થતો નથી. આરંભેલું કર્મ અપૂર્ણ રહે તોપણ અપૂર્ણ રહેલું કર્મ પણ નિષ્ફળ થતું નથી. આ કર્મમાં વિઘ્ન પણ આવતાં નથી, કારણ કે આવું સ્વલ્પ કર્મ કરેલું હોય તો તે પણ મોટા ભયમાંથી રક્ષણ કરે છે. અન્યત્ર પણ જે કાંઇ કર્મ કરવામાં આવે છે તે સંપૂર્ણ થાય અને સફલ થાય તે માટે ભગવાનનુંજ સ્મરણ મંગલાચરણ

વિગેરેમાં કરવામાં આવે છે તો પછી જે કર્મ સાક્ષાત્ ભગવાનના માટેજ કરવામાં આવતાં હોય તેમાં વિઘ્ન થવાની અથવા વિફળ રહેવાની ભીતિજ ક્યાંથી સંભવે ? ૪૦.

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।**
**बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥**

**હે કુરૂનંદન ! અહિં નિશ્ચયરૂપ એક બુદ્ધિ છે. નિશ્ચય રહિતોની બુદ્ધિઓ ઘણી શાખાઓવાળી અને અનંત હોય છે. ૪૧.**

અહિં અથવા આ માર્ગમાં નિશ્ચયરૂપ એકજ બુદ્ધિ છે. મારી આજ્ઞાથી કર્મ કરવાનું હોવાથી તેઓની બુદ્ધિ મારામાંજ હોય છે. ભગવાનની આજ્ઞા પ્રમાણે કર્મ કરીશજ એવોજ તેઓનો નિશ્ચય હોય છે, ફલની તેઓને આકાંક્ષા અથવા અભિલાષા હોતી નથી. આવી બુદ્ધિનો વિષય માત્ર હુંજ હોવાથી તેઓની એકજ બુદ્ધિ છે. નિશ્ચય-રહિત ફલની આકાંક્ષાવાળા બહિર્મુખોની અનંત બુદ્ધિઓ હોય છે અને તે બુદ્ધિઓની શાખાઓ પણ ઘણી હોય છે, કારણ કે તેઓ ફલની ઇચ્છા રાખતા હોવાથી ભિન્ન ભિન્ન ફલની તેઓને અભિલાષા હોય છે. ૪૧.

**यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।**
**वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥**
**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥**

**भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।**
**व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ ४४ ॥**

**હે પાર્થ ! વેદવાદમાં રતિવાળા, 'અન્ય (કાંઇ) નથી' એમ કહેનારા, કામનાવાળા, સ્વર્ગને પર (ફલ) જાણનારા અવિદ્વાનો ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ માટે અમુક ક્રિયાઓથી ભરપુર, જન્મ અને કર્મફલ આપનારી આ જે પુષ્પિત વાણી વદે છે તેનાથી હરાએલ ચિત્તવાળા, ભોગ અને ઐશ્વર્યમાં આસક્ત રહેલાની સમાધિમાં નિશ્ચયાત્મક બુદ્ધિ થતી નથી. ૪૨, ૪૩, ૪૪.**

જો એ પ્રમાણે વ્યવસાયાત્મક બુદ્ધિ ઉત્તમ હોય તો સર્વ એવી બુદ્ધિ કેમ રાખતા નથી ? એવી શંકા થાય તે દૂર કરવા વ્યવસાયાત્મક બુદ્ધિ કેમ થતી નથી તે દર્શાવે છે. જેઓ વેદવાદમાં રતિવાળા છે, વેદમાં કરેલું કર્મ તેમાં કહેલાં ફલ પ્રાપ્ત કરવા અવશ્ય કરવું જોઇએ પરંતુ ફલની ઇચ્છા વિના કરવું યોગ્ય નથી એવા મતવાળા છે, તેથીજ વૈદિક કર્મના ફલ વિના અન્ય કાંઇ ફલ છે જ નહિ એમ જેઓ કહ્યા કરે છે, જેઓ કામનાવાળા છે, એટલે જેમને નિરંતર કર્મનાં ફલ પ્રાપ્ત કરવાની કામના હોય છે, જેઓ સ્વર્ગનેજ ઉત્તમ ફલ માને છે તેવા અવિદ્વાનો વેદવાદનું તાત્પર્ય નહિ જાણનાર મૂર્ખ અજ્ઞાનીઓ "વૈદિક ફલ વિના અન્ય કાંઇ નથી" એવી પુષ્પિત વાણી વદે છે. આ વાણી માત્ર પુષ્પવાળી છે, પરંતુ ફલ રહિત છે. પુષ્પવાળી લતાની પેઠે દેખાવમાં રમ્ય લાગે છે પરંતુ ફલહીન છે. માત્ર ગંધના લોભથીજ તેઓનાં ચિત્ત આવી વાણીથી

ભ્રાંત થએલાં છે એવો ભાવાર્થ છે. આ વાણી જન્મ અને કર્મ ફલ આપનારી છે, અર્થાત્ આ વાણીનું ફલ ઉત્તમ યોનિમાં જન્મ અને ઉત્તમ કર્મજ છે. વળી ભોગ અને ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે આ વાણીમાં બહુ ક્રિયાઓ કરવાની છે. આ વાણી ભોગ અને ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે અનેક ક્રિયાઓની ભરપુર છે.

અથવા '**भोगैश्वर्यगतिं प्रति**' '**क्रियाविशेषबहुलां**' સાથે નહિ લેતાં '**कामात्मानः**' સાથે લેવું એટલે ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિની કામનાવાળાઓ અવિદ્વાનો આવી પુષ્પિત વાણી વદે છે. વળી "**जन्मकर्मफलप्रदाम्**" વાણીનું વિશેષણ નહિ લેતાં '**भोगैश्वर्यगतिम्**' નું વિશેષણ પણ લઇ શકાય. તેથી જન્મ અને કર્મના ફલ આપનાર ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિની કામનાવાળા અવિદ્વાન લોકો આવી પુષ્પિત વાણી વદે છે એવો અર્થ થાય છે.

આવી પુષ્પિત વાણીથી આવા અજ્ઞાનીઓનાં ચિત્ત હરાએલાં છે અને તેઓ ભોગ અને ઐશ્વર્યમાં આસક્તિવાળા હોય છે તેથી તેઓનું ચિત્ત વ્યગ્ર રહેવાથી સમાધિ અથવા ભગવાનનું ચિંતન કરવામાં તેવી નિશ્ચયાત્મક બુદ્ધિ તેઓની થતી નથી. ૪૨, ૪૩, ૪૪.

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५॥**

**વેદો ત્રૈગુણ્યવિષય છે. હે અર્જુન ! તું નિસ્ત્રૈગુણ્ય, નિર્દ્વન્દ્વ, નિત્યસત્ત્વમાં રહેનાર, યોગક્ષેમરહિત અને આત્મવાન્ થા. ૪૫.**

સત્ત્વ, રજઃ અને તમઃ એ ત્રણ પ્રાકૃત ગુણ છે. આ ત્રણ ગુણની અથવા ત્રિગુણ સૃષ્ટિમાં જે જીવો સરજાએલા છે તે ત્રૈગુણ્ય

છે. વેદો આવા ત્રૈગુણ્ય જીવોના વિષયવાળા છે, એટલે આવા ત્રૈગુણ્ય જીવોને પ્રાપ્ત કરવાના સ્વર્ગ વિગેરે ફલો આપનાર કર્મોનું પ્રતિપાદન કરનારા છે, પરંતુ ગુણાતીત સાક્ષાત્ ભગવાનની ક્રીડામાં ઉપયોગી ભગવદીય સૃષ્ટિમાં રહેલા ભગવદ્ભક્તોને માટે નથી. **ભગવાનની લીલાસૃષ્ટિ** ત્રિગુણાત્મક નથી, પરંતુ **નિર્ગુણ** છે. તેથી જ શ્રીવ-રાહજી પણ " એ અન્ય જ કોઇ સૃષ્ટિ બ્રહ્માની સૃષ્ટિથી ભિન્ન છે " એમ કહે છે. શ્રીપુરૂષોત્તમ ગુણાતીત છે. ગુણાતીત **પુરૂષોત્તમ**નું સ્વરૂપ વેદનો વિષય નથી. શ્રુતિ પણ '**નેતિ નેતિ**' "વાણીઓ મન સાથે જ્યાં પહોંચ્યા વિના પાછી ફરે છે" એમ કહે છે. તેથી વેદો માત્ર ત્રિગુણાત્મક સૃષ્ટિમાં રહેલા ત્રૈગુણ્ય જીવોને કરવાનાં કર્મનું પ્રતિપાદન કરે છે. હે અર્જુન, તું નિસ્ત્રૈગુણ્ય થા. ત્રણ ગુણનો આશ્રય કરી રહેલા ત્રૈગુણ્ય જીવોથી ભિન્ન હોય તે નિસ્ત્રૈગુણ્ય, અથવા ત્રણ ગુણથી પર નિસ્ત્રિગુણ ભગવાનનો આશ્રય કરી રહેલ હોય તે નિસ્ત્રૈગુણ્ય એટલે ભગવદ્ભક્ત. હે અર્જુન, તું મારો ભક્ત થા. ભક્ત થવા શું સાધન કરવાં તે કહે છે. તું નિર્દ્વન્દ્વ થા. સુખ દુઃખ, અહંતા મમતા વિગેરે દ્વન્દ્વ રહિત થા. વળી નિત્ય સત્ત્વમાં રહેનાર થા. નિત્ય સત્ત્વ જેમાંથી નીકળે છે તે નિત્યસત્ત્વ ભગવાન્. નિત્યસત્ત્વમાં રહેનાર અથવા ભગવન્નિષ્ઠ થા. જે વસ્તુ પ્રાપ્ત થએલી ન હોય તેને પોતાના બલથી પ્રાપ્ત કરવી તે યોગ. પ્રાપ્ત થએલી વસ્તુનું પરિપા-લન કરવું તે ક્ષેમ. યોગ અને ક્ષેમ રહિત થા. આત્મવાન્ થા. આત્મા એટલે મન જેને વશ છે તે આત્મવાન્. મનને વશ રાખનાર. ૪૫.

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥**

**સર્વતઃ પરિપૂર્ણ જલવાળા સરોવરમાં જેટલો અર્થ ( હોય છે ) તેટલો જ વિદ્વાન્ બ્રાહ્મણને સર્વવેદોમાં ( હોય છે ). ૪૬.**

વેદોમાં કહેલું હોય તે સર્વ સગુણ અને ગુણાતીત સર્વ લોકોને ગ્રહણ કરવાનું નથી, પરંતુ જેને ઉપયોગી હોય તેટલું જ તેને ગ્રહણ કરવાનું છે એવો દૃષ્ટાંતથી બોધ કરે છે. સર્વ અર્થ પરિપૂર્ણ કરી શકે તેવા સર્વતઃ જલથી પરિપૂર્ણ અગાધ સરોવરમાંથી જલપાન કરવાને ઇચ્છનાર જેટલો અર્થ અથવા પ્રયોજન હોય તેટલું જ ગ્રહણ કરે છે, તે પ્રમાણે સર્વ વેદોમાંથી વેદાધિકારી વેદને વિવેકથી જાણનાર વિદ્વાન્ બ્રાહ્મણ આત્માની સંસિદ્ધિ માટે જેટલા સાધનોની જરૂર હોય તેટલાં જ ગ્રહણ કરે છે, પરંતુ વેદોક્ત સર્વ સાધનોનું ગ્રહણ કરતો નથી.

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥**

**કર્મમાંજ તારો અધિકાર છે, ફલમાં કદાપિ ન હો. કર્મફલના પ્રયોજનવાળો ન થા. અકર્મમાં તારો સંગ ન હો. ૪૭.**

વેદરૂપી સમુદ્રમાંથી મારે શું ગ્રહણ કરવું એવી આંકાંક્ષા થાય તે માટે આ શ્લોક યોજેલો છે. તારો કર્મમાં જ અધિકાર છે એટલે તારે કર્મ જ કરવું, પરંતુ કર્મફલમાં તારો કદાપિ અધિકાર ન હો. તેથી જ કર્મફલ જેનો હેતુ અથવા પ્રયોજન છે તેવો તું ન થા, એટલે કર્મમાં ફલપ્રાપ્તિનું પ્રયોજન રાખીશ નહિ. અકર્મ એટલે નિષિદ્ધ કર્મમાં અથવા પરધર્મમાં તારો સંગ ન હો. ૪૭.

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥**

**ધનંજય ! યોગમાં રહી, સંગ તજી, સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન રહી કર્મ કર, સમપણું યોગ કહેવાય છે. ૪૮.**

કર્મ કેવી રીતે કરવું તે અહિં કહેલું છે. યોગમાં રહી અથવા ભગવાનમાં જ ચિત્ત રાખીને, સંગ તજી કર્મ કરવાં. સિદ્ધિ એટલે કર્મના ફલની પ્રાપ્તિ. અસિદ્ધિ એટલે વિપરીત ફલની પ્રાપ્તિ. સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન રહી અર્થાત્ ઉભયને સમાન ગણી પ્રથમ મેં કહ્યાં તેવાં મારી આજ્ઞારૂપ કર્મ કર. સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન રહી કર્મ કરવાં તે યોગ કહેવાય છે. ભગવાનની આજ્ઞા હોવાથી જ જે કર્મ કરે છે તેમનો કર્મના ફલ પ્રતિ સમાનભાવ જ હોય છે. આ સમપણું જ કર્મ કરનાર ભગવત્પરાયણ છે એમ દર્શાવતું હોવાથી યોગરૂપ છે. ૪૮.

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥**

**હે ધનંજય ! બુદ્ધિયોગથી કર્મ ઘણુંજ હલકું છે. બુદ્ધિમાં શરણ કર, ફલ કામનાવાળા કૃપણ છે. ૪૯.**

ફલની અપેક્ષા વિના, સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન રહી કર્મ કરવામાં આવે તે બુદ્ધિયોગ. આ બુદ્ધિયોગથી કર્મ ઘણુંજ હલકું છે. બુદ્ધિયોગથી ફલની આકાંક્ષા રાખી કર્મ કરવામાં આવે તે ઘણુંજ હલકું છે. આવું હલકું ફલની કામનાથી કરવામાં આવતું કર્મ પ્રાકૃત લોકોજ કરે, તારા જેવાએ કરવા જેવું નથી એમ દર્શાવવા 'ધનંજય'

પદ યોજેલું છે. તેથી તું બુદ્ધિમાં એટલે બુદ્ધિયોગના નિમિત્ત ઈશ્વરમાં શરણ કર, અર્થાત્ ઈશ્વરનું શરણ રાખ. ફલની કામનાવાળા અર્થાત્ ફલની કામનાથી કર્મ કરનાર કૃપણ એટલે લોભી છે. ફલ પ્રાપ્ત થાય તોપણ પુનઃ તેઓને ફલની તૃષ્ણા થાય છે. ૪૯.

**बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।**
**तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ५० ॥**

બુદ્ધિવાળો આ લોકમાં સુકૃત અને દુષ્કૃત ઉભયનો ત્યાગ કરે છે, તેથી તું યોગ માટે તૈયાર થા. યોગ કર્મોનું કૌશલ છે. ૫૦.

બુદ્ધિવાળો અથવા ભગવાનની આજ્ઞા હોવાથીજ કર્મ કરવાં જોઇએ એમ વિચારી ફલની કામના વિના કર્મ કરનાર બુદ્ધિયોગવાળો સુકૃત અને દુષ્કૃત તેમજ તેઓનાં ફલ સ્વર્ગ અને નરક વિગેરેનો આ લોકમાંજ ત્યાગ કરે છે. હું આ સુકૃત અથવા દુષ્કૃત કરૂં છું તેનું મને આ પુણ્ય અથવા પાપ થશે એવો તેને વિચાર આવતો નથી, પરંતુ જેવી ઈશ્વર મને પ્રેરણા કરે છે તેવું કાર્ય કરૂં છું એમ વિચારી કાર્ય કરે છે. તેથી તે પુણ્ય પાપનો ત્યાગ કરે છે, અને બુદ્ધિયોગથી કરેલું કાર્ય ભક્તિનું સાધન થાય છે. તેથી તું પણ યોગ અર્થાત્ બુદ્ધિયોગ માટે તૈયાર થા. યોગ કર્મોનું કૌશલ અથવા ચાતુર્ય છે. કારણ કે બુદ્ધિયોગવાળો ભગવન્નિષ્ઠ છે, અને યોગ ભગવાનના દર્શનાર્થે મનને સ્થિર કરવાનું મુખ્ય સાધન છે. ૫૦.

**कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।**
**जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥ ५१ ॥**

બુદ્ધિ ( યોગ ) વાળા જ્ઞાનીઓ કર્મથી થતાં ફલનો ત્યાગ કરી, જન્મબંધથી વિમુક્ત થઇ અનામય પદ પ્રાપ્ત કરે છે. ૫૧.

કર્મ સ્વતંત્રતાથી પોતાનાં ફલ આપે છે તે ભક્તિનું સાધન કેમ થાય એવી શંકા થાય તે માટે આ શ્લોક યોજેલો છે. શાસ્ત્રાર્થને જાણનાર પુરૂષો ઉપર વર્ણવ્યો તેવા બુદ્ધિયોગવાળા થઇ જન્મના બંધથી વિમુક્ત થઇ અનામય પદ અર્થાત્ ભગવાનના ચરણારવિંદરૂપ ભક્તિ પ્રાપ્ત કરે છે. અનામય એટલે રોગરહિત અનામય અથવા રોગરહિત પદ માત્ર ભગવચ્ચરણારવિંદજ છે. અન્યત્ર સર્વ સ્થળે રોગનો ભય રહે છે, પરંતુ ભગવચ્ચરણારવિંદરૂપ ભક્તિમાં એ ભય હોતો નથી. તેથીજ શ્રીમદ્ભાગવતમાં દેવકીજી ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે " મૃત્યુરૂપી વ્યાલની ભીતિથી સર્વ લોકોમાં પલાયન કરતાં મર્ત્ય ( જીવ ) ને નિર્ભય ( સ્થાન ) મળ્યું નહિ. અકસ્માત્ આપના ચરણકમળ પ્રાપ્ત કરીને હવે તે સ્વસ્થ રહે છે, ( કારણ કે ) આનાથી ( ચરણ કમળથી ) મૃત્યુ નાસે છે." ૫૧.

**यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥**

જ્યારે તારી બુદ્ધિ મોહકલિલને તરી જશે ત્યારે શ્રવણ કરવાનાનો અને શ્રવણ કરેલાનો તને વૈરાગ્ય થશે. ૫૨.

આવો બુદ્ધિયોગ ક્યારે પ્રાપ્ત થશે એવી જીજ્ઞાસા થાય તે માટે અહિંથી બે શ્લોક ( ૫૨–૫૩ ) યોજેલા છે. તારી બુદ્ધિ જ્યારે મોહકલિલને તરી જશે, જ્યારે લૌકિક દેહાદિ પદાર્થોમાં તને મોહ નહિ રહે ત્યારે શ્રવણ કરવાના અને શ્રવણ કરેલા ત્રૈગુણ્યના ધર્મોનો

વૈરાગ્ય તને પ્રાપ્ત થશે. જ્યારે લૌકિક દેહાદિ પદાર્થમાંથી તારો મોહ દૂર થશે ત્યારે એવા પદાર્થની પ્રાપ્તિની કામના પણ નહિ રહે. ફલની કામના નહિ રહેવાથી અમુક ફલ પ્રાપ્ત કરવા અમુક કર્મ કરવું જોઇએ એવું જે કાંઇ શ્રવણ કરેલું છે અને કરવાનું છે તેનો વૈરાગ્ય થશે. ૫૨.

**श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥**

શ્રુતિથી વિક્ષિપ્ત થએલી તારી બુદ્ધિ જ્યારે નિશ્ચલ અને સમાધિમાં અચલ રહેશે ત્યારે તું યોગ પ્રાપ્ત કરીશ. ૫૩.

શ્રુતિથી એટલે ત્રૈગુણ્યોએ ફલ પ્રાપ્તિ માટે ક્યાં કર્મ કરવાં જોઇએ વિગેરે જે શ્રવણ કરેલું છે તેનાથી વિક્ષિપ્ત થએલી તારી બુદ્ધિ જ્યારે નિશ્ચલ એટલે ભિન્ન ભિન્ન પ્રકારના ધર્મનું શ્રવણ કરવાની ઇચ્છા રહિત થશે, અને સમાધિમાં એટલે મારૂં ચિંતન કરતી વખતે અચલ એટલે ભિન્ન ભિન્ન ધર્મોનું શ્રવણ થાય તો પણ ચલે નહિ તેવી સ્વતઃ દઢ થશે ત્યારે તને બુદ્ધિયોગ પ્રાપ્ત થશે. ૫૩.

**अर्जुन उवाचः—**

**स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४॥**

હે કેશવ ! સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ શું ? સ્થિતધી કેમ બોલે ? કેમ બેસે ? કેમ ચાલે ? ૫૪.

સમાધિમાં રહેનાર સ્થિતપ્રજ્ઞ એટલે નિશ્ચયાત્મક બુદ્ધિવાળાની ભાષા એટલે પરિભાષા શું ? કઇ પરિભાષાથી અથવા ક્યા લક્ષણથી

સ્થિતપ્રજ્ઞ ઓળખાય ? તે કેમ બોલે ? બેસે કેમ ? ચાલે કેમ ? આ પ્રમાણે સ્થિતપ્રજ્ઞનું સ્વરૂપ જાણવા અર્જુન પ્રશ્ન કરે છે. ૫૪.

ભગવાન્ અહિંથી આ અધ્યાયની સમાપ્તિ સુધી અર્જુનના પ્રશ્નોનો ઉત્તર આપે છે. અહિંથી બે શ્લોકમાં (૫૫–૫૬) શ્લોકમાં સ્થિતપ્રજ્ઞનું લક્ષણ કહેલું છે.

श्रीभगवानुवाचः—

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्त दोच्यते ॥५५॥

હે પાર્થ ! જ્યારે મનમાં થતી સર્વ કામનાઓનો ત્યાગ કરે છે, અને આત્મામાં જ આત્માથી સંતુષ્ટ રહે છે ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫.

જ્યારે મનમાં ઉત્પન્ન થતી સર્વ કામનાઓનો સારી રીતે ત્યાગ કરે છે, પુનઃ એવી કામનાનું સ્મરણ પણ ન થાય એવી રીતે જ્યારે કામનાઓનો ત્યાગ કરે છે, અને પોતાના આત્માના સ્વરૂપભૂત આત્મામાં પોતાના જીવાત્મા સ્વરૂપથી જ સંતુષ્ટ રહે છે, અર્થાત્ પોતાના સ્વરૂપભૂત આત્માનું ઐક્ય સ્ફુરવાથી પોતાની મેળે સંતુષ્ટ રહે છે ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. ૫૫.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥

જેનું મન દુઃખમાં ઉદ્વેગ પામતું નથી, સુખ માટે જેને સ્પૃહા નથી, જેના રાગ ભય અને ક્રોધ, દૂર થએલા છે તેવો મુનિ સ્થિતધી કહેવાય છે. ૫૬.

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।**
**नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥**

જે સર્વત્ર સ્નેહરહિત છે, તે તે શુભ અથવા અશુભ પ્રાપ્ત કરી આનંદ પામતો નથી અથવા દ્વેષ કરતો નથી, તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત છે. ૫૭.

સ્થિતપ્રજ્ઞ કેમ બોલે એ પ્રશ્નનો આ શ્લોકમાં ઉત્તર આપેલો છે તે સંસારમાં સર્વત્ર સ્નેહરહિત હોય છે, તેથી ભિન્ન ભિન્ન શુભ એટલે લૌકિકને અનુકૂળ અથવા અશુભ એટલે લૌકિકને પ્રતિકૂળ પ્રાપ્ત કરી આનંદ પામતો નથી અથવા દ્વેષ કરતો નથી. લૌકિકમાં કોઇ સ્થલે સ્નેહ નહિ હોવાથી, શુભ પ્રાપ્ત થવાથી તેને આનંદ થતો નથી, તેમજ અશુભ પ્રાપ્ત થવાથી દ્વેષ થતો નથી. શુભ પ્રાપ્ત થાય ત્યારે તે આનંદનાં વચન બોલતો નથી, અશુભ પ્રાપ્ત થાય ત્યારે દ્વેષનાં વચન બોલતો નથી. આવા પુરૂષની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત છે. ૫૭.

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥**

કૂર્મ સર્વ બાજુએથી અવયવો ખેંચી લે છે તેમ જ્યારે આ ઇંદ્રિયોના અર્થોમાંથી ઇંદ્રિયોને ખેંચી લે ત્યારે તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત થાય છે. ૫૮.

સ્થિત પ્રજ્ઞ કેમ બેસે એ પ્રશ્નનો ઉત્તર અહિંથી ચાર શ્લોકથી (૫૮ થી ૬૧) આપે છે જ્યારે આ ઇંદ્રિયોના અર્થોમાંથી એટલે ઇંદ્રિયોના ભોગ્ય પદાર્થોમાંથી ઇંદ્રિયોને ખેંચી લે ત્યારે તેની બુદ્ધિ પ્રતિ-

ષ્ઠિત થાય છે. ભોગ્ય પદાર્થોમાંથી ઇંદ્રિયોને કેવી રીતે ખેંચી લે એ જણાવવા કૂર્મનું દૃષ્ટાંત આપે છે. જેમ કાચબો પોતાના કર, ચરણ વિગેરે સર્વ અવયવોને સ્વભાવથીજ ખેંચી લે છે તે પ્રમાણે ઇંદ્રિયોને સ્વભાવથીજ ભોગ્ય પદાર્થોમાંથી ખેંચી લે અર્થાત્ ભોગ્ય પદાર્થોનું દર્શન થતાંજ ઇંદ્રિયો સ્વાભાવિક રીતેજ તેમાંથી નિવૃત્ત થાય ત્યારે બુદ્ધિ પ્રતિષ્ઠિત થાય છે. ૫૮.

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ॥**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥**

**નિરાહાર દેહીના વિષયો રસ સિવાય દૂર થાય છે. આનો રસ પણ પરના દર્શન થવાથી દૂર થાય છે. ૫૯.**

કાચબાની પેઠે ઇંદ્રિયોને ભોગ્ય પદાર્થમાંથી ખેંચી લેવાનો ઉપદેશ ગયા શ્લોકમાં કર્યો. તેમાં શંકા થાય કે જે દેહી અથવા માણસ આહાર ન લે તેની ઇંદ્રિયોમાં શક્તિજ નહિ રહેવાથી ઇંદ્રિયાર્થોમાં પ્રવૃત્ત થઇ શકેજ નહિ તેથી તેનેજ સ્થિતપ્રજ્ઞ કહેવો યોગ્ય છે. આવી શંકા આ શ્લોકથી દૂર કરે છે. જે માણસ આહાર ન લે તેની ઇંદ્રિયો વિષયોમાં પ્રવૃત્ત થઇ શકતી નથી એ ખરૂં, પરંતુ તેને રસ રહી જાય છે. રસ એટલે વિષયોનો અનુભવ કરવાની અથવા વિષયો ભોગવવાની ઇચ્છા. નિરાહાર દેહીને આ ઇચ્છા રહે છે. અહીં 'દેહી' શબ્દ યોજેલો હોવાથી તેને દેહનું અભિમાન પણ રહે છે એવો ભાવાર્થ નીકળે છે. આનો એટલે સ્થિતપ્રજ્ઞનો, રસ એટલે વિષયો ભોગવવાની ઇચ્છા પણ દૂર થાય છે. સ્થિતપ્રજ્ઞને પર રસ અથવા પરમ ઉત્કૃષ્ટ ભગવદીય રસનો અનુભવ થવાથી લૌકિક ઇંદ્રિયોના ભોગ ભોગવવાની તેને ઇચ્છા નજ રહે એ સ્વાભાવિકજ છે, કારણ કે

મહાનંદ પાસે અલ્પાનંદમાં કોઇની પ્રવૃત્તિ નજ થાય. નિરાહાર દેહી અને સ્થિતપ્રજ્ઞમાં આ ભેદ છે. ૫૯.

**यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।**
**इंद्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ ६० ॥**

હે કૌન્તેય ! ક્ષોભ કરનારી ઇંદ્રિયો યત્ન કરતા વિદ્વાન્ પુરૂષના મનને પણ બલાત્કારે હરી જાય છે. ૬૦.

ઇંદ્રિયોનો નિગ્રહ સર્વ લોકોએ કરવો જોઇએ તેમાં સ્થિતપ્રજ્ઞમાં વિશેષ શું એવી શંકા થાય તે માટે આ શ્લોક યોજેલો છે. ઘણો વિદ્વાન્ માણસ ઇંદ્રિયોને વિષયોમાંથી દૂર રાખવા પ્રયત્નો કરતો હોય તો પણ મનનું મથન અથવા મનનો ક્ષોભ કરનારી ઇંદ્રિયો તેના યત્નો છતાં બલાત્કારે તેના મનને હરી જાય છે. ઇંદ્રિયો મનને વિષયો પ્રતિ લઇ જાય છે, એટલે તેવો માણસ પણ વિષયોનું ચિંતન કરે છે. ૬૦

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।**
**वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥**

યોગીએ તે સર્વનો સંયમ કરી મત્પર થઈ બેસવું, કારણ કે જેને ઇંદ્રિયો વશ છે તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત છે. ૬૧.

હુંજ જેને પર છું, તે મત્પર. ભગવાનનેજ પર જાણનાર થઇ સર્વ ઇંદ્રિયોનો સંયમ કરી બેસવું. જેને ઇંદ્રિયો વશ છે તેનીજ પ્રજ્ઞા પ્રતિષ્ઠિત છે, અથવા જેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત છે તેનેજ ઇંદ્રિયો વશ રહે છે, અન્યને રહેતી નથી. તેથીજ ગયા શ્લોકમાં વિદ્વાનો પણ પ્રયત્ન કરવા છતાં ઇંદ્રિયોને વશ કરી શકતા નથી એમ કહેલ છે. ૬૧.

અહિં સુધી બાહ્ય ઇંદ્રિયો વશ ન હોય તો શું થાય તે કહ્યું. હવે મન વશ ન હોય તો પણ બુદ્ધિયોગથી ભ્રંશ થાય છે એમ કહે છે. તેમાં પ્રથમ બે શ્લોકથી (૬૨–૬૩) મનને સંયમ ન કરવાથી થતા દોષનું વર્ણન કરે છે. ૬૧.

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥

વિષયોનું ધ્યાન કરતા પુરૂષનો તેઓમાં સંગ થાયછે. સંગમાંથી કામ ઉત્પન્ન થાય છે. કામમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ૬૨.

વિષયોનું ચિંતન કરનાર પુરૂષનો વિષયોમાં આસક્તિ થાય છે. વિષયોમાં આસક્તિ થવાથી વિષયો ભોગવવાની કામના થાય છે. કામના પરિપૂર્ણ ન થાય અથવા કામના પરિપૂર્ણ થવામાં વિઘ્ન આવે એટલે ક્રોધ થાય છે. ૬૨.

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥

ક્રોધમાંથી સંમોહ થાય છે, સંમોહમાંથી સ્મૃતિ વિભ્રમ (થાય છે). સ્મૃતિનો ભ્રંશ થવાથી બુદ્ધિનો નાશ થાય છે. બુદ્ધિનો નાશ થવાથી વિનાશ થાય છે. ૬૩.

ક્રોધ થવાથી સારી રીતે મોહ થાય છે, એટલે વિવેક જતો રહે છે. મોહ થવાથી શાસ્ત્રોમાંથી અથવા ગુરૂદ્વારા જે ઉપદેશ શ્રવણ કર્યો હોય તેમાં વિભ્રમ થાય છે. આવી રીતે સ્મૃતિનો ભ્રંશ થવાથી વ્યવસાયાત્મક બુદ્ધિનો નાશ થાય છે. આ બુદ્ધિનો નાશ થવાથી

તેનો પોતાનો વિનાશ થાય છે અર્થાત્ તે પ્રાકૃત અવિશુદ્ધ પુરૂષ થઇ રહે છે. વિષયોનું ધ્યાન કરવાથી આ પ્રમાણે વિનાશ થાય છે, તેથી વિષયોનું ધ્યાન કરવું નહિ. આ બે શ્લોકથી (૬૨-૬૩) સ્થિતપ્રજ્ઞ કેમ ચાલે તેનો ઉત્તર આપેલો છે. સ્થિતપ્રજ્ઞ વિષયોનું ધ્યાન કર્યા વિના ચાલે છે. ૬૩.

**रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।**
**आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥**

કર્તવ્યમાં ચિત્ત રાખનાર રાગદ્વેષરહિત પોતાને વશ રહેલી ઇંદ્રિયોથી વિષયોનો ભોગ કરતાં પ્રસાદ પ્રાપ્ત કરે છે. ૬૪.

ઇંદ્રિયોનો સ્વભાવજ વિષયો પ્રતિ ગમન કરવાનો હોવાથી ઇંદ્રિયોનો નિગ્રહ અશક્યજ છે, તેથી પ્રજ્ઞા કેવી રીતે પ્રતિષ્ઠિત રહી શકે એવી શંકા થાય તે માટે કહે છે કે-વિધેય એટલે કર્તવ્યમાં ચિત્ત રાખનાર માણસ રાગદ્વેષ રહિત ઇંદ્રિયોને પોતાને વશ રાખી વિષયોનો ભોગ કરે તો તેનું ચિત્ત પ્રસન્ન રહે છે. ૬૪

**प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।**
**प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥**

પ્રસાદ થવાથી આના સર્વ દુઃખોનો નાશ થાય છે, કારણ કે પ્રસન્ન ચિત્તવાળાની બુદ્ધિ એકદમ સારી રીતે પ્રતિષ્ઠિત થાય છે. ૬૫

**नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।**
**न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥६६॥**

અયુક્તને બુદ્ધિ હોતી નથી. અને અયુક્તને ભાવના

**અયુક્તને બુદ્ધિ હોતી નથી અને અયુક્તને ભાવના હોતી નથી. ભાવના ન કરનારને શાંતિ હોતી નથી. શાંતિ ન હોય તેને સુખ ક્યાંથી (હોય)? ૬૬.**

મનને સંયમમાં રાખવાથી બુદ્ધિયોગ પ્રાપ્ત થાય છે એમ ઉપર કહ્યું. હવે મનને સંયમમાં ન રાખે તેને બુદ્ધિયોગ પ્રાપ્ત થતો નથી એમ વ્યતિરેકથી મનનો નિગ્રહ બુદ્ધિયોગ પ્રાપ્ત કરવાનું સાધન છે એમ કહે છે. અયુક્ત એટલે મનનો નિરોધ નહિ રાખનાર, મનનો સંયમ નહિ રાખનાર. મનના નિરોધરૂપી યોગરહિત. આવા અયુક્તને વ્યવસાયાત્મિકા બુદ્ધિ અથવા બુદ્ધિયોગ ઉપર વર્ણવ્યો તે હોતો નથી, અને તેને ભાવના પણ હોતી નથી. ભાવના એટલે તત્ત્વનું ચિંતન, અથવા ભગવાનનું ચિંતન. અયુક્તથી ભગવાનનું ચિંતન પણ થઇ શકતું નથી. આ ભાવના ન હોય તેને શાંતિ હોતી નથી, અને શાંતિ ન હોય તેને સુખ ક્યાંથી જ હોય? ૬૬.

**इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।**
**तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ ६७ ॥**

**ચરતી ઇંદ્રિયોમાંથી જેની પાછળ મન જાય છે તે જલમાં જેમ વાયુ નાવને લઈ જાય તેમ આની બુદ્ધિને હરી જાય છે. ૬૭.**

પાછલા શ્લોકમાં અયુક્તને અથવા મનનો નિગ્રહ નહિ રાખ નારને બુદ્ધિ હોતી નથી એમ કહ્યું તેનું આ શ્લોકમાં કારણ આપેલું છે. રાગદ્વેષરહિત વશ રહેલી ઇંદ્રિયોથી વિષયોપભોગ કરવામા આવે તો બુદ્ધિયોગ પ્રાપ્ત કરવામાં કાંઇ વિઘ્ન થતું નથી, પણ જો

ઇંદ્રિયો વશ ન હોય અને લૌકિક વિષયમાં ઇચ્છા પ્રમાણે ચરતી હોય તેમાં જે ઇંદ્રિય પાછળ મન જાય તે ઇંદ્રિય આ માણસની આત્માત્મક અથવા વ્યવસાયાત્મક બુદ્ધ હરી જાય છે. જેમ વાયુ જલમાં તરવાના સાધનરૂપ નૌકાને ખેંચી જઇ ડુબાડી દે છે તેમ આ ઇંદ્રિય આ માણસના તરવાના સાધનરૂપ વ્યવસાયાત્મિકા બુદ્ધિને હરી જઇ તેનો અધઃપાત કરાવે છે. તેથી તેને બુદ્ધિયોગ ન હોય તે યોગ્યજ છે. ૬૭.

**तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।**

**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥**

તેથી હે મહાબાહો ! જેની ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયોમાંથી સર્વ તરફથી નિગ્રહમાં રખાએલી છે તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત છે. ૬૮.

હવે ઉપસંહાર કરે છે. હે મહાબાહો ! મોટા બાહુવાળા અર્જુન ! તારા બાહુ મોટા હોવાથી તું પણ ક્રિયા કરવા સમર્થ છે તેથી તું પણ ઇંદ્રિયોનો નિગ્રહ કરવા યોગ્ય છે એવો ભાવાર્થ છે. ઇંદ્રિયોનો નિગ્રહ ન હોય તેની પ્રજ્ઞાનો નાશ થાય છે. તેથી જેની ઇંદ્રિયોનો નિગ્રહ થએલો છે તેનીજ પ્રજ્ઞા પ્રતિષ્ઠિત થાય છે.

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**

**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६९॥**

જે સર્વ પ્રાણીઓની નિશા છે તેમાં સંયમી જાગે છે. જેમાં પ્રાણીઓ જાગે છે તે દેખતા મુનિની નિશા છે. ૬૯.

ઇંદ્રિયોના સંયમથી જેની બુદ્ધિ પ્રતિષ્ઠિત થએલી છે તેનું લક્ષણ આ શ્લોકમાં આપે છે. આત્મવિષયા બુદ્ધિ એટલે ભગવાન સંબંધી

બુદ્ધિ જે સર્વ પ્રાણીઓની નિશા છે અર્થાત્ જેનો પ્રકાશ સર્વ સંસારી પ્રાણીઓને જાણે તે ઉંઘતા હોય તેમ પડતો નથી, અથવા અજ્ઞાનરૂપી અંધકારથી મુંઝએલી મતિવાળા સંસારી પ્રાણીઓ જેનો અનુભવ કરી શકતા નથી તેમાં ઇંદ્રિયોનો સંયમ રાખનાર પ્રતિષ્ઠિત બુદ્ધિવાળો જાગે છે અર્થાત્ તેનો સાક્ષાત્કાર કરે છે. જે સંસારી વ્યવહારોમાં સર્વ પ્રાણીઓ જાગે છે અથવા મચ્યા રહે છે તે આવા સંયમ રાખનાર મુનિની રાત્રિ છે, એટલે તેવા વ્યવહારોનો આવા મુનિને કાંઇ સંબંધ હોતો નથી. આ પ્રમાણે સંસારી પ્રાણીઓથી સંયમી મુનિનાં લક્ષણો ભિન્નજ હોય છે. ૬૯.

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।**
**तद्वत्कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी॥७०**

જેમ જલો ભરાતા અચલ પ્રતિષ્ઠાવાળા સમુદ્રમાં પ્રવેશ કરે છે તેવી રીતે સર્વ કામનાઓ જેનામાં પ્રવેશ કરે છે તે શાંતિ પ્રાપ્ત કરે છે, કામનાઓની ઇચ્છા રાખનાર (પ્રાપ્ત કરતો) નથી. ૭૦.

સંયમી પ્રતિષ્ઠિત બુદ્ધિવાળાનું આ શ્લોકમાં બીજું લક્ષણ કહેલું છે. જેમ સમુદ્ર કોઇ જલ પ્રતિ પ્રયાણ કરતો નથી, પરંતુ સર્વ જલો અથવા નદીઓ સમુદ્ર પ્રતિ પ્રયાણ કરે છે તેમ સર્વ કામનાઓ જે સંયમીમાં પ્રવેશ કરે છે, પરંતુ જેને કોઇ પણ કામના થતી નથી તે શાંતિ પ્રાપ્ત કરે છે. કામનાઓ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાને શાંતિ પ્રાપ્ત થતી નથી. ૭૦.

**विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।**
**निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥ ७१ ॥**

જે પુરૂષ સર્વ કામનાઓનો ત્યાગ કરી નિઃસ્પૃહી મમતા-રહિત અને અહંકારરહિત ફરે છે તે શાંતિ પ્રાપ્ત કરે છે. ૭૧.

આમ હોવાથી જે પુરૂષ સર્વ પ્રાકૃત કામનાઓનો ત્યાગ કરી, કોઇ પણ પ્રકારની સ્પૃહા રાખતો નથી અને અહંતામમતારહિત થાય છે તે શાંતિ પ્રાપ્ત કરે છે. "જ્યારે અહંતા અને મમતાનો નાશ થાય, સર્વથા અહંકૃતિ દૂર થાય, અને જીવ સ્વરૂપસ્થ થાય ત્યારે તે કૃતાર્થ થએલો કહેવાય છે" એ સિદ્ધાન્ત પ્રમાણે તેને શાંતિ પ્રાપ્ત થાય છે. ૭૧.

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।**
**स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥७२॥**

હે પાર્થ ! આ બ્રાહ્મી સ્થિતિ છે. આને પ્રાપ્ત કરી (કોઇ) મોહ પામતો નથી. અંતકાલે પણ આમાં રહીને બ્રહ્મસુખ પ્રાપ્ત કરે છે. ૭૨.

આ યોગની સ્તુતિ કરતાં ઉપસંહાર કરે છે. હે પાર્થ ! આ બ્રાહ્મી સ્થિતિ તને કહી. બ્રહ્મ નિર્દોષ અને સમ છે તેની સ્થિતિ બ્રાહ્મી, અથવા બ્રહ્મસંબંધી સ્થિતિ બ્રાહ્મી. સ્થિતધી અથવા પ્રતિષ્ઠિત બુદ્ધિરૂપી બ્રાહ્મી સ્થિતિ તને કહી. આ સ્થિતિ જેણે પ્રાપ્ત કરી હોય તેને કોઇ સમયે મોહ થતો નથી. અંતકાલ સમયે પણ આ સ્થિતિમાં જે રહે તેને બ્રહ્મસુખ પ્રાપ્ત થાય છે તો જે આખી જીંદગી સુધી આ સ્થિતિમાં રહે તેને બ્રહ્માનંદ પ્રાપ્ત થાય તેમાં સંશયજ શું ? ૭૨.

**इति द्वितीयोऽध्यायः ॥**

# अथ तृतीयोऽध्यायः ॥

**અહિંથી આઠ અધ્યાયથી (૩ થી ૧૦) ભગવાન્ અર્જુનને વૈદિક ધર્મનો ઉપદેશ કરે છે. આ વૈદિક ધર્મથી ભગવાનના માહાત્મ્યજ્ઞાનનું ભાન થાય છે અને તેથી ભક્તિ પ્રાપ્ત થાય છે. અહિં વૈદિક ધર્મ કહેલા હોવાથી આને મર્યાદા કહે છે, અર્થાત્ આ આઠ અધ્યાયમાં મર્યાદામાર્ગનો બોધ કરેલો છે.**

દ્વિતીય અધ્યાયમાં સાંખ્ય અને યોગનું નિરૂપણ કરેલું છે. હવે આ તૃતીય અધ્યાયમાં ધર્મ અથવા કર્મનો નિર્ણય કરે છે. (૧) ત્યાગ એટલે કર્મનો ત્યાગ કરવો એટલે કર્મ ન કરવાં અને (૨) અત્યાગ એટલે કર્મ કરવાં એ ઉભય ભેદથી કર્મનો નિર્ણય કરેલો છે. તેમાં ત્યાગ કરતાં અત્યાગ ઉત્તમ છે, અર્થાત્ કર્મનો ત્યાગ કરવા કરતાં અત્યાગ ઉત્તમ છે. અર્થાત્ કર્મનો ત્યાગ કરવા કરતાં કર્મ કરવાં ઉત્તમ છે, કારણ કે શરીરનો સંબંધ હોય ત્યાં સુધી કર્મનો ત્યાગ કરી શકાતો નથી તેથી ભગવાનની આજ્ઞા પ્રમાણે ભગવદર્થે કર્મ કરવાં એજ ઉત્તમ છે એવો નિર્ણય કરેલો છે.

દ્વિતીયાધ્યાયમાં કર્મમાર્ગ યોગનો ઉપદેશ કરેલો છે. તેમાં અંતે "**विहाय कामान्**" "સર્વ કામનાને તજી" વિગેરે કીધેલું હોવાથી સાંખ્યવત્ કર્મત્યાગનોજ ઉપદેશ કર્યો હોય નહિ એમ લાગવાથી કોઇ પ્રકારનો નિશ્ચય કરી નહિ શકવાથી અર્જુન પુનઃ પ્રશ્ન કરે છે.

**ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।**
**तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥**

હે જનાર્દન ! હે કેશવ ! આપ કર્મ કરતાં બુદ્ધિ ઉત્તમ માનતા હો તો ઘોર કર્મમાં મને શા માટે યોજો છો ? ૧

સર્વ અવિદ્યાને દૂર કરનાર હે જનાર્દન ! કર્મ કરતાં બુદ્ધિયોગ ઉત્તમ હોય તો કર્મમાં મને શા માટે યોજો છો ?

**व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।**
**तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥**

વ્યામિશ્ર જેવા વાક્યથી મારી બુદ્ધિને મોહ કરતા હો તેમ જણાય છે. તેથી જેથી હું શ્રેયઃ પ્રાપ્ત કરૂં તે એક નિશ્ચય કરી કહો. ૨.

કોઇ સ્થલે કર્મની પ્રશંસા કરનાર અને કોઇ સ્થલે કર્મત્યાગની પ્રશંસા કરનાર તથા કોઇ સ્થલે જ્ઞાનની પ્રશંસા કરનાર વાક્યો કહ્યાં. તેવાં વ્યામિશ્ર અથવા મિશ્રિત વાક્યોથી મારી બુદ્ધિને મોહ કરતા હો તેમ જણાય છે. ભગવાનનાં વાક્યો મોહક હોતાં નથી પરંતુ જીવોથી સમજી શકાતાં નહિ હોવાથી મોહ થાય છે એમ દર્શાવવા "**इव**" શબ્દનો પ્રયોગ કરેલો છે. 'મોહ કરો છો' એમ નહિ કહેતાં 'મોહ કરતા હો તેમ જણાય છે' એવો અર્થ થાય છે. તેથી મારી બુદ્ધિનો મોહ દૂર થાય તેવી રીતે જેનાથી મારૂં શ્રેય અથવા કલ્યાણ થાય તેવો ઉપદેશ નિશ્ચય કરીને કહો. ૨.

**श्रीभगवानुवाच:—**

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥**

**હે અનઘ ! આ લોકમાં મેં પહેલાં બે પ્રકારની નિષ્ઠા કહેલી છે (૧) સાંખ્યોની જ્ઞાનયોગથી (૨) યોગીઓના કર્મયોગથી.**

મેં પહેલાં તને જે કહ્યું તે તેં ચિત્ત રાખી શ્રવણ કરેલું જણાતું નથી. મેં બે પ્રકારની નિષ્ઠા કહી. (૧) સાંખ્યોની જ્ઞાનયોગથી નિષ્ઠા. આમાં સર્વનો ત્યાગ આવશ્યક છે. (૨) યોગીઓની મેં યોગનું વર્ણન કર્યું તેવા કર્મયોગથી નિષ્ઠા. પોતપોતાના અધિકાર પ્રમાણે આ ઉભય યોગ્યજ છે. જેનો જે નિષ્ઠાનો અધિકાર તેણે તેનું ગ્રહણ કરવું, અધિકારભેદ સર્વ સંમત છે. તેથીજ શાસ્ત્રમાં પણ કોઇ સ્થળે જ્ઞાનને અને કોઇ સ્થળે ભક્તિને પુરૂષાર્થસાધક કહેલાં છે. આમાં મોહ કરવાનું કાંઇ કારણ નથી. ૩.

**न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥**

**કર્મનો આરંભ નહિ કરવાથી પુરૂષ નૈષ્કર્મ્ય પ્રાપ્ત કરતો નથી. તેમજ કર્મના સંન્યાસથી જ સિદ્ધિ પ્રાપ્ત કરતો નથી. ૪.**

યોગમાર્ગવાળા કર્મનો આરંભ જ ન કરે તો તેથી તેઓને નૈષ્કર્મ્ય પ્રાપ્ત થતું નથી, પરંતુ બુદ્ધિયોગથી કર્મ કરે તો જ તેઓનું અંતઃકરણ શુદ્ધ થાય છે અને પુરૂષાર્થ સિદ્ધ થાય છે તેની જ રીતે સાંખ્યમાર્ગવાળા માત્ર કર્મનો ત્યાગ કરે તેથી જ તેઓને સિદ્ધિ પ્રાપ્ત થતી નથી, પરંતુ આગળ ૧૭–૧૮ શ્લોકમાં વર્ણન કરેલું છે તે પ્રમાણે રહેવાથી તેઓને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેથી તારા જેવા કર્મના અધિકારીઓની કર્મનો ત્યાગ કરવાથી અથવા સાંખ્યથી પણ સિદ્ધિ થવાની નથી. ૪.

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥**

કોઇ પણ કોઈ સમયે ક્ષણ પણ કર્મ કર્યા વિના રહેતો નથી, કારણ કે પ્રકૃતિના ગુણો સર્વને પરવશ કરી કર્મ કરાવે છે. ૫.

પ્રારબ્ધ કર્મનો આશ્રય દેહ હોય ત્યાંસુધી જીવન્મુક્ત પણ કર્મ કરે છે તો પછી અન્યની વાત જ શી ? પ્રકૃતિના સત્ત્વાદિ ગુણો સર્વેને પરવશ કરી તેઓની પાસે કર્મ કરાવે છે. તેથી કોઇ કોઇપણ સમયે એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી. ૫.

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ६ ॥**

જે મૂઢ અંતઃકરણવાળો કર્મેન્દ્રિયોનો સંયમ કરી મનથી ઇંદ્રિયોના અર્થોનું સ્મરણ કરતો રહે છે તે મિથ્યાચારી કહેવાય છે. ૬.

કોઇ કર્મ કર્યા વિના રહી શકતો નથી, છતાં કોઇ એવા મૂઢ અંતઃકરણવાળા હોય છે કે હાથ પગ વિગેરે કર્મેન્દ્રિયોનો સંયમ કરી મનથી જ વિષયોનું સ્મરણ કર્યા કરે છે. કર્મનો અમે ત્યાગ કર્યો છે એવો ડોળ કરવા આ પ્રમાણે જેઓ મનથી ઇંદ્રિયોના વિષયોનું સ્મરણ કર્યા કરે છે તેઓ મિથ્યાચારી દાંભિક છે. તેથી જ કહેલું છે કે " સાંખ્યમાં ત્યાગ કહેલો છે ત્યાં મનથી પણ ત્યાગ જ છે. ત્યાગ ન થાય તો યોગમાર્ગ ( યોગ્ય છે). યોગ સિદ્ધ થાય ત્યારે કૃતાર્થતા

થાય છે. તે માટે કાંઇ પ્રક્રિયા પુરાણમાં પણ કહેલી છે. ઋષિઓએ બહુ પ્રકારે કહેલી છે. ( તેઓનું સાંખ્ય અને યોગનું ) ફલ એક જ છે. કર્મનો ત્યાગ થઈ સંન્યાસ પ્રાપ્ત થાય છે. ( આ ઉભયનું ફલ છે ); પરન્તુ મનથી જો પુનઃ ( વિષયોનું ) સ્મરણ થાય તો વિઘ્નો ઉત્પન્ન થાય છે તેથી કર્મ કરવાં એ ( યોગમાર્ગ ) ઉત્તમ છે." તેથી કર્મનો ત્યાગ કરી મનથી ઈંદ્રિયોના અર્થોનું સ્મરણ કરવું એ બહુ જ અનર્થકારક છે. એમ કરનાર મૂઢાત્મા મિથ્યાચારી કહેવાય છે. ૬.

**यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।**
**कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥**

પણ હે અર્જુન ! જે ઇંદ્રિયોને મનથી નિયમમાં રાખી આસક્તિ વિના કર્મેંદ્રિયોથી કર્મયોગ આરંભે છે તે ઉત્તમ છે.

જે મનથી દુષ્ટ ઇંદ્રિયોને નિયમમાં રાખી આસક્તિ રાખ્યા વિના કર્મેંદ્રિયાથી કર્મયોગનો આરંભ કરે છે તે ઉત્તમ છે. ૭.

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।**
**शरीरयात्राऽपि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥**

તું અવશ્ય કર્મ કર, કારણ કે અકર્મ કરતાં કર્મ ઉત્તમ છે. તું કર્મ ન કરે તો તારી શરીરયાત્રા પણ સિદ્ધ ન થાય. ૮.

તું કર્મનો અધિકારી હોવાથી અવશ્ય કર્મ કર. અકર્મથી કર્મ ઉત્તમ છે. કર્મ કર્યા વિના શરીરયાત્રાદિ પણ સિદ્ધ ન થાય. તેથી ભગવદીઓએ આસક્તિ રાખ્યા વિના કર્મ કરવું એજ ઉત્તમ છે. ૮.

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ ९ ॥**

**યજ્ઞાર્થ કર્મથી અન્યત્ર આ લોકને કર્મથી બંધન થાય છે. હે કૌન્તેય ! સંગથી મુક્ત રહી યજ્ઞાર્થ કર્મ કર. ૯.**

સાંખ્યવાળા આત્મા વિના અન્ય સર્વ બંધનકર્તા છે એમ માની કર્મ ન કરવું એમ કહે છે, પણ તે મત શાસ્ત્રાનુસાર નથી. **'યજ્ઞો વૈ વિષ્ણુઃ'** 'યજ્ઞ વિષ્ણુ છે' એ શ્રુતિપ્રમાણે યજ્ઞનો અર્થ ભગવાન્ થાય છે. યજ્ઞાર્થ કર્મ એટલે ભગવદર્થ કર્મ, ભગવત્સેવા વિગેરે ભગવદર્થ કર્મ સિવાયના બીજા કર્મ જેવાં કે કામ્ય કર્મ, પરધર્મ વિગેરે આ લોકમાં બંધન કરાવનાર છે, પરંતુ યજ્ઞાર્થ કર્મથી બંધન થતું નથી. તેથી હે કૌન્તેય, યજ્ઞાર્થ કર્મ કર. કોઇ પદાર્થમાં આસક્તિ રાખ્યા વિના યજ્ઞાર્થ કર્મ કર. ૯.

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**

**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥**

**પહેલાં યજ્ઞ સાથે પ્રજા ઉત્પન્ન કરી પ્રજાપતિએ કહ્યું “ આથી તમે વૃદ્ધિ પામો. આ તમને ઇષ્ટ કામ આપનાર થાઓ. ૧૦.**

વળી સર્ગપ્રકરણમાં શાસ્ત્રોમાં જણાવેલ છે કે બ્રહ્માએ યજ્ઞ અને પ્રજા ઉત્પન્ન કર્યા તેથી પણ કર્મ અવશ્ય કરવાં જોઇએ એમ દર્શાવવા અહિંથી ચાર શ્લોક યોજેલા છે. પહેલાં યજ્ઞ અને યજ્ઞના અધિકારી બ્રાહ્મણ વિગેરે પ્રજા બ્રહ્માએ ઉત્પન્ન કરી અને પ્રજાને કહ્યું કે યજ્ઞથી તમે વૃદ્ધિ પામો. યજ્ઞ તમને ઇષ્ટ કામ આપનાર થાઓ. આવું વરદાન બ્રહ્માએ પ્રજાને આપેલ છે. અહિં કામ્ય કર્મની પ્રશંસા કરી છે. એમ માનવાનું નથી, કારણ કે અહિં યજ્ઞને કામધેનુરૂપ

કહેલ છે. તેથી યજ્ઞ વિગેરે અવસ્ય કરવા યોગ્ય વિહિત કર્મ કોઈ પણ પ્રકારની કામના વિના કરવાથી મોક્ષ પણ આપી શકે છે. તેથી એ પ્રમાણે યજ્ઞ સર્વ પુરૂષાર્થ આપી શકનાર હોવાથી તેને કામધેનુ કહેલ છે. આજ આગળ કહે છે. ૧૦.

**देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।**
**परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥**

" તમે આનાથી દેવોની વૃદ્ધિ કરો અને તે દેવો તમારી વૃદ્ધિ કરો. પરસ્પર વૃદ્ધિ કરતાં પરમ શ્રેયઃ પ્રાપ્ત કરશો. ૧૧.

" આ યજ્ઞથી તમે દેવોને સમૃદ્ધિમાન કરો. દેવો તમને સમૃદ્ધિમાન કરો. એમ કરતાં પરમ શ્રેયઃ અર્થાત્ મોક્ષની પ્રાપ્તિ કરશો. ૧૧.

**इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥**

"કારણ કે યજ્ઞથી વૃદ્ધિ પામેલા દેવો તમને ઇષ્ટ ભોગ આપશે. તેમણે આપેલાનો તેમને આપ્યા વિના જે ભોગ કરે તે સ્તેનજ છે. ૧૨.

વૃષ્ટિ વિગેરેથી દેવો જે પદાર્થો આપે છે તે પદાર્થોનો તેમને આપ્યા વિના જે ભોગ કરે તે ચોરજ છે. ૧૨.

**यज्ञशिष्टाशिनः संतो मुच्यन्ते सर्वकिल्बिषैः ।**
**भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥ १३ ॥**

" યજ્ઞ કરતાં અવશિષ્ટ રહેલાનો ભોગ કરતાં સર્વ

પાપોથી મુક્ત થાય છે. જે પાપીઓ પોતાને માટેજ (અન્ન) રાંધે છે તેઓ પાપનોજ ભોગ કરે છે. " ૧૩.

પાંચ પ્રકારના યજ્ઞ ભગવાનનું જ સ્વરૂપ છે. તેથી યજ્ઞ કરતાં અવશિષ્ટ રહેલાં અન્નાદિ ભગવાનના જ પ્રસાદી હોવાથી તેનો ભોગ કરતાં સર્વ પાપોથી મુક્ત થાય છે, પરંતુ જે પાપીઓ તે પ્રમાણે નહિ કરતાં પોતેજ પ્રથમ ભોગવે છે તેઓ પાપજ ભોગવે છે. ૧૩.

**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।**
**यज्ञाद्भवति पर्जन्यः यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥**

અન્નથી પ્રાણીઓ થાય છે, પર્જન્યથી અન્ન થાય છે. યજ્ઞથી પર્જન્ય થાય છે. યજ્ઞ કર્મથી થાય છે. ૧૪.

અહિંથી બે શ્લોકથી (૧૪-૧૫) ઉત્પત્તિપ્રકાર લક્ષમાં લઇએ તોપણ કર્મ કરવાં જોઇએ એવો ઉપદેશ કરે છે. પ્રાણિમાત્ર અન્નથી નભે છે. વરસાદ થવાથી અન્ન પાકે છે. યજ્ઞ કરવાથી વરસાદ થાય છે. યજ્ઞાત્મક ભગવદ્રૂપની ઉપપત્તિ કર્મથી સારી રીતે થાય છે, અર્થાત્ ભગવદંશ તરીકે કર્મ કરવાથી યજ્ઞાત્મક ભગવાનનું પ્રાકટ્ય થાય છે. ૧૪.

**कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।**
**तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥**

કર્મનો ઉદ્દભવ બ્રહ્મમાંથી (થાય છે) એમ જાણ. બ્રહ્મનો ઉદ્દભવ અક્ષરમાંથી થાય છે તેથી વ્યાપક બ્રહ્મ યજ્ઞમાં નિત્ય રહેલું છે. ૧૫.

કર્મનો ઉદ્દભવ બ્રહ્મ એટલે વેદમાંથી થાય છે, અથવા કર્મનો

ઉદ્ભવ બ્રહ્મા પ્રજાપતિથી થએલો છે. બ્રહ્મ એટલે વેદ અક્ષર બ્રહ્મમાંથી ઉત્પન્ન થએલા છે. આ વ્યાપક અક્ષર બ્રહ્મ યજ્ઞમાં નિત્ય રહેલું છે. પ્રજાપતિએ બ્રહ્મથી અભિન્ન જ યજ્ઞ પ્રથમ કરેલા છે અને ઉપર જણાવ્યા પ્રમાણે યજ્ઞ કરવાનો ઉપદેશ કરેલો છે તેથી યજ્ઞમાં નિત્ય બ્રહ્મ રહેલું છે. ૧૫.

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥**

હે પાર્થ! આવી રીતે પ્રવર્તિત ચક્રને જે અહિં અનુસરતો નથી તે ઇંદ્રિયોમાં સુખ માનનાર પાપી આયુષ્યવાળો વૃથા જીવે છે. ૧૬.

આવી રીતે પ્રજાપતિએ ઉપદેશ કરી પ્રવર્તાવેલા કર્મના ચક્રને અથવા કર્મના અનુશાસનને જે પુરૂષ અનુસરતો નથી એટલે જે યજ્ઞાર્થ કર્મ કરતો નથી તે ઇંદ્રિયોમાં અથવા ઇંદ્રિયોના વિષયોમાં જ રમણ કરનારનું આયુષ્ય પાપમય છે તેથી તેનું જીવન વ્યર્થ છે. ૧૬.

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥**

પરંતુ જે મનુષ્ય આત્મતૃપ્ત અને આત્મરતિજ છે અને આત્મમાંજ સંતુષ્ટ રહે છે તેને (કાંઈ) કરવાનું નથી. ૧૭.

એવી રીતે યોગમાર્ગી પુરૂષને સર્વાર્થની સિદ્ધિ માટે કર્મ કરવાનું છે એમ ઉપદેશ કરી હવે સાંખ્યમાર્ગવાળાને જ્ઞાનની જ આવશ્યકતા છે, કર્મ કરવાનું નથી એમ અહિંથી બે (શ્લોકથી ૧૭–૧૮) કહે છે. 'પરંતુ' શબ્દ હવે જુદા માર્ગની વાત કરવામાં આવે

છે એમ દર્શાવે છે. જે મનુષ્ય આત્મતૃપ્ત, આત્મામાં જ રમણ કરનાર હોય અને આત્માથી જ સંતુષ્ટ રહેતો હોય તેને કાંઈ પણ કાર્ય કરવાનું નથી. ૧૭.

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥**

તેને (કર્મ) કરવાથી અથવા નહિ કરવાથી અહિં કોઈ પણ અર્થ નથી, અને આને સર્વ પ્રાણીઓમાં કોઈનો પણ અર્થ માટે આશ્રય નથી. ૧૮.

તેને કર્મ કરવાથી પુણ્ય વિગેરે અર્થ પ્રાપ્ત કરવાનો નથી, તેમજ કર્મ નહિ કરવાથી પાપ વિગેરે કાંઇ પ્રત્યવાય થવાનો નથી. દેવાદિ સર્વ પ્રાણીઓમાંથી કોઇ પણ પ્રાણીનો કોઇ અર્થ પ્રાપ્ત કરવા તેને આશ્રય કરવાનો નથી. ૧૮.

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥**

તેથી અસક્ત રહી નિરંતર કાર્ય કર્મ કર, કારણ કે અસક્ત રહી કર્મ કરનાર પુરૂષ પર પ્રાપ્ત કરે છે. ૧૯.

તને સાંખ્યજ્ઞાન નથી તેથી તારે આસક્તિ રાખ્યા વિના કર્મ કરવું એજ ઉત્તમ છે. એ પ્રમાણે આસક્તિ વિના કર્મ કરવાથી પરપદની પ્રાપ્તિ થાય છે. ૧૯.

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥**

**જનક વિગેરેએ કર્મથી જ સંસિદ્ધિ પ્રાપ્ત કરી છે. લોકસંગ્રહ પ્રતિ પણ દૃષ્ટિ રાખી તારે (કર્મ) કરવાં ઉચિત છે. ૦**

કર્મ કરવામાં સદાચાર પણ પ્રમાણ છે એમ જણાવતા કહે છે કે જનક વિગેરેએ પણ અનાસક્ત રહી કર્મ કરવાથી સંસિદ્ધિ અથવા જીવન્મુક્તાવસ્થા પ્રાપ્ત કરેલી છે, અથવા જનકાદિએ કર્મથી સંસિદ્ધિ એટલે જ્ઞાનની સિદ્ધિ પ્રાપ્ત કરેલી છે એટલે તને જ્ઞાનસિદ્ધિનું અભિમાન હોય તો પણ તારે કર્મ કરવાં યોગ્ય છે. લોકસંગ્રહ પ્રતિ દૃષ્ટિ રાખી તે માટે કર્મ કરવાં પણ યોગ્ય છે. આનુ કારણ નીચેના શ્લોકમાં આપે છે.

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥**

શ્રેષ્ઠ (પુરૂષ) જેનું જેનું આચરણ કરે છે તે તે અન્ય લોકો કરે છે. તે જેને પ્રમાણ કરે છે તેને લોકો અનુસરે છે ૨૧.

શ્રેષ્ઠ પુરૂષના આચરણનું લોકો અનુકરણ કરતા હોવાથી તથા તે પ્રમાણ કરે તેને અનુસરતા હોવાથી એવા પુરૂષે લોકસંગ્રહ માટે અથવા લોકો પણ તે પ્રમાણ આચરણ કરે તે માટે કર્મ કરવાં ઉચિત છે.

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥**

**હે પાર્થ! ત્રણ લોકમાં મારે કાંઇ પણ કર્તવ્ય નથી, કાંઇ નહિ પ્રાપ્ત કરેલું પ્રાપ્ત કરવાનું નથી છતાં હું કર્મમાં પ્રવર્તું છું. ૨૨.**

લોકસંગ્રહ માટે કર્મ કરનારાઓમાં પોતાનુંજ દૃષ્ટાંત અહિંથી ત્રણ શ્લોકથી (૨૨ થી ૨૪) આપે છે. મારે કાંઇ કર્તવ્ય નથી તેમજ કાંઇ કર્મ કરવાની આવશ્યકતા નથી, છતાં લોકસંગ્રહ માટે કર્મમાં પ્રવૃત્તિ કરૂં છું. ૨૨.

**यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।**
**मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥**

હે પાર્થ ! હું આલસ્યરહિત થઈ કોઇ સમયે કર્મમાં પ્રવૃત્ત ન થાઉં તો મનુષ્યો સર્વ તરફથી મારા માર્ગને અનુસરે. ૨૩.

હું કર્મ ન કરૂં તો મનુષ્યો પણ તે માર્ગે અનુસરે એટલે કર્મ કરે નહિ. ૨૩.

**उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।**
**संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥**

હું કર્મ ન કરૂં તો આ લોકોનો નાશ થાય, હું સંકરનો કર્તા થાઉં અને આ પ્રજાનો નાશ કરૂં. ૨૪.

હું કર્મ ન કરૂં તો મનુષ્યો કર્મ કરે નહિ. તેથી આ લોકોનો નાશ થાય વિગેરે આ શ્લોકમાં વર્ણવેલા પરિણામ આવે. ૨૪.

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।**
**कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥**

હે ભારત ! અવિદ્વાનો જેમ કર્મમાં આસક્ત થઇ (કર્મ) કરે છે તેમ લોકસંગ્રહ કરવાની ઇચ્છાથી વિદ્વાને આસક્તિ રાખ્યા વિના કરવું. ૨૫.

હે ભારત! જેમ અવિદ્વાનો અથવા મૂર્ખ લોકો કર્મમાં આસક્ત થઈ તેના ફલની ઇચ્છા રાખી વિષયોનો ત્યાગ કરવાની શક્તિ નહિ હોવાથી કર્મ કરે છે તેમ વિદ્વાનોએ એટલે આત્મા અને અનાત્મ અથવા જડનું સ્વરૂપ જાણનાર લોકોએ પણ કર્મ કરવું, પરંતુ કર્મમાં આસક્તિ રાખ્યા વિના કર્મ કરવું. કર્મ અવિદ્વાન્ અને વિદ્વાન્ ઉભય કરે, પરંતુ અવિદ્વાન્ કર્મમાં આસક્તિ રાખે છે અને વિદ્વાને આસક્તિ રાખ્યા વિના લોકસંગ્રહ માટે કર્મ કરવું. ૨૫.

**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।**
**जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥**

કર્મસંગી અજ્ઞોની બુદ્ધિનો ભેદ વિદ્વાને કરવો નહિ, (પણ) યુક્ત રહી (કર્મ) કરતાં સર્વ કર્મો શીખવવાં. ૨૬.

અજ્ઞ પુરૂષો કર્મના સંગી છે અથવા તેઓ કર્મમાં આસક્ત છે તેથી તેઓને અન્ય ઉપદેશ આપવો નહિ કારણકે તેમ કરવાથી તેમની બુદ્ધિનો ભેદ થાય એટલે તેઓ ઉપદેશ ગ્રહણ કરી શકે નહિ, અને કર્મ કરવાં પણ તજી દે. તેથી વિદ્વાને પોતે બુદ્ધિયોગથી કર્મ કરતાં કરતાં અજ્ઞોને સર્વ કર્મ કરતાં ધીરે ધીરે શીખવવું. ૨૬.

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ २७ ॥**

સર્વ તરફથી પ્રકૃતિના ગુણો કર્મ કરે છે. અહંકારથી વિમૂઢ અંતઃકરણવાળો 'હું કર્તા (છું)' એમ માને છે. ૨૭.

વિદ્વાન્ અને અવિદ્વાન્ ઉભય કર્મ કરે તોપણ તેમાં શું ભેદ છે એ અહિંથી બે શ્લોકથી (૨૭–૨૮) વધારે સ્પષ્ટ કરે છે. અહિં

યોગ અથવા કર્મયોગનો વિચાર કરીએ છીએ, છતાં તેમાં સાંખ્ય રીતિથી વિચાર કરતાં પણ એજ નિર્ણય આવે છે એમ અહિં કહે છે. બ્રહ્મવાદિ સાંખ્યમત પ્રમાણે જગત્‌ના કર્તા ભોક્તા સર્વ ધર્મના આશ્રય પુરૂષોત્તમ જ છે. શ્રીપુરૂષોત્તમ અંશવડે અક્ષર, કાલ, પ્રકૃતિ, પુરૂષ, આત્મા થાય છે. શ્રુતિ પણ કહે છે કે "તેણે પોતાના બે વિભાગ કર્યા, પતિ અને પત્ની થયા." તેમાં કાર્ય કરનારી પ્રકૃતિ છે. પુરૂષ માત્ર પ્રકૃતિના સંબંધથી ભોક્તા થાય છે. તેથી કર્મ કરનાર પ્રકૃતિના ગુણોજ છે, પરંતુ અહંકારથી મૂઢ થએલા અંતઃકરણવાળો જીવ 'હું કર્તા છું' એમ પોતાની વિપરીત મતિથી માને છે. ૨૭.

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥२८॥**

પરંતુ હે મહાબાહો! ગુણ અને કર્મના વિભાગોના તત્ત્વને જાણનાર ગુણો ગુણોમાં વર્તે છે એમ માની આસક્ત થતો નથી. ૨૮.

ગુણ અને કર્મના વિભાગને જાણનાર અર્થાત્ ગુણોજ કર્મ કરે છે, કેવલ આત્માથી કર્મ થતું જ નથી એમ જાણનાર કર્મમાં આસક્ત થતો નથી, કારણ કે ઇંદ્રિયોના ગુણોજ વિષયમાં રહેલા ગુણો માટે પ્રવર્તે છે, આત્મા પ્રવર્તતો નથી એમ તેઓ માને છે. ૨૮.

**प्रकृतेर्गुणसंमूढा सज्जन्ते गुणकर्मसु ।**
**तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥**

પ્રકૃતિના ગુણોથી મૂઢ થએલા ગુણોના કર્મમાં આસક્ત થાય છે. તેના પૂર્ણ નહિ જાણનાર મંદોને પૂર્ણ જાણનારે ચલાવવા નહિ. ૨૯.

પ્રકૃતિના ગુણોથી મૂઢ થએલા અજ્ઞાનીઓ ગુણોના કાર્ય કર્મમાં આસક્ત થાય છે, કારણ કે તેઓને પૂર્ણ જ્ઞાન નથી અને તેઓની મતિ મંદ છે. એવા લોકોને પૂર્ણ જાણનારે ચલાવવા નહિ. અહિં ૨૫ મા શ્લોકમાં કહેલો અર્થ વિશેષ દૃઢ થવા પુનઃ કહેલ છે.

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।**
**निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥ ३० ॥**

**અધ્યાત્મ ચિત્તથી સર્વ કર્મો મારા વિષે અર્પણ કરી, આશારહિત મમતારહિત થઇ, તાપરહિત થઈ યુદ્ધ કર. ૩૦.**

અધ્યાત્મ ચિત્તથી સર્વ કર્મો મુખ્ય સાક્ષાત્કર્તા દેવદેવ પ્રભુ મારા વિષે સમર્પણ કરી યુદ્ધ કર. ફલની આશા રાખ્યા વિના, કાર્યથી પ્રાપ્ત થતા ફલમાં મમતા રાખ્યા વિના અને ‘ હું કર્તા છું ’ એવો કોઇ પ્રકારનો તાપ અથવા ઉચાટ રાખ્યા વિના યુદ્ધ કર.

**ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।**
**श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥ ३१ ॥**

**જે શ્રદ્ધાવાળા અસૂયારહિત માણસો મારા આ મત પ્રમાણે નિત્ય ચાલે છે તેઓ પણ કર્મોથી મુક્ત થાય છે. ૩૧.**

મારા વચનમાં શ્રદ્ધાવાળા અસૂયારહિત જે માણસો મારા આ મત પ્રમાણે ચાલે છે તેઓ પણ કર્મસાધનથી જ મોક્ષ પ્રાપ્ત કરે છે. ૩૧.

**ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।**
**सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥**

**પરંતુ જે અસૂયાવાળા મારા આ મત પ્રમાણે ચાલતા**

નથી તે સર્વજ્ઞાનમાં વિમૂઢ શૂન્ય હૃદયોને નાશ પામેલા જાણ.૩૨.

જેઓ ઉપર જણાવ્યા પ્રમાણે મારા મત પ્રમાણે ચાલતા નથી અને કર્મ કરતા નથી તેઓ નષ્ટ જ છે. ૩૨.

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥**

જ્ઞાનવાળો પણ પોતાની પ્રકૃતિ અનુસાર ચેષ્ટા કરે છે. પ્રાણીઓ પ્રકૃતિ પ્રમાણે ચાલે છે. નિગ્રહ શું કરશે ? ૩૩.

આપના મત પ્રમાણે ચાલવાથી આવું ઉત્તમ ફલ પ્રાપ્ત થતું હોય તો સર્વ એ પ્રમાણે કેમ ચાલતા નથી એવી શંકા થાય તે અહિં દૂર કરેલી છે. સાધારણ માણસો તો શું, પરંતુ શાસ્ત્રના જ્ઞાનવાળો સાત્ત્વિક પુરૂષ પણ પોતાની પ્રકૃતિને અનુસાર ચેષ્ટા કરે છે. અમુક પ્રકારની ચેષ્ટા થવામાં પ્રકૃતિ જ કારણરૂપ છે. પ્રકૃતિથી જ મોહિત થએલો મનુષ્ય 'હુંજ આ પ્રમાણે જ્ઞાની છું.' એમ માની બીજા કહે તે સાંભળતો પણ નથી. જ્ઞાનીઓને પણ પ્રકૃતિ આ પ્રમાણે વશ કરે છે તો અજ્ઞાનીઓની એવી દશા થાય તેમાં કહેવુંજ શું ? તેથી સાત્ત્વિક, રાજસ અને તામસ સર્વ પ્રાણીઓ જેમ તરખલું વાયુને અનુસરે તેમ પોતપોતાની પ્રકૃતિને અનુસરે છે. પ્રકૃતિ આવી પ્રબલ હોવાથી નિગ્રહ એટલે ઉપદેશ અથવા ઇંદ્રિયોનો સંયમ શું કરી શકે તેમ છે ? અર્થાત્ કાંઇજ કરી શકે તેમ નથી. ૩૩.

**इन्द्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३४ ॥**

ઇંદ્રિયના ઇંદ્રિયાર્થ પ્રતિ રાગદ્વેષ નિર્માણ થએલા છે.

તેમને વશ ન થવું, કારણ કે તે આને વિઘ્નકારક છે. ૩૪.

દરેક ઇંદ્રિયને પોતાના ઇષ્ટ અર્થ પ્રતિ રાગ અને અનિષ્ટ અર્થ પ્રતિ દ્વેષ થાય છે. આ રાગ અને દ્વેષજ વિવેકી પુરૂષને વિઘ્નકારક છે અર્થાત્ આડે રસ્તે દોરનાર છે. તેથી રાગ અને દ્વેષને વશ ન થવું.

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५.॥**

**સારી રીતે આચરેલા પરધર્મ કરતાં વિગુણ સ્વધર્મ વધારે સારો છે. સ્વધર્મમાં નિધન (પણ) શ્રેયઃ છે, પરધર્મ ભયકારક છે. ૩૫.**

જીવ પ્રાકૃત હોવાથી રાગદ્વેષ તજી વિહિત ધર્મમાં પ્રવૃત્તિ કરી શકતો નથી તોપણ પ્રાકૃત જીવે પણ રાગદ્વેષ તજી પરધર્મનું આચરણ ન કરવું અને સ્વધર્મ તજવો નહિ એમ કહે છે. સર્વ અંગ સહિત પરધર્મનું સારી રીતે આચરણ કરવામાં આવે તોપણ તે કરતાં અંગહીન સ્વધર્મનું આચરણ કરવું સારૂં. સ્વધર્મનું આચરણ કરતાં મરણ થાય તો તે પણ સારૂં છે, પરધર્મ ભય ઉત્પન્ન કરે છે.

રાગદ્વેષને વશ થવું નહિ એમ ઉપર ૩૪ મા શ્લોકમાં કહ્યું. ૩૫ મા શ્લોકમાં પરધર્મનું આચરણ નહિ કરતાં સ્વધર્મનું આચરણ કરવું એમ કહ્યું. આ સર્વ અશક્ય છે, કારણ કે જીવને પ્રકૃતિને અનુસાર કાર્ય કરવાં પડે છે, તે પોતે સ્વતંત્ર નથી. જેમ રોગી શક્તિહીન હોવાથી પરતંત્ર હોઇ પોતાની ઇચ્છા હોવા છતાં કાર્ય કરવા શક્તિમાન્ નથી તેમજ જીવ પણ પોતાની ઇચ્છા હોવા છત રાગ દ્વેષ તજી શકતો નથી, સ્વધર્મનું આચરણ કરી શકતો નથી,

પરધર્મ તજી શકતો નથી. આનું શું કારણ? કોણ બલાત્કારે તેને આડે રસ્તે લઇ જાય છે? એવી શંકા થવાથી અર્જુન પૂછે છે.

**अर्जुन उवाच—**

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६ ॥**

ત્યારે હે વાર્ષ્ણેય! ઇચ્છા ન હોવા છતાં પણ બલાત્કારે યોજાએલો હોય નહિ તેમ આ પુરૂષ કોનાથી યોજાઇ પાપ કરે છે? ૩૬,

અર્જુનના આ પ્રશ્નનો ભગવાન્ ઉત્તર આપે છે.

**श्रीभगवानुवाच—**

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥**

રજોગુણથી ઉત્પન્ન થએલો, બહુ ખોરાકવાળો, મહાપાપી એ કામ છે. એ ક્રોધ છે. તેને અહિં વૈરી જાણ. ૩૭.

રાગ ઉત્પન્ન કરનાર કામ છે. ભિન્ન ભિન્ન પદાર્થની ઇચ્છારૂપી કામ એજ રાગ ઉત્પન્ન થવાનું કારણ છે. દ્વેષ ઉત્પન્ન કરનાર ક્રોધ પણ કામનું પરિણામ છે. કામ એજ ક્રોધ છે, પરંતુ કામ પ્રથમ થાય છે. કામના પૂર્ણ નહિ થવાથી ક્રોધ થાય છે. તેથી ક્રોધ કામનું પરિણામ છે. કામથી બુદ્ધિનો નાશ થાય છે, કામ દુષ્પૂર છે, અને મહાપાપ કરાવે છે. કામ ભોગથી પણ શાંત થતો નથી, તેથી તેને બહુ ખાનારો કહેલો છે. શ્રીમદ્ભાગવતમાં પણ કહેલું છે કે " કામ ઇચ્છિત

પદાર્થોના ભોગથી કદાપિ શાંત થતો નથી, પણ બલિથી જેમ અગ્નિ વૃદ્ધિ પામે તેમ પુનઃ વૃદ્ધિ પામે છે." કામ દુષ્પૂર હોવાથી મહાપાપ કરાવે છે. તેથી પોતાની ઇચ્છા ન હોવા છતાં પુરૂષને રાગદ્વેષમાં પ્રવૃત્ત કરી પાપનું આચરણ બલાત્કારે કરાવનાર આ કામ જ છે તેને વૈરી જાણ. ૩૭.

**धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।**
**यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥**

જેમ ધૂમાડાથી અગ્નિ છવાય છે, જેમ મેલથી આદર્શ ઢંકાય છે, જેમ ઓરથી ગર્ભ વીંટાએલો હોય છે તેમ આથી (જગત્) છવાએલું છે. ૩૮.

આથી એટલે કામથી જગત્ છવાએલું છે. સર્વ જગત્ કામથી છવાઇ રહેલું છે. કેવી રીતે છવાએલું છે તે જણાવવા ત્રણ દૃષ્ટાંતો આપેલાં છે. ૩૮.

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥ ३९ ॥**

હે કૌંતેય ! જ્ઞાનીના નિત્ય વૈરી આ કામરૂપી દુષ્પૂર અગ્નિએ જ્ઞાનીનું જ્ઞાન ઢાંકેલું છે. ૩૯.

ગયા શ્લોકમાં કામને વૈરી કહ્યો છે. અહિં તેનું વૈરીપણું દર્શાવે છે. કામ દુષ્પૂર છે એ ઉપર જણાવેલું છે. કામ શોક અને સંતાપ ઉત્પન્ન કરનાર હોવાથી તેને અગ્નિ કહેલો છે. અગ્નિવત્ દુષ્પૂર હોવાથી પણ તેને અગ્નિ કહેવો ઉચિત છે. કામથી જ્ઞાનીનું જ્ઞાન ઢંકાઇ જાય છે. ૩૯.

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

ઇંદ્રિયો મન અને બુદ્ધિ આનું અધિષ્ઠાન કહેવાય છે. આ આથી જ્ઞાનને ઢાંકી દેહીને મોહ કરે છે. ૪૦.

કામનું સ્થાન અથવા રહેવાનું સ્થલ કહે છે. ઇંદ્રિયો, મન અથવા અંતઃકરણ અને બુદ્ધિ એ કામના રહેવાનાં સ્થલ છે. આ ઇંદ્રિયો મન અને બુદ્ધિવડે જ્ઞાનને ઢાંકી દઈ દેહી અથવા જીવને મોહ ઉત્પન્ન કરે છે. ૪૦.

હવે કામને જીતવાનો ઉપાય કહે છે.

तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥

તેથી હે ભરતર્ષભ ! આરંભમાં ઇંદ્રિયોને નિયમમાં રાખી જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર આ પાપીને તું હણ. ૪૧.

ઇંદ્રિયોમાં એ રહે છે, અને ઇંદ્રિયોથી મોહ કરે છે. તેથી તેને જીતવા પ્રથમ તેના અધિષ્ઠાનરૂપ અને કાર્ય સાધવામાં સહાયભૂત ઇંદ્રિયોને નિયમમાં રાખ અથવા વશ કર; પછી શાસ્ત્રીય જ્ઞાન અને વિજ્ઞાન અર્થાત્ સ્વરૂપાનુભવ ઉભયનો નાશ કરનાર આ પાપી કામને હણ.

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेर्यः परतस्तु सः ॥ ४२ ॥

ઇંદ્રિયોને પર કહે છે. ઇંદ્રિયોથી પર મન છે, મનથી પણ પર બુદ્ધિ છે અને બુદ્ધિથી પણ પર તે છે.

અહિં જ્ઞાનના વિરોધી તરીકે બળવાન્ કોણ છે તે કહે છે. ઇંદ્રિયોને જ્ઞાનના વિરોધીઓમાં પર અથવા બલવતી કહેલી છે. ઇંદ્રિયોથી પર અથવા બલવત્તર મન છે, મનથી પણ અધિક બળવતી બુદ્ધિ છે, અને બુદ્ધિથી પણ વધારે બલવાન્ તે કામ છે. એટલે ઇંદ્રિયો જ્ઞાનની વિરોધી છે, ઇંદ્રિયોથી મન વધારે વિરોધી છે, મનથી બુદ્ધિ વધારે વિરોધી છે અને બુદ્ધિથી પણ કામ વધારે વિરોધી છે. ૪૨.

**एवं बुद्धेः परं बुध्द्वा संस्तभ्यात्मानमात्मना ।**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥**

**હે મહાબાહો! એવી રીતે કામરૂપી દુર્જય શત્રુને બુદ્ધિથી પર જાણી, આત્માથી મનને સ્થિર કરી તેનો (કામ શત્રુનો) ત્યાગ કર. ૪૩.**

કામ બુદ્ધિથી પણ પર હોવાથી બુદ્ધિથી પણ વશ થતો નથી એમ જાણી, યોગશુદ્ધ આત્મા વડે મનને સ્થિર કરી દુર્જય શત્રુ કામનો ત્યાગ કર. ૪૩.

આ અધ્યાયમાં કર્મયોગનો ઉપદેશ કરેલો છે. કામ અને ક્રોધ બુદ્ધિનો નાશ કરનાર હોવાથી તેઓનો ત્યાગ કરવાનો અહિં ઉપદેશ કરેલો છે. તેઓનો ત્યાગ કરવા માટે સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ પણ આવશ્યક હોવાથી સર્વ ઇંદ્રિયોનો નિગ્રહ કરવાનો પણ ઉપદેશ કરેલો છે. તેથી હરિની એવી ઇચ્છા હોવાથી કર્મનો ત્યાગ ન કરવો અર્થાત કર્મ કરવું એજ ઉત્તમ છે. જ્યાં હરિની ઇચ્છા કર્મનો ત્યાગ કરાવવાની હોય ત્યાં કર્મનો ત્યાગ કરવો ઉત્તમ છે, તેથી જ એવો ઉપદેશ પણ હોય છે; પણ જ્યાં ભગવાન્ પોતે કર્મ કરાવતા હોય ત્યાં કર્મ બંધનકારક કેમ થઇ શકે? તેથી તેવે પ્રસંગે કર્મ કરવું જ યોગ્ય છે.

ભક્તિમાર્ગરૂપી આત્મયોગમાં ભગવાનની જેવી ઇચ્છા જણાય તેમાં ભકતોએ કોઇ પ્રકારનો વિચાર કરવાનો નથી, પરંતુ વિચાર કર્યા વિના ભગવાનની ઇચ્છા પ્રમાણેજ આચરણ કરવાનું છે.

॥ इति तृतीयोऽध्यायः ॥

# ॥ अथ चतुर्थोऽध्यायः ॥

ત્રીજા અધ્યાયમાં યોગીઓએ કર્મ કરવું એવો ઉપદેશ કર્યો છે. હવે આ કર્મયોગ ઉત્તમ છે એમ દર્શાવવા તેની પરંપરા કહે છે. પ્રાચીન પરંપરા કહેવાથી કર્મયોગ પણ નિત્ય છે એવો ઉપદેશ થાય છે. કર્મયોગ નિત્ય હોવાથી તેનું આચરણ કરવું જોઈએ. સર્વત્ર બ્રહ્મભાવ રાખી ફલના અનુસંધાન વિના કર્મયોગનોજ આશ્રય કરવાથી યોગી વિદ્યાથી મોક્ષ પ્રાપ્ત કરે છે. ગયા બે અધ્યાયમાં (૨–૩) યોગબુદ્ધિથી સ્વધર્મનું આચરણ કરવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે તેમ કહેલ છે એજ કર્મયોગનું અહિં ભગવાન્ બ્રહ્મભાવથી નિરૂપણ કરે છે અને તેવી રીતે નિરૂપણ કરવા માટે તે પરંપરાથી પ્રાપ્ત થએલ છે એમ પ્રથમ ત્રણ શ્લોકથી દર્શાવતાં તેની સ્તુતિ કરે છે.

**श्रीभगवानुवाच—**

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

મેં આ અવ્યય યોગ સૂર્યને કહ્યો, સૂર્યે મનુને કહ્યો, અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો. ૧.

યોગનું ફલ અવ્યય હોવાથી યોગને અહિં અવ્યય કહેલો છે. આ અવ્યય યોગ મેં વિષ્ણુ ભગવાને પ્રથમ સૂર્યને કહ્યો, સૂર્યે મનુને કહ્યો અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો. ૧.

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥

એવી રીતે પરંપરાથી પ્રાપ્ત થએલા આને (યોગને) રાજર્ષિંઓ જાણતા હતા. હે પરંતપ! તે યોગ લાંબા સમયે અહિં નષ્ટ થયો. ૨.

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

તું મારો ભક્ત અને સખા છે તેથી તેજ આ પુરાતન યોગ મેં આજે તને કહ્યો, કારણકે આ ઉત્તમ રહસ્ય છે. ૩

આ યોગ તને યુદ્ધ કરવા માટે ઉત્સાહ ઉત્પન્ન કરવાજ આજ હું નવો કહું છું એમ નથી, પરંતુ બીજા મન્વંતરોમાં પણ આખા જગત્‌નો ઉદ્ધાર કરવા મેં આ યોગનો ઉપદેશ કરેલો. તેજ પરંપરા પ્રાપ્ત યોગ મેં તને આજે કહ્યો છે. આ યોગ ઉત્તમ રહસ્ય છે, પણ તું મારો ભક્ત અને સખા છે તેથી તને કહેલો છે. ૩.

अर्जुन उवाच—

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

આપનો જન્મ પછી છે, સૂર્યનો જન્મ પહેલાં છે. પહેલાં આપે (યોગ) કહ્યો એ કેમ જાણી શકું? ૪.

ભગવાનના અવતારનાં યાથાત્મ્યનો બોધ થાય એવો પ્રશ્ન અસંભવના મિષથી અર્જુન પૂછે છે. આપનો જન્મ તો આધુનિક સમયમાં થયો. સૂર્યનો જન્મ ઘણાં કાલ પૂર્વે થઇ ગયો. ત્યારે આપે પ્રથમ સૂર્યને એવો ઉપદેશ કર્યો તે કેમ સંભવે? ૪

**श्रीभगवानुवाच—**

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥**

હે અર્જુન! મારા અને તારા બહુ જન્મો થઇ ગયા. હે પરંતપ! હું તે સર્વ જાણું છું, તું જાણતો નથી. ૫

મારા બહુ જન્મો અથવા અવતારો થઇ ગયા. તેથી મેં પૂર્વે જ્યારે મારો અવતાર થએલો તે સમયે સૂર્યને કર્મયોગ કહેલો. અહિં મારા બહુ અવતારો થઇ ગયા એમ કહેલું છે. તેથી સર્વ અવતારોના હેતુભૂત શ્રીકૃષ્ણ અવતારી પૂર્ણ છે. આ સર્વ અવતારો હું જાણું છું, કારણ કે નિત્યસિદ્ધ જ્ઞાન વગેરે સર્વ શક્તિઓ મારામાં છે. તું જાણતો નથી. હું ઇશ્વર હોવાથી સર્વજ્ઞ છું તેથી સર્વ જાણું છું. તું જીવ હોવાથી સર્વજ્ઞ નથી તેથી જાણતો નથી. ઈશ્વર સર્વજ્ઞ છે, જીવ સર્વજ્ઞ નથી. એવી રીતે જીવ અને ઇશ્વરના સ્વરૂપમાં બ્રહ્મવાદ પ્રમાણે ભેદ છે એમ દર્શાવેલ છે. ૫.

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥**

હું અજ, અવ્યયાત્મા, અને પ્રાણીઓનો ઈશ્વર હોવા છતાં મારી પ્રકૃતિનું અધિષ્ઠાન કરી માયાથી અવતરૂં છું. ૬.

ભગવાન્ અનાદિ અને અવિનાશી છે તો જીવ પેઠે તેમનો જન્મ કેમ કહ્યો એવી શંકા થાય તે માટે આ શ્લોક યોજેલો છે. હું અજ અથવા જન્મરહિત છું, હું અવ્યયાત્મા એટલે વિકાર રહિત છું, હું પ્રાણીઓનો ઈશ્વર છું તેથી કર્મને પરતંત્ર નથી. તોપણ મારી માયાથી અવતાર લઉં છું. મારા અવતારનું કારણ મારી સ્વતંત્ર માયા. માયા શબ્દના ઘણા અર્થ થાય છે. હરિસામર્થ્ય, અવિદ્યા, મિથ્યા, કૃપા, કપટ વિગેરે ઘણા અર્થ થાય છે. અહિં માયા શબ્દનો અર્થ કૃપા છે. આગળનો (૭) શ્લોક વાંચવાથી આ અર્થજ યોગ્ય છે એમ જણાય છે, અથવા અહિં માયા શબ્દનો અર્થ હરિસામર્થ્ય લઇ શકાય. અપ્રચ્યુત જ્ઞાન, બલ, ઐશ્વર્ય વિગેરે શક્તિઓથી સર્વભવનસામર્થ્ય એ માયા. આવી મારી માયાથી હું અવતાર લઉં છું. ભગવાન્ ભલે પોતાની માયાથી અવતાર લેતા હોય તોપણ જીવની પેઠે તેમનો પણ જન્મ થવાથી તે જીવતુલ્ય ગણાય એવી શંકા થાય તે દૂર કરવા '**प्रकृतिं स्वामधिष्ठाय**' "પોતાની પ્રકૃતિનું અધિષ્ઠાન કરીને" શબ્દો યોજેલા છે. પોતાની પ્રકૃતિ એટલે પોતાનો અસાધારણ સ્વભાવ અથવા નિત્યસિદ્ધ જ્ઞાન અને ક્રિયાશક્તિના આશ્રયરૂપ તથા ઐશ્વર્ય વિગેરે છ ગુણના આશ્રયરૂપ સચ્ચિદાનંદરૂપ. આવા રૂપનું અધિષ્ઠાન કરીને એટલે આ રૂપ પોતાની સાથે લઇને જ હું મારો પ્રાદુર્ભાવ કરૂં છું, પરંતુ જીવની પેઠે સ્વરૂપથી ચ્યુત થઇ અવતરતો નથી. જીવનું ભગવાનમાંથી વ્યુચ્ચરણ થાય છે કે તરતજ ભગવાનની ઇચ્છાથી તેનો આનંદ અને ઐશ્વર્ય આદિ છ

ગુણ તિરોહિત થાય છે. આનંદ અને ઐશ્વર્ય વિગેરે છ ગુણ તિરોહિત થવાથી જીવ જગતમાં જન્મમરણના ફેરા ફરે છે. મારો એવો જન્મ નથી, કારણ કે હું અજ છું તેમજ અવ્યયાત્મા અથવા વિકાર રહિત છું. તેથી મારામાં છ ભાવવિકારમાંથી એક પણ નથી. જોકે જીવમાં પણ આ ભાવવિકાર નથી પણ પ્રકૃતિના પરિણામરૂપ દેહમાંજ છે, તોપણ શરીર પોતાના આવિર્ભાવ અને તિરોભાવથી જન્મ અને મરણની પ્રતીતિ કરાવે છે. તેથી જીવમાં ભાવવિકાર ન હોવા છતાં શરીર તેમાં પ્રાકૃત પેઠે ભાવવિકાર હોવાની પ્રતીતિ કરાવે છે. હું અવતારી પુરૂષોત્તમ જ બીજે અવતાર લઉં છું. વળી હું અજ હોવા છતાં અવતાર લઉં છું, બાલ હોવા છતાં કિશોર હોઉં છું, એક હોવા છતાં અનેક થાઉં છું. હું સર્વ વિરૂદ્ધ ધર્મનો આશ્રય હોવાથી એમાં કાંઇ પણ અનુપપત્તિ નથી. ૬.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥

હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે હું પોતે અવતરૂં છું. ૭.

અહિંથી બે શ્લોકથી (૭–૮) ભગવાન્ પોતે ક્યારે અવતાર લે છે એ કહે છે. જ્યારે ધર્મનો ક્ષય થાય અને અધર્મનું અભ્યુત્થાન એટલે વૃદ્ધિ અથવા ઉત્પત્તિ થાય છે ત્યારે હું પોતે અવતરૂં છું. ૭.

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

સાધુઓનું રક્ષણ કરવા, પાપીઓનો વિનાશ કરવા, અને ધર્મનું સંસ્થાપન કરવા હું દરેક યુગમાં અવતરૂં છું. ૮.

સાધુ અથવા ધર્મી પુરૂષોનું રક્ષણ કરવા, તેઓના પ્રતિપક્ષી દુષ્ટ કર્મ કરનાર પાપીઓનો વિનાશ કરવા અને ધર્મનું સારી રીતે સ્થાપન કરવા હું દરેક યુગમાં અવતરૂં છું. સાધુ પુરૂષોનું ઇશ્વર રક્ષણ કરે છે અને પાપીઓનો સંહાર કરે છે તેથી ઇશ્વર પક્ષપાતી છે એમ કહેવું યોગ્ય નથી, કારણ કે જેમ પુત્રને માતા લાલન કરે અથવા દોષ આવે ત્યારે મારે તેમાં માતા દયાહીન નથી તેમજ ગુણીને ઉત્તેજન આપે અને પાપીઓને શિક્ષા કરે તેમાં ઇશ્વર પણ પક્ષપાતી થતા નથી.

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

હે અર્જુન! એવી રીતે મારા જન્મ અને કર્મને જે તત્ત્વથી દિવ્ય જાણે છે તે દેહને તજી પુનઃ જન્મતો નથી, તે મને પ્રાપ્ત કરે છે. ૯

વળી ઉત્પત્તિ પણ વૈષ્ણવ તંત્રોમાં કહેલું છે તે પ્રમાણે ત્રણ પ્રકારની છે. અનિત્ય પદાર્થની ઉત્પત્તિને જન્મ કહે છે. નિત્ય પદાર્થના બે પેટાવિભાગ પરિચ્છિન્ન અને અપરિચ્છિન્ન, પરિચ્છિન્ન એટલે હદવાળાં અમુક કદના. અપરિચ્છિન્ન એટલે હદ વિનાના અર્થાત્ વ્યાપક. નિત્ય પરિચ્છિન્ન પદાર્થનો અન્ય સાથે સમાગમ થાય તેજ ઉત્પત્તિ. નિત્ય અને અપરિચ્છિન્ન પદાર્થનો પ્રાદુર્ભાવ થાય તે ઉત્પત્તિ. ભગવાન્ નિત્ય અને અપરિચ્છિન્ન હોવાથી ભગવાનનો જન્મ તે પ્રાદુર્ભાવ જ છે. ભગવાનનો જન્મ પાદુર્ભાવરૂપી હોવાથી દિવ્ય છે.

જન્મ દિવ્ય છે ત્યારે વપુઃ અથવા શરીર દિવ્ય હોય તેમાં આશ્ચર્ય જ શું? ભગવાનનું કર્મ પણ દિવ્ય અથવા અલૌકિક જ છે. મારા જન્મ અને કર્મ આવી રીતે દિવ્ય છે એમ જે તત્ત્વથી જાણે છે તે પ્રાકૃત દેહ તજી પુનઃ જન્મતો નથી, પરંતુ મને પ્રાપ્ત કરે છે.

કેટલાક વાદીઓ ભગવાનનો દેહ જન્મતો હોવાથી પ્રાકૃત અનિત્ય છે એમ માને છે તે યોગ્ય નથી, કારણ કે ભગવાનનો દેહ અને આત્મા સર્વ આનંદમય આનંદસ્વરૂપ જ છે. ભગવાનમાં દેહ અને દેહી એવો વિભાગજ નથી. સર્વ જીવોના દેહ જન્મતા હોવાથી અનિત્ય છે તેમ ભગવાનનો દેહ પણ અનિત્ય છે એમ પણ ધારી શકાય નહિ, કારણ કે એમ માનીએ તો સર્વ જીવોનું જ્ઞાન, ઇચ્છા વિગેરે અનિત્ય છે તેથી ભગવાનનું જ્ઞાન ભગવાનની ઇચ્છા વિગેરે પણ અનિત્ય જ છે એમ માનવું પડે. "ભગવાન્ જગત્‌ના કર્તા હોવાથી તેમનું જ્ઞાન નિત્ય માનવું પડે, કારણ કે નિત્યજ્ઞાન ન હોય તો જગત્ રચી શકાય નહિ" એમ કહો તો તેજ કારણથી ભગવાનનો દેહ પણ આનંદમય અને નિત્ય છે એમ માનો કારણ કે નિત્ય આનંદમય દેહ ન હોય તોપણ જગત્ રચી શકાય નહિ. વળી ભગવાનનો દેહ નિત્ય અને અપરિચ્છિન્ન હોવાથી તેનો પ્રાદુર્ભાવ એજ જન્મ છે. સાધારણ જીવો જેવો ભગવાનનો જન્મ નથી, તેથી ભગવાનનો દેહ પણ સાધારણ જીવોના દેહ પેઠે અનિત્ય નથી "માત્ર આનંદનાજ કર પાદ, મુખ ઉદર વિગેરે જેનાં છે." વિગેરે શાસ્ત્ર વચનોથી જેના દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ, આત્મા સર્વ આનંદમય આનંદ સ્વરૂપ છે એવા સદાનંદરૂપ જ્ઞાનરૂપ પુરૂષોત્તમ છે, માત્ર આત્મરૂપ નથી એમ નિઃશંક જાણો. ૯

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥**

જેઓના રાગ, ભય અને ક્રોધ દૂર થએલા છે તેવા મન્મય, મારો આશ્રય કરનાર, જ્ઞાન અને તપથી પવિત્ર થએલા ઘણા (લોકો) મારા ભાવને પામેલા છે. ૧૦.

જો મારા જન્મ અને કર્મ પ્રાકૃત હોય તો મારો આશ્રય કરનાર કોઇ મુક્તિ ન પામે, પરંતુ મારો આશ્રય કરેલા ઘણાં મુક્ત થએલા છે. તેઓના રાગ, ભય અને ક્રોધ દૂર થાય છે. ૧૦.

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥**

જેઓ મને જેવી રીતે ભજે છે તેઓને હું તેવી જ રીતે ભજું છું. હે પાર્થ ! સર્વ તરફથી મનુષ્યો મારા માર્ગને અનુસરે છે. ૧૧.

આપનો જે આશ્રય કરે તેમને મુક્તિ આપ આપો અને આશ્રય ન કરે તેને મુક્તિ ન આપો તો આપનામાં પણ વૈષમ્ય (પક્ષપાત) દોષ આવે એવી શંકા થાય તે દૂર કરવા કહે છે કે પુષ્ટિ, પ્રવાહ, મર્યાદા વિગેરે માર્ગના જેવા અધિકારીઓ સકામરીતે, નિષ્કામરીતે જેમ મને ભજે છે તેઓને હું તેવી જ રીતે ફલ આપું છું. સર્વ તરફથી મનુષ્યો મારા માર્ગને અનુસરે છે, કારણ કે જેઓ ઇંદ્રાદિ દેવોનું ભજન કરે છે તેઓ પણ ઇંદ્રાદિ દેવો મારી વિભૂતિ જ હોવાથી મારા માર્ગને અનુસરે છે, પરંતુ મારૂં ભજન કરતા નથી. આ ભજન

કરવાની ખરી રીત નથી એ આગળ કહેવામાં આવશે. ( અધ્યાય ૯, શ્લોક ૨૩. ) ૧૧.

**काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥**

**કર્મની સિદ્ધિની આકાંક્ષા રાખનાર આ લોકમાં દેવતાઓનું યજન કરે છે, કારણકે માનુષ લોકમાં કર્મથી સત્વર સિદ્ધિ થાય છે. ૧૨.**

ત્યારે આ લોકમાં અન્ય દેવોને લોકો કેમ ભજે છે એવી શંકા થાય તે માટે કહે છે. અન્ય દેવતાઓનું ભજન કરવાથી આ લોકમાં કર્મનું ફલ તરત જ પ્રાપ્ત થાય છે. કર્મનું ફલ પ્રાકૃત છે. આવું પ્રાકૃત ફલ ઇંદ્રાદિ દેવો તરત જ આપે છે. તેથી એવા પ્રાકૃત ફલની ઇચ્છાવાળા આ લોકમાં ઇંદ્રાદિ દેવોનું યજન કરે છે, પરંતુ મારૂં ભજન કરતા નથી. ૧૨.

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।**
**तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥**

**ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે ચાર વર્ણ મેં સર્જેલા છે. અકર્તા અને અવ્યય મને તેઓનો કર્તા પણ જાણ. ૧૩.**

કેટલાક કામનાઓથી દેવોને ભજે, કેટલાક નિષ્કામ રહી આપને ભજે એ પ્રમાણે ભિન્ન ભિન્ન કર્મ કરે અને જેવાં કર્મ કરે તેને અનુસરી બ્રાહ્મણ વિગેરે ઉત્તમ અધમ વર્ણના લોકો થાય એમ આપે રચેલું હોવાથી આપ પણ અમુક જીવો ઉપર કૃપા રાખો છો અને અમુક ઉપર અકૃપા રાખો છો એમ થવાથી વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય

દોષ આપને પણ કેમ લાગે નહિ એવી શંકા થાય તે માટે કહે છે કે મેં જગત્માં ચાર વર્ણ ગુણ અને કર્મના વિભાગપ્રમાણે રચેલા છે. સત્ત્વ, રજઃ અને તમઃ ત્રણ ગુણ છે. સત્ત્વપ્રધાન બ્રાહ્મણો, સત્ત્વરજઃપ્રધાન ક્ષત્રિયો, રજસ્તમઃપ્રધાન વૈશ્યો, અને તમઃપ્રધાન શૂદ્રો રચેલા છે અને ગુણને અનુસાર શમદમાદિ, શૌર્યાદિ, કૃષિવાણિજ્યાદિ તથા દ્વિજસેવા એ તેઓના અનુક્રમે ધર્મ કરેલા છે. ચારે વર્ણના જીવોનો પ્રકૃતિ સાથે સંબંધ થએલો હોવાથી તેઓને ઇંદ્રિયો સાથેજ ગુણ અને કર્મ પણ આપેલાં છે, તેથી તેઓ જેવાં કર્મ કરે છે તેવાંજ ફલ તેમને મળે છે. તેથી ચારે વર્ણનો હું કર્તા અથવા જનક હોવા છતાં વસ્તુતઃ હું અકર્તા છું. એમ જાણ. હું અકર્તા છું કારણ કે હું અવ્યય છું, અહંકાર વિગેરે મારામાં નથી. તેથીજ મને વૈષમ્યનૈર્ઘૃણ્ય દોષ થતો નથી. "**वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथाहि दर्शयति**" બ્રહ્મસૂત્રમાં પણ આજ બોધ કરેલો છે. ભગવાન્ જીવના કર્મ પ્રમાણે સુખ દુઃખ વિગેરે આપતા હોવાથી તેમનામાં વૈષમ્યનૈર્ઘૃણ્ય દોષ નથી. ભગવાન્ ફલદાન કરવામાં કર્મની અપેક્ષા રાખે છે એમ પણ વાદીને સંતોષ કરવાજ કહેલું છે. વસ્તુતઃ સર્વ જીવો ભગવાનમાંથીજ વ્યુચ્ચરેલા હોવાથી, ભગવાનના અંશજ હોવાથી ભગવાનથી ભિન્ન નથી. તેથી સર્વ જીવો એ ભગવાનનીજ સૃષ્ટિ અથવા આત્મસૃષ્ટિ થઇ, તેથી સર્વ જીવો આત્મસૃષ્ટિ જ હોવાથી વૈષમ્યનૈર્ઘૃણ્ય દોષનો સંભવ જ રહેતો નથી. ૧૩.

**न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥ १४ ॥**

મને કર્મ લેપતા નથી, મારે કર્મફલની સ્પૃહા નથી.

એમ જે મને જાણે છે તે કર્મથી બંધાતો નથી. ૧૪.

મને કર્મ લેપતા નથી, કારણ કે મારે કર્મફલની સ્પૃહા નથી. આજ જીવ અને ઇશ્વરમાં મુખ્ય વિલક્ષણતા છે. આ પ્રમાણે મને જે જાણે છે તેને પણ કર્મનું બંધન થતું નથી. ૧૪.

**एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।**
**कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥**

પૂર્વના મુમુક્ષુઓએ પણ આમ જાણીને કર્મ કરેલું છે. તેથી પૂર્વજોએ પૂર્વના સમયમાં કરેલું કર્મજ તું કર. ૧૫.

આ પ્રમાણે પ્રાસંગિક કહી પુનઃ કર્મ કરવાનું સ્મરણ કરાવે છે. ભગવદર્થ કરેલું કર્મ બંધન કરતું નથી એમ જાણીને પૂર્વના સમયના મુમુક્ષુઓ કક્ષીવાન્, નારદ, મનુ વિગેરેએ પણ પોતપોતાના ધર્મને અનુસાર કર્મ કરેલું છે. તેથી કર્મ આધુનિક નથી પરંતુ પ્રાચીન સમયથી છે અને પૂર્વજોએ કરેલું છે. તેથી કર્મ કરવાનો શિષ્ટાચાર હોવાથી પણ કર્મ કરવું યોગ્ય છે. તેથી કર્મ કર. ૧૫.

**किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।**
**तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥**

કર્મ શું અને અકર્મ શું? એમાં અહિં કવિઓ પણ મોહ પામી ગયા છે. હું તને એવું કર્મ કહીશ કે તે જાણી તું અશુભથી મુક્ત થઈશ. ૧૬.

કર્મ એટલે વિહિત કર્મ અથવા કરવા યોગ્ય કર્મ કયું અને અકર્મ એટલે અવિહિત કર્મ અથવા કરવા યોગ્ય નહિ તેવું કર્મ

કયું એ પ્રશ્ન ગંભીર છે. આનો નિર્ણય કરવામાં કવિઓ પણ મોહ પામી ભૂલ કરી ગએલ છે. તેથી કર્મ વિચાર કરી કરવા યોગ્ય છે, લોક પરંપરાથીજ કરવા જેવું નથી. તેથી હું તને કર્મ શું તે સારી રીતે સમજાવીશ એટલે તેનું જ્ઞાન પ્રાપ્ત થવાથી તું અશુભ કર્મ અથવા વિકર્મથી મુક્ત રહીશ. ૧૬.

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥**

**કર્મનું (સ્વરૂપ) પણ જાણવું જોઇએ, વિકર્મનું પણ જાણવું જોઇએ અને અકર્મનું પણ જાણવું જોઇએ. કર્મની ગતિ ગહન છે. ૧૭.**

વિહિત કર્મ, વિકર્મ અથવા નિષિદ્ધ કર્મ, અને અકર્મ અથવા અવિહિત કર્મ સર્વનું સ્વરૂપ જાણવું જોઇએ. વિહિત કર્મનું સ્વરૂપ જાણ્યા વિના કયું કર્મ કરવા યોગ્ય છે તે જણાય નહિ. વિકર્મ અને અકર્મનું સ્વરૂપ જાણ્યા વિના કયું કર્મ તજવા યોગ્ય છે તે જણાય નહિ. તેથી સર્વનું સ્વરૂપ જાણવું જોઇએ. કર્મની ગતિ ગહન છે તેથી કર્માદિનું સ્વરૂપ જાણવું કઠિન છે. ૧૭.

**कर्मण्यकर्म यःपश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥**

**જે કર્મમાં અકર્મ જૂએ અને અકર્મમાં કર્મ જૂએ તે મનુષ્યોમાં બુદ્ધિમાન્ યુક્ત (યોગવાળો) સર્વ કર્મ કરનાર છે.**

જે કર્મ અથવા વિહિત કર્મમાં અકર્મ એટલે કર્મના બંધનનો અભાવ જૂએ છે અર્થાત્ વિહિત કર્મ કરવાથી કર્મબંધન થતું નથી

એમ જે જાણે છે, અને અકર્મમાં એટલે નિષિદ્ધ કર્મમાં અથવા કરવા યોગ્ય નહિ એવા કર્મમાં કર્મ એટલે કર્મબંધન જૂએ અર્થાત્ નિષિદ્ધ અથવા કરવા યોગ્ય નહિ એવું કર્મ કરવાથી કર્મબંધન પ્રાપ્ત થાય છે એમ જે જાણે છે તે સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન્ છે, યુક્ત એટલે કર્મયોગવાળો છે અને સર્વ કર્મ કરનાર છે. ૧૮.

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।**

**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥ १९ ॥**

**જેના સર્વ સમારંભો કામ અને સંકલ્પથી રહિત છે તેને જ્ઞાનીઓ જ્ઞાનાગ્નિથી દગ્ધ થએલાં કર્મવાળો પંડિત કહે છે.**

જેના કર્મના સર્વ સમારંભો કામ એટલે ફલ અને સંકલ્પ એટલે ફલપ્રાપ્ત કરવાની ઇચ્છા ઉભયથી રહિત છે, અર્થાત્ જે કર્મના સર્વ સમારંભો ફલની અથવા ફલ પ્રાપ્ત કરવાની ઇચ્છાની અપેક્ષા વિના કરે છે તેના કર્મ જ્ઞાનરૂપી અગ્નિથી દગ્ધ થએલા છે. કર્મ દગ્ધ થએલ હોવાથી તેનાં બીજ પુનઃ વૃદ્ધિ પામતાં નથી, તેથી તેને કદાપિ કર્મબંધન થવાની ભીતિજ નથી. આવા પુરૂષને જ્ઞાનીઓ પંડિત કહે છે. ૧૯.

**त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।**

**कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥**

**કર્મના ફલ અને આસંગને તજી નિત્યતૃપ્ત અને નિરાશ્રય ( રહી ) કર્મમાં પ્રવૃત્ત રહેવા છતાં તે કાંઈ પણ કરતોજ નથી. ૨૦**

અહિંથી ચાર શ્લોકથી ( ૨૦–૨૩ ) ઉપર અઢારમા શ્લોકમાં

કહેલા અર્થનું ભગવાન્ પોતે વિવેચન કરે છે. ક્રિયાથી થતાં યજ્ઞાદિ કર્મનાં સ્વર્ગાદિ ફલ અને 'હું કર્તા છું' એવી પ્રાકૃત આસક્તિ તજી, નિત્ય તૃપ્ત રહી, કર્મથી બંધાતા અને કર્મનું ફલ આપવામાં સાધનભૂત અદષ્ટ વિગેરેનો આશ્રય કર્યા વિના, કર્મના સાધન વિગેરે સર્વમાં રહેલ અપ્રાકૃત વસ્તુની યથાર્થ રીતે ભાવના રાખી કર્મમાં મચી રહે તે પણ કાંઈ કર્મ કરતોજ નથી. આવો પુરૂષ નિત્યાનંદમાં તૃપ્ત હોવાથી પ્રાકૃત આશ્રય રહિત હોવાથી, કર્મના ફલની ઇચ્છા રહિત હોવાથી તથા કર્મમાં આસક્તિ રહિત હોવાથી તેને કર્મબંધન થતું નથી. ૨૦.

**निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।**
**शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥**

જે આશારહિત છે, જેણે ચિત્ત અને દેહને વશ કરેલા છે અને સર્વ પરિગ્રહનો ત્યાગ કરેલો છે તે કેવલ શારીર કર્મ કરતાં પાપ પામતો નથી. ૨૧.

જે સ્વર્ગ વિગેરે કર્મફલની આશા અથવા ઇચ્છા રહિત હોય, જેણે યોગથી ચિત્ત અને દેહને પોતાને વશ કરેલા છે અને પશુ-પુત્રાદિ પોતાના સર્વ પરિગ્રહનો ત્યાગ કરેલો છે તે કેવલ શારીરિક કર્મ કરવાથી પાપ પામતો નથી; કારણ કે 'હું કર્તા છું' એવો તેને અહંકાર નથી. ૨૧.

**यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।**
**समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते ॥ २२ ॥**

જે યદૃચ્છાલાભથી સંતોષી છે, દ્વન્દ્વાતીત, મત્સરરહિત

અને સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન છે તે કર્મ કરીને પણ બંધાતો નથી. ૨૨.

જે ભગવદિચ્છાથી જે લાભ પ્રાપ્ત થાય તેથી સંતોષમાં રહેનાર, સુખ અને દુઃખ રૂપી દ્વન્દ્વથી અતીત, મત્સરરહિત અને કર્મની સિદ્ધિ અથવા અસિદ્ધિ ઉભયમાં સમાન રહેનાર છે તે કર્મ કરીને પણ તે કર્મથી બંધાતો નથી. કર્મની સિદ્ધિ અથવા અસિદ્ધિમાં સમતા કહેવાથી પૂર્વે નિરૂપણ કરેલા સાંખ્ય અને યોગનો અર્થ જણાવેલ છે. ૨૨.

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥**

સંગરહિત, મુક્ત, જ્ઞાનથી સ્થિર ચિત્તવાળો યજ્ઞમાટે કર્મ કરે તેનું સર્વ કર્મ લય પામે છે. ૨૩.

જે લૌકિક પશુપુત્રાદિ સર્વ પરિગ્રહમાં આસક્તિ રહિત હોય, જે કર્મફલથી મુક્ત હોય, જ્ઞાનથી જેનું ચિત્ત સ્થિર થએલું હોય અને જે યજ્ઞ અથવા વિષ્ણુમાટે કર્મ કરતો હોય તેનું સર્વ કર્મ લય પામે છે અથવા અકર્મ થાય છે. ૨૩.

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणाहुतम् ।**
**ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥**

બ્રહ્મ અર્પણથી બ્રહ્મ હવિઃ બ્રહ્મઅગ્નિમાં બ્રહ્મ (યજ્ઞકર્તાએ) હોમેલું છે. તે બ્રહ્મકર્મની સમાધિથી પ્રાપ્ત થવાનું પણ બ્રહ્મ જ છે. ૨૪.

કર્મનો લય કેવી રીતે થાય છે તે અહિં કહેલું છે. અર્પણ

એટલે હોમ કરવાનું સાધન કાષ્ઠનો ચાટવો વિગેરે બ્રહ્મ છે. એવા બ્રહ્મ અર્પણથી જે હવિઃ ઘી વિગેરેનો હોમ કરવાનો છે તે પણ બ્રહ્મ જ છે. જે અગ્નિમાં હોમ થવાનો છે તે પણ બ્રહ્મ જ છે. યજ્ઞકર્તા હોમ કરનાર પણ બ્રહ્મ જ છે. આ પ્રમાણે કર્મ બ્રહ્મ છે એ બ્રહ્મકર્મની સમાધિથી પ્રાપ્ત કરવાનું પણ બ્રહ્મ જ છે. આ પ્રમાણે અર્પણ, હવિઃ, અગ્નિ. હોમકર્તા વિગેરે સર્વમાં બ્રહ્મની ભાવનાથી જે બ્રહ્મરૂપ કર્મ કરવામાં આવે તેથી બંધન પ્રાપ્ત થાય જ નહિ. આવી રીતે સર્વ કર્મનો લય થાય છે.

**दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।**

**ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥**

**કોઈ યોગીઓ દૈવ યજ્ઞની જ ઉપાસના કરે છે. બીજા યજ્ઞને બ્રહ્માગ્નિમાં યજ્ઞથી જ હોમે છે. ૨૫.**

એવી રીતે બ્રહ્મકર્મ બ્રહ્મભાવનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન છે એમ દર્શાવી જૂદા જૂદા અધિકારીઓ જૂદા જૂદા યજ્ઞો કરે છે એમ કહે છે. જૂદા જૂદા દેવોનું આરાધન કરનાર યોગીઓ જૂદા જૂદા દેવતાઓના યજ્ઞો કરે છે. જ્ઞાની બ્રહ્મવાદીઓ ઉપર જણાવ્યું તેવા બ્રહ્મઅગ્નિમાં બ્રહ્મરૂપી યજ્ઞનો બ્રહ્મરૂપી યજ્ઞથી હોમ કરે છે. ૨૫.

**श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**

**शब्दादीन्विषयानन्ये इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥**

**બીજા શ્રોત્ર વિગેરે ઇંદ્રિયોને સંયમાગ્નિમાં હોમે છે. બીજા શબ્દ વિગેરે વિષયોને ઇંદ્રિયાગ્નિમાં હોમે છે. ૨૬.**

શ્રોત્ર વિગેરે ઇંદ્રિયોને સંયમાગ્નિમાં હોમે છે એટલે યોગથી મને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પ્રાપ્તિમાં પ્રતિબંધ કરનાર ઇંદ્રિયોનો

સંયમ કરે છે. બીજા શબ્દ વિગેરે વિષયોને તે તે ઇંદ્રિયરૂપી અગ્નિમાં હોમે છે. ૨૬.

**सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।**

**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥**

બીજાઓ સર્વ ઇંદ્રિયોના કર્મોને તથા પ્રાણકર્મોને જ્ઞાનથી પ્રદીપ્ત થએલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે. ૨૭.

**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।**

**स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥**

બીજા વ્રત પાળનારા યતિઓ દ્રવ્યયજ્ઞ, તપોયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, અને જ્ઞાનયજ્ઞ કરનારા હોય છે. ૨૮.

દ્રવ્યયજ્ઞ કરનાર ગૃહસ્થાશ્રમીઓ, તપોયજ્ઞ કરનાર વાનપ્રસ્થો, યોગયજ્ઞ કરનાર યોગીઓ, સ્વાધ્યાયયજ્ઞ કરનાર બ્રહ્મચારીઓ, જ્ઞાનયજ્ઞ કરનાર જ્ઞાનીઓ હોય છે. સર્વ પોતપોતાના અધિકાર પ્રમાણે યજ્ઞ કરે છે. ૨૮.

**अपाने जुह्वति प्राणं प्राणे ऽपानं तथा ऽपरे ।**

**प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥**

કોઇ અપાનમાં પ્રાણ હોમે છે. બીજા પ્રાણમાં અપાન હોમે છે. કોઈ પ્રાણ અને અપાનની ગતિ રોકી પ્રાણાયામ પરાયણ હોય છે. ૨૯.

અપાન એટલે નીચે રહેતા પ્રાણમાં પ્રાણ એટલે ઉપર રહેલો પ્રાણ હોમે છે. આને પૂરક વિધિ કહે છે. બીજા પ્રાણમાં અપાન

હોમે છે. આને રેચક વિધિ કહે છે. બીજા કુંભકવિધિથી પ્રાણ અને અપાન ઉભયની ગતિ રોકી પ્રાણાયામ પરાયણ રહે છે. ૨૯.

**अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।**

**सर्वे ऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥**

બીજા નિયતાહારવાળા પ્રાણને પ્રાણમાં હોમે છે. આ સર્વે પણ યજ્ઞ જાણનાર છે. તેઓના પાપનો યજ્ઞથી ક્ષય થએલો છે. ૩૦.

બીજા નિયત ખોરાક લે છે અને આહારથી તૃપ્ત થનારી પ્રાણની વૃત્તિઓનો પ્રાણમાં જ હોમ કરે છે. આ ઉપર જૂદા જૂદા યજ્ઞ કરનાર વર્ણવ્યા તે સર્વ યજ્ઞ જાણનાર છે, અને તે સર્વના પાપનો યજ્ઞથી ક્ષય થાય છે. ૩૦.

**यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।**

**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥**

યજ્ઞના અવશિષ્ટ અમૃતનો ભોગ કરનાર સનાત્તન બ્રહ્મ પ્રાપ્ત કરે છે. હે કુરૂસત્તમ! યજ્ઞ ન કરનારને આ લોક પણ નથી. તો અન્ય તો ક્યાંથી જ હોય?

યજ્ઞ કરતાં અવશિષ્ટ રહેલા અમૃતનો જે ભોગ કરે છે તેને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. યજ્ઞ ન કરે તેને આ લોક પણ સુખરૂપ થતો નથી. યજ્ઞ ન કરનારને આ અલ્પાનંદ લોકમાં અલ્પ આનંદની પણ પ્રાપ્તિ થતી નથી તો અન્ય લોકની એટલે દિવ્ય લોકની પ્રાપ્તિ ક્યાંથી જ થાય? તેથી યજ્ઞ અવશ્ય કરવા જોઇએ. બ્રહ્મજ્ઞાનીઓને કર્મનો ત્યાગ કરવાનો છે તેઓ પણ ઉપર વર્ણવેલ બ્રહ્મયજ્ઞ કરે છે.

તેથી કર્મ કર્યા વિના કોઇ ક્ષણ પણ રહી શકતું નથી એ પણ સ્પષ્ટ થાય છે. તેથી યજ્ઞ અવશ્ય કરવા. ૩૧.

**एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।**

**कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥**

આવી રીતે વેદમાં બહુ પ્રકારના યજ્ઞો વિસ્તારથી કહેલા છે. તે સર્વ કર્મથી થતા જાણ. એમ જાણીને તું મુક્ત થઇશ. ૩૨.

વેદમાં ઉપર કહ્યા તેવા બહુ પ્રકારના યજ્ઞો વિસ્તારપૂર્વક કહેલા છે. તે સર્વ યજ્ઞો કર્મથી અથવા ક્રિયાથી સિદ્ધ થાય છે એમ જાણ. એમ જાણવાથી તને મોક્ષ પ્રાપ્ત થશે. ૩૨.

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।**

**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥**

હે પરંતપ ! દ્રવ્યમય યજ્ઞથી જ્ઞાનયજ્ઞ વધારે સારો છે. હે પાર્થ ! સર્વ કર્મ જ્ઞાનમાં સંપૂર્ણ સમાપ્ત થાય છે. ૩૩.

એ પ્રમાણે ભિન્ન ભિન્ન યજ્ઞોનો બોધ કરી, અન્ય સર્વ યજ્ઞ કરતાં સાંખ્ય અને યોગના એકાર્થરૂપ બ્રહ્માત્મક જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે એમ કહે છે, કારણ કે તેમાં સર્વ કર્મ જ્ઞાનમાં સંપૂર્ણ એટલે ફલસહિત સમાઇ જાય છે. ૩૩.

જ્ઞાનયજ્ઞનાં સાધનભૂત જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય તે કહે છેઃ—

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**

**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥**

તે પ્રણિપાતથી, પરિપ્રશ્નથી અને સેવાથી જાણ. તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે. ૩૪.

જ્ઞાન પ્રણિપાતથી અથવા પોતાનું અમાનિપણું દર્શાવનાર કાયિક પ્રણામ કરવાથી, પરિપ્રશ્નથી એટલે પ્રણય પૂર્વક વારંવાર પ્રશ્ન કરવાથી અને સેવા કરવાથી જાણ. જ્ઞાનની પ્રાપ્તિ પ્રણામ કરી પ્રણય પૂર્વક પ્રશ્ન પૂછવાથી તથા જ્ઞાનીઓની સેવા કરવાથી થાય છે એમ જાણ. તને તત્ત્વદર્શી જ્ઞાનીઓ જ્ઞાનનો ઉપદેશ કરશે. ૩૪.

**यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।**
**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥**

હે પાંડવ ! તે જાણીને તને પુનઃ આવી રીતે મોહ થશે નહિ. તેથી સર્વ ભૂતોને તારા પોતામાં તેમજ મારામાં તું જોઇશ. ૩૫.

અહિંથી સાડાત્રણ શ્લોકથી જ્ઞાનનું ફલ કહે છે. સાંખ્ય અને યોગના એકાર્થરૂપ બ્રહ્માત્મક જ્ઞાન તને પ્રાપ્ત થશે ત્યાર પછી તને આવી રીતે મોહ થશે નહિ, અને ચિદંશભૂત સર્વ પ્રાણીઓને તું ચેતન પુરૂષમાં અને મારામાં જોઇશ. ૩૫.

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥**

વળી જો સર્વ પાપીઓથી વધારે પાપી હોઇશ તોપણ જ્ઞાન નૌકાથીજ સર્વ પાપને સહેલથી તરી જઇશ. ૩૬.

જ્ઞાનરૂપી નૌકાથી પાપના સમુદ્રને સહેલાઇથી પ્રયાસ કર્યા વિના તરી જઇશ. ૩૬.

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥**

**હે અર્જુન ! જેમ પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠને ભસ્મસાત્ કરે છે તેમ જ્ઞાનાગ્નિ સર્વ કર્મને ભસ્મસાત્ કરે છે. ૩૭.**

ગયા શ્લોકમાં પાપને સમુદ્ર ગણી જ્ઞાનને નૌકા કહી, પરંતુ સમુદ્ર અગાધ વિસ્તૃત હોવાથી અને નૌકા નાની હોવાથી કદાચ નૌકા સમુદ્રમાં ડુબી જાય તેવો ભય રહે તેથી પુનઃ જ્ઞાનનું પ્રાબલ્ય દર્શાવનાર બીજું દ્દષ્ટાંત કહે છે. જેમ પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠને ભસ્મસાત્કરે છે તેમ જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મને બાળીને ભસ્મસાત્ કરે છે. ૩૭.

**न हि ज्ञानेन सद्दशं पवित्रमिह विद्यते ।**

**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥ ३८ ॥**

જ્ઞાનસમાન પવિત્ર અહિં કાંઇ નથી. પોતે યોગથી સિદ્ધ થએલો ( પુરૂષ ) તે ( જ્ઞાન ) સમય જતાં પોતામાં પ્રાપ્ત કરે છે. ૩૮.

તપઃ, ધ્યાન વિગેરે સાધનોમાં કોઇ જ્ઞાન સમાન પવિત્ર સાધન નથી. સાંખ્યરૂપ જ્ઞાન પણ યોગથી સિદ્ધ થએલો પુરૂષ સમય જતાં પોતામાં પ્રાપ્ત કરે છે. કોઇ એકલા સાંખ્યને પ્રાપ્ત કરે છે. કોઇ એકલા યોગને પ્રાપ્ત કરે છે, પરંતુ સાંખ્ય અને યોગના એકાર્થરૂપ આ જ્ઞાન પ્રાપ્ત થવું કઠિન છે. ૩૮.

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।**

**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥**

શ્રદ્ધાવાન્, જ્ઞાનપરાયણ, અને ઇંદ્રિયોને નિયમમાં રાખનાર જ્ઞાન પ્રાપ્ત કરે છે, અને જ્ઞાન પ્રાપ્ત કરી થોડા સમયમાં પરા શાંતિ પામે છે. ૩૯.

ઉત્તમ જ્ઞાનનું દાન કોને કરવું તેની પરીક્ષા કરવા ગુરૂ શિષ્યની શ્રદ્ધા જૂએ છે. તેથી શ્રદ્ધાવાન્ હોય તેનેજ જ્ઞાન પ્રાપ્ત થાય છે. શ્રદ્ધાવાન્ જ્ઞાનપરાયણ અને ઇંદ્રિયોનો સંયમ કરનાર પુરૂષ જ્ઞાન પ્રાપ્ત કરે છે. જ્ઞાન પ્રાપ્ત થયા પછી પરા શાંતિ અથવા ચિત્તની શાંતિ તે મેળવે છે. ૩૯.

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ ४० ॥**

**અજ્ઞ, શ્રદ્ધારહિત અને સંશયવાળો વિનાશ પામે છે. સંશયવાળાને આ લોક પરલોક અથવા સુખની પ્રાપ્તિ થતી નથી. ૪૦.**

શ્રદ્ધા વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી એમ કહ્યું, તેથી શ્રદ્ધારહિત હોય તે અધિકારી નથી એમ સિદ્ધ થયું. બીજા પણ અનધિકારીઓ કોણ છે તે કહે છે. અજ્ઞ એટલે ઉપદેશ કરેલ અર્થ પણ જે જાણતો ન હોય તે અજ્ઞાની પણ અધિકારી નથી. જ્ઞાન હોય તો પણ શ્રદ્ધા ન હોય તે પણ અધિકારી નથી. સંશયવાળો હોય તો અધિકારી નથી. સંશયવાળાને કોઇ પણ પ્રકારનો નિશ્ચય થતો નહિ હોવાથી તે જ્ઞાનનો અનધિકારી જ છે. તેને આ લોક પરલોક અથવા સુખ પ્રાપ્ત થતું નથી. તેથી સંશયવાળા નહિ થતાં નિશ્ચયાત્મક બુદ્ધિ રાખવી ઉચિત છે. ૪૦.

**योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।**
**आत्मवंतं न कर्माणि निबध्नन्ति धनंजय ॥ ४१ ॥**

**હે ધનંજય ! યોગથી જેણે કર્મનો ત્યાગ કરેલો છે.**

જ્ઞાનથી જેના સંશયો છેદાઇ ગએલા છે તેવા આત્મવાન (પુરૂષને) કર્મ બંધન કરતાં નથી. ૪૧.

સાંખ્ય અને યોગ ઉભયના એકાર્થમાં જે તત્પર હોય તેને કર્મબંધન થતું નથી એમ કહે છે. બહારથી ક્રિયા કરતો હોય છતાં પાછળ યોગનું વર્ણન કર્યું તેવા યોગથી ક્રિયાની સિદ્ધિ અથવા અસિદ્ધિ ઉભયમાં સમાન ચિત્ત રાખી અંદરથી જેણે કર્મનો ત્યાગ કરેલો છે અર્થાત્ અંદરથી જેને કર્મનો કાંઇ પણ સંબંધ નથી, અને સાંખ્ય જ્ઞાનથી જેના સર્વ સંશયો છેદાઇ ગયા છે અને તેથી આત્મા અથવા અનાત્મા સંબંધી સર્વ સંશયો દૂર થવાથી જેને અનાત્માનું અલ્પ પણ અભિમાન નથી અને જે માત્ર આત્મવાન જ છે તેવા પુરૂષને તે જે કર્મ કરે તે બંધન કરતાં નથી. ૪૧.

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥**

**તેથી હે ભારત ! ઉઠ અને અજ્ઞાનથી ઉત્પન્ન થએલા, હૃદયમાં રહેલા તારા આ સંશયને જ્ઞાનરૂપી અસિથી છેદીને યોગ કર. ૪૨.**

તેથી હે ભારત ! તું ઉઠ, સાંખ્ય બુદ્ધિ પ્રમાણે અનાત્મરૂપ સંશયને જ્ઞાનરૂપી અસિથી છેદી યોગ કર. તારા ક્ષત્રિયના કર્મ યુદ્ધ માટે તૈયાર થા. ૪૨.

इति चतुर्थोऽध्यायः ॥



# अथ पंचमोऽध्यायः ॥

પોતાનું કર્મ બહારથી કરવું પરંતુ ફલમાં આસક્તિ ન રાખવી તેમજ કોઇ રીતે અંદરથી કર્મનો સંબંધ ન રાખવો એ સાંખ્ય અને યોગ ઉભયનો એકાર્થ છે એમ પાછલા ચતુર્થ અધ્યાયમાં સારી રીતે પ્રતિપાદન કર્યું તે નહિ સમજવાથી અર્જુન પુનઃ પોતાના શ્રેયઃ સંબંધી પ્રશ્ન કરે છે.

**अर्जुन उवाच—**

**संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।**
**यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥**

**હે કૃષ્ણ! કર્મના સંન્યાસનો અને પુનઃ યોગનો ઉપદેશ કરો છો. આ બેમાંથી જે એક શ્રેયઃ હોય તે સારી રીતે નિશ્ચય કરી મને કહો. ૧.**

કર્મના સંન્યાસ અથવા ત્યાગનો આપ ઉપદેશ કરો છો, વળી કર્મયોગનો પણ ઉપદેશ કરોછો. કર્મયોગ આચરે અથવા કર્મ કરે તેનાથી કર્મનો સંબંધ તજાય નહિ તેથી સંન્યાસ થઇ શકે નહિ. કર્મનો સંબંધ તજી સંન્યાસ રાખે તો કર્મયોગ થઇ શકે નહિ. કર્મસંન્યાસ અને કર્મયોગ આવી રીતે પરસ્પર વિરૂદ્ધ સ્વરૂપવાળા હોવાથી એકજ માણસ એકજ વખતે ઉભય કરી શકે નહિ. તેથી બેમાંથી જે એક શ્રેયસ્કર હોય તેનો મને સારી રીતે નિશ્ચય કરી આપ ઉપદેશ કરો. ૧.

**श्रीभगवानुवाच—संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।**
**तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२॥**

**સંન્યાસ અને કર્મયોગ ઉભય નિઃશ્રેયસ્કર છે. પણ તે બેમાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ વધારે સારો છે. ૨.**

સાંખ્યનો કર્મસંન્યાસ અને કર્મયોગ ઉભય શ્રેયસ્કર છે. ઉભય મુખ્ય સાધન છે અને સ્વતંત્રતાથી પુરૂષાર્થના સાધન છે. આ બેમાંથી કોઇ એક બીજાનું અંગ નથી. આ બેમાંથી હરકોઇ એકનું આચરણ કરે તેને મોક્ષરૂપ શ્રેયઃ પ્રાપ્ત થાય છે. તથાપિ સંન્યાસ કરતાં કર્મ-યોગ વધારે સારો છે. સંન્યાસમાં બહારથી પણ સર્વ કર્મનો ત્યાગ કરવાનો છે. કર્મયોગમાં બહારથી કર્મનો ત્યાગ ન કરતાં માત્ર મન-થીજ ત્યાગ કરવાનો છે. કર્મયોગ સંન્યાસ કરતાં ઉત્તમ છે, કારણકે તત્ત્વજ્ઞાનીઓ પણ લોકાનુગ્રહ માટે કર્મ કરે છે. તેથી મનથીજ કર્મનો ત્યાગ કરવો અને બહારથી ત્યાગ ન કરતાં કર્મ કરવું એ તારે માટે પણ ઉત્તમ છે. ૨.

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।**
**निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥**

**હે મહાબાહો ! જે દ્વેષ કરતો નથી અને ઇચ્છા રાખતો નથી તેને નિત્યસંન્યાસી જાણવો, કારણકે દ્વન્દ્વ-રહિત તે સહેલાઇથી બંધમાંથી મુક્ત થાય છે. ૩.**

યોગમાર્ગ પ્રમાણે કર્મ કરતો હોય તોપણ દ્વેષ કરતો ન હોય, ઇચ્છા રાખતો ન હોય અને દ્વન્દ્વરહિત હોય તે નિત્યસંન્યાસીજ છે. જે કામ્ય કર્મનો દ્વેષ કરતો ન હોય, કર્મફલની ઇચ્છા રાખતો ન હોય, અને લાભ અને હાનિ, જય અને પરાજય વિગેરે દ્વન્દ્વરહિત હોય તેણે દ્વન્દ્વનો ત્યાગ કરેલો હોવાથી તે નિત્ય સંન્યાસીજ છે. તે

બંધમાંથી સહેલાઇથી મુક્ત થાય છે. તું મહાબાહુવાળો હોવાથી તારે પણ એમજ કરવું ઉચિત છે. ૩.

**सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पंडिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥ ४ ॥**

સાંખ્ય અને યોગને બાલકો જૂદાં કહે છે, પંડિતો કહેતા નથી. એકને પણ સારી રીતે આચરવાથી ઉભયનું ફલ પ્રાપ્ત કરે છે. ૪.

સાંખ્ય અને યોગ ભિન્ન ભિન્ન શાસ્ત્ર હોવા છતાં તેમનો એકજ અર્થ કેમ કહો છો એવી શંકા થાય તે માટે ઉભય એકજ ફલ પ્રાપ્ત કરાવનાર હોવાથી તથા તેઓનો એકજ અર્થ હોવાથી ઉભય શાસ્ત્રો પણ એકજ છે એમ કહે છે. સાંખ્યમાં કર્મનો ત્યાગ કરવાનો છે અને યોગમાં કર્મ કરવાનાં છે એમ ભેદ હોવા છતાં યોગમાં પણ લાભ અને હાનિ, જય અને પરાજય વિગેરે દ્વન્દ્વનો ત્યાગ કરીને અંદરથી કર્મ સાથે કાંઇ પણ સંબંધ રાખ્યા વિના કર્મ કરવાનાં હોવાથી ઉભયનો એકજ અર્થ છે. તેથી બાલક અથવા મૂર્ખજ સાંખ્ય અને યોગને જૂદાં કહે છે, પંડિતો જૂદાં કહેતાં નથી. એકનું પણ સારી રીતે આચરણ કરવાથી ઉભયનું ફલ પ્રાપ્ત થાય છે. અથવા આ બેમાંથી એકનું પણ આચરણ કરવાથી સારી રીતે ફલની પ્રાપ્તિ થાય છે. ૪.

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५॥**

સાંખ્યોને જે સ્થાન પ્રાપ્ત થાય છે તે યોગીઓને પણ

પ્રાપ્ત થાય છે. જે સાંખ્ય અને યોગને એક જાણે છે તે (ખરૂં) જાણે છે. ૫

સાંખ્ય રીતિથી કર્મનો ત્યાગ કરનારને જે મોક્ષરૂપી સ્થાન પ્રાપ્ત થાય છે તેજ સ્થાન યોગનું આચરણ કરનારાઓને પણ પ્રાપ્ત થાય છે. સાંખ્ય અને યોગ ઉભય સ્વતંત્રતાથી તેજ ફલ આપનાર હોવાથી એકજ છે. એકજ ફલ આપનાર સાંખ્ય અને યોગને જે એકજ જાણે છે તે સત્ય જાણે છે. ૫.

**संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥**

હે મહાબાહો ! યોગ વિના સંન્યાસ પ્રાપ્ત કરવો બહુ કઠિન છે, પરંતુ યોગયુક્ત મુનિ અલ્પ સમયમાં બ્રહ્મ પ્રાપ્ત કરે છે. ૬.

સાંખ્યથી સિદ્ધ થતું કાર્ય સંન્યાસ વિના યોગથી થઇ શકે છે, પરંતુ યોગ વિના સંન્યાસીની સિદ્ધિ થતી નથી એમ કહે છે. યોગ વિના સંન્યાસ પ્રાપ્ત કરવો એ બહુ કઠિન છે. કાર્યની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન રહેવું તે યોગ. આ યોગનું આચરણ કર્યા વિના સંન્યાસ પ્રાપ્ત થવો કઠિન છે, કારણ કે બહારથી પણ જે કર્મ કરતોજ ન હોય તે કોનો સંન્યાસ અથવા ત્યાગ કરે ? જે કર્મ કરેલાં નથી તેનો ત્યાગ કરે એમ કહી શકાય નહિ, કારણ કે, નહિ કરેલાંનો ત્યાગ સ્વતઃ છે જ, તો સંન્યાસીને ત્યાગ કરવાનું શું ? તેથી યોગ વિના સંન્યાસ પ્રાપ્ત થવો બહુ કઠિન છે, પરંતુ યોગયુક્ત મુનિ સંન્યાસી અલ્પ સમયમાં જ બ્રહ્મ પ્રાપ્ત કરે છે. ૬.

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।**
**सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥**

યોગયુક્ત, વિશુદ્ધ અંતઃકરણવાળો, જેણે મનને જીતેલું છે, જેણે ઇંદ્રિયોને જીતેલી છે અને જેનો આત્મા પ્રાણિમાત્રના આત્મારૂપ છે તે (કર્મ) કરવા છતાં લેપાતો નથી. ૭.

અહિંથી ત્રણ શ્લોકથી યોગીના સ્વરૂપનું વર્ણન કરે છે. યોગ આચરનાર, શુદ્ધ અંતઃકરણવાળો, મન અને ઇંદ્રિયોને જેણે જીતેલી છે તેવો અને જેનો આત્મા પ્રાણિમાત્રના આત્મારૂપ છે અર્થાત્ જે પ્રાણિમાત્રના આત્માને પોતાના આત્મારૂપ જાણે છે તેવો યોગી કર્મ કરવા છતાં કર્મથી લેપાતો નથી. ૭.

**नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।**
**पश्यन्शृण्वन्स्पृशन्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥८॥**
**प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।**
**इन्द्रियाणींद्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥९॥**

જોતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સુંઘતાં, ખાતાં, જતાં, ઉંઘતાં, શ્વાસ લેતાં, લવતાં, આપતાં, લેતાં, આંખ ઉઘાડતાં અથવા મીંચતાં પણ ઇંદ્રિયો ઇંદ્રિયોના અર્થોમાં પ્રવર્તે છે એમ ધારણા રાખીને હું કાંઈ કરતો જ નથી એમ તત્ત્વ જાણનાર યોગી માને છે. ૮--૯.

ગયા શ્લોકમાં કર્મ કરવા છતાં યોગી કર્મથી લેપાતો નથી એમ કહ્યું એ નિયત ફલવાળા કર્મનું ફલ અવશ્ય પ્રાપ્ત થવું જોઇએ એ

સિદ્ધાન્તથી વિરૂદ્ધ હોવાથી ઉચિત નથી એવી શંકા થાય તે દૂર કરે છે. જોતાંથી આરંભી આંખ મીંચતાં સુધી મન અને ઇંદ્રિયોના ભિન્ન ભિન્ન વ્યાપાર વર્ણવ્યા તે સર્વ વ્યાપાર કરવા છતાં, 'હું કર્તા છું' એવું અભિમાન નહિ હોવાથી, પ્રત્યુત 'ઇંદ્રિયો ઇંદ્રિયોના કાર્યોમાં પ્રવર્તે છે હું કર્તા નથી' એવી પ્રતીતિ હોવાથી, કર્તૃપણાનું અલ્પ પણ અભિમાન નહિ હોવાથી તથા લાભ અને હાનિ, જય અને પરાજય વિગેરે દ્વન્દ્વથી રહિત હોવાથી સર્વ કર્મ કરવા છતાં કર્મનું બંધન ન થાય એમાં કાંઇ વિરોધ નથી. આવા પુરૂષને કર્મબંધન નહિ હોવાથી તે કેવલ સાંખ્યમાર્ગીય મુનિ છે એમ માનવાનું નથી, પરંતુ તે કર્મ કરતો હોવાથી યોગમાર્ગીય તત્ત્વવેત્તાજ છે એમ નીચેના શ્લોકથી વિશેષ સ્પષ્ટ કરે છે. ૮. ૯.

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥**

બ્રહ્મમાં કર્મોનું અનુસંધાન કરી, સંગ તજી જે કર્મ કરે છે તે જલથી જેમ કમલ લેપાતું નથી તેમ પાપથી લેપાતો નથી. ૧૦.

બ્રહ્મ એટલે ઉપર બ્રહ્મયજ્ઞનું વર્ણન ચતુર્થ અધ્યાયમાં કર્યું તેવા બ્રહ્મયજ્ઞના વિષય. તેમાં પોતાથી થતાં સર્વ કર્મનું અનુસંધાન રાખી, કર્મમાં ફલની ઇચ્છા અથવા મમતાનો ત્યાગ કરી જે યોગી કર્મ કરે છે તે પાપથી લેપાતો નથી. જેમ કમલપત્ર જલમાં રહેવા છતાં તેનાથી લેપાતું નથી તેમ યોગી કર્મ કરવા છતાં કર્મના બંધનથી લેપાતો નથી. ૧૦.

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥११॥

કાયાથી, મનથી, બુદ્ધિથી અને માત્ર ઇંદ્રિયોથી પણ યોગીઓ ચિત્તની શુદ્ધિ માટે સંગ તજી કર્મ કરે છે. ૧૧.

આસન વિગેરે કર્મ કાયાથી, ધ્યાન વિગેરે મનથી તત્ત્વ નિશ્ચય વિગેરે બુદ્ધિથી અને શ્રવણ, દર્શન, કીર્તન વિગેરે કર્મો આસક્તિ રહિત ઇંદ્રિયોથી નારદાદિક યોગીઓ કરે છે. આત્મા એટલે મનની શુદ્ધ એટલે સમપણા માટે યોગીઓ આવી રીતે આસક્તિ તજી કર્મ કરે છે. તેથી સદાચારથી પણ કર્મ કર્તવ્ય છે. ૧૧.

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबद्ध्यते ॥१२॥

(યોગ) યુકત કર્મમાં ફલ તજી નૈષ્ઠિકી શાંતિ પ્રાપ્ત કરે છે. અયુક્ત ફલમાં આસકત હોઇ કામનાથી બંધાય છે.૧૨

યોગ પ્રમાણે કર્મ કરવાથી નૈષ્ઠિકી શાંતિ અથવા મોક્ષ પ્રાપ્ત થાય છે, પરંતુ તેથી વિપરીત રીતે ફલમાં આસક્ત રહી કર્મ કરવાથી બંધપ્રાપ્ત થાય છે. ૧૨.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

(ઇંદ્રિયોને) વશ રાખનાર દેહી સર્વ કર્મનો મનથી ત્યાગ કરી નવદ્વારવાળા પુરમાં કાંઇ નહિ કરતાં અને નહિ કરાવતાં સુખમાં રહે છે. ૧૩.

યોગમાં મનથીજ કર્મનો ત્યાગ કરી બહારથી કર્મ કરવાનાં છે. તેથી યોગથી સમ થએલા મન વડે સર્વ કર્મનો ત્યાગ કરી યોગી સુખમાં રહે છે. આ નવદ્વારવાળા પુરમાં એટલે શરીરમાં તે કાંઇ કરતો નથી, કારણ કે મનથી સર્વ કર્મનો તેણે ત્યાગ કરેલો છે. તેમજ ઇંદ્રિયો પાસે પણ તે કાંઇ કરાવતો નથી. ૧૩.

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥**

પ્રભુ લોકના કર્તૃપણાને અથવા કર્મોને અથવા કર્મ ફલના સંયોગને સૃજતા નથી, પરંતુ સ્વભાવ પ્રવર્તે છે. ૧૪.

પ્રભુ ઈશ્વર પ્રાકૃત શરીરના અભિમાનવાળા લોકના કર્તાપણાને અથવા કર્મોને તેમજ કર્મફલ સંયોગને સરજતા નથી, પરંતુ લોકનો સ્વભાવજ એવો છે કે તે 'હું કર્તા છું' એવું અભિમાન ધરાવે છે, કર્મોમાં મચ્યા રહે છે અને કર્મફલની અભિલાષા રાખે છે. ૧૪.

**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ १५ ॥**

પ્રભુ કોઇના પણ પાપ અથવા પુણ્યને ગ્રહણ કરતા નથી. અજ્ઞાનથી જ્ઞાન ઢંકાએલું હોવાથી જંતુઓ મોહ પામે છે. ૧૫.

પ્રભુ કોઇના પણ પાપ અથવા પુણ્યને ગ્રહણ કરતા નથી. બુદ્ધિ, ઇંદ્રિયો, મન, પ્રાણ પ્રભુએ સરજેલા છે. તેઓની ભોગમાં અથવા મોક્ષમાં પ્રવૃત્તિ થાય છે. તેથી સર્વ સ્વભાવથીજ થાય છે. જીવ ભગવાનના અંશ હોવાથી પ્રાકૃત પેઠે કેમ મોહ પામતા હશે એવો સંશય

થાય તે માટે કહે છે કે અજ્ઞાનથી તેઓનું જ્ઞાન ઢંકાએલું છે. તેથી તેઓને પોતાના સ્વરૂપનું જ્ઞાન રહેતું નથી. તેઓનું પોતાના સ્વરૂપનું જ્ઞાન અવિદ્યાના પાંચ પર્વ માંહેના પહેલા પર્વ સ્વરૂપાજ્ઞાનથી ઢંકાય છે. ત્યાર પછી અવિદ્યાના બીજા ચાર પર્વો પ્રાણાધ્યાસ, અંતઃકરણાધ્યાસ, ઇંદ્રિયાધ્યાસ અને દેહાધ્યાસથી ઢંકાય છે. તેથી જીવો પોતેજ પોતામાં કર્તૃત્વ વિગેરે સરજે છે, પરમાત્મા સરજતા નથી એવો ભાવાર્થ છે. ૧૫.

**ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।**
**तेषामादित्यवज्ज्ञानं प्रकाशयाति तत्परम् ॥ १६ ॥**

પરંતુ જેઓનું તે અજ્ઞાન જ્ઞાનથી નાશ પામ્યું છે તેઓનું તે આત્મજ્ઞાન સૂર્ય પેઠે પર (બ્રહ્મ)ને પ્રકાશે છે. ૧૬.

ભગવાન્ જેમને આત્મવિદ્યાનું દાન કરે છે તેઓને તેવો મોહ થતો નથી. જે ભગવાનના કૃપાપાત્ર છે અથવા જેઓ સાધન વડે ભગવાનને પ્રસન્ન કરે છે તેઓનું સ્વરૂપાજ્ઞાન ભગવાને આપેલા આત્મજ્ઞાનથી નાશ પામે છે, અને ભગવાને આપેલું આત્મજ્ઞાન જેમ સૂર્ય સર્વ વસ્તુઓનો પ્રકાશ કરે છે તેમ પરને એટલે "બ્રહ્મ જાણુનારને પરની પ્રાપ્તિ થાય છે." શ્રુતિમાં કહેલા પર બ્રહ્મને પ્રકાશે છે. આ જ્ઞાન ભગવાને આપેલું હોવાથી તે પોતેજ પર બ્રહ્મને પ્રકાશે છે. પર બ્રહ્મનો પ્રકાશ થવામાં આ જ્ઞાન માત્ર કરણરૂપ નથી, પરંતુ કર્તૃ છે.

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥**

તેમાં બુદ્ધિવાળા, તેમાં ચિત્તવાળા, તેમાં નિષ્ઠાવાળા,

તેને પરાયણ, જ્ઞાનથી ધોવાએલ પાપવાળા અપુનરાવૃત્તિ પ્રાપ્ત કરે છે. ૧૭.

આવા જ્ઞાનવાળાને મુક્તિ પ્રાપ્ત થાય છે એમ કહે છે. તેમાં એટલે પરબ્રહ્મમાં બુદ્ધિવાળા, પરબ્રહ્મમાં ચિત્તવાળા, પરબ્રહ્મમાં નિષ્ઠા અથવા ભાવવાળા, પરબ્રહ્મ પરાયણ આવા પુરૂષોના પાપ તેઓના જ્ઞાનથી ધોવાઇ જાય છે, અને તેઓ અપુનરાવૃત્તિ એટલે મોક્ષ પ્રાપ્ત કરે છે.

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥**

વિદ્યા અને વિનય સંપન્ન બ્રાહ્મણ, ગાય, હાથી, કુતરા તેમજ ચાંડાલ પ્રતિ પંડિતો સમદર્શી હોય છે. ૧૮.

તે જ્ઞાનીઓ કેવા હોય છે તેમ જણાવવા તેઓનું લક્ષણ કહે છે. બ્રાહ્મણ વિગેરે વિષમ પદાર્થોમાં પણ એકજ બ્રહ્મને તેઓ જૂએ છે અને તેથી સર્વ પદાર્થો પ્રતિ સમદર્શી હોય છે. ૧૮.

**इहैव तैर्जितो सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥**

જેઓનું મન સામ્યમાં રહેલું છે તેઓએ અહિંજ સર્ગ જીતેલો છે, કારણકે બ્રહ્મ નિર્દોષ અને સમ છે. તેથી તેઓ બ્રહ્મમાં રહેલા છે. ૧૯.

બ્રહ્મ સમ છે તેથી જે જે સમ હોય તે બ્રહ્મરૂપ છે એમ માનવું જોઇએ. મન પણ જો નિરોધથી સમ થએલું હોય તો બ્રહ્મરૂપજ થાય છે. તેથી જેઓનું મન સામ્યમાં રહેલું છે એટલે સમ છે તેઓએ અહિંજ સર્ગ એટલે પ્રવાહમાર્ગ જીતેલો છે. બ્રહ્મ નિર્દોષ

અને સમ હોવાથી અને તેઓનું મન સમ હોવાથી તેઓ બ્રહ્મમાંજ રહેલા છે. ૧૯.

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥**

સ્થિરબુદ્ધિવાળો, મોહરહિત, બ્રહ્મમાં સ્થિતિવાળો બ્રહ્મવિત્ પ્રિય પ્રાપ્ત કરી હરખાય નહિ અને અપ્રિય પ્રાપ્ત કરી ઉદ્વેગ કરે નહિ. ૨૦.

આવા જ્ઞાનીને પરમાનંદની પ્રાપ્તિ કરનાર લક્ષણ અહિંથી બે શ્લોકથી કહે છે. તે સ્થિર બુદ્ધિવાળો હોય છે. મોહ આસુરી હોવાથી તે મોહરહિત હોય છે. તે બ્રહ્મ જાણનાર અને બ્રહ્મમાં સ્થિતિવાળો હોય છે. તેથી પ્રિય પદાર્થ પ્રાપ્ત કરવાથી હર્ષ અથવા અપ્રિય પ્રાપ્ત થવાથી ઉદ્વેગ તેને થતો નથી. ૨૦.

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥**

બાહ્ય સ્પર્શમાં આસક્તિરહિત અંતઃકરણવાળો આત્મામાં જે સુખ પ્રાપ્ત કરે છે તેજ અક્ષય્ય સુખ બ્રહ્મયોગમાં યુક્ત આત્માવાળો પ્રાપ્ત કરે છે. ૨૧.

બહારના વિષયોમાં આસક્તિ ન હોય તેને આત્મામાં જે સુખ પ્રાપ્ત થાય છે તેજ અખૂટ સુખ બ્રહ્મયોગથી બ્રહ્મસાથે ઐક્ય જેના આત્માને પ્રાપ્ત થએલું હોય તે પણ ભોગવે છે. ૨૧.

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौन्तेय न तेषु रमते बुधः ॥ २२ ॥**

હે કૌન્તેય ! સંસ્પર્શથી થતા ભોગો દુઃખ ઉત્પન્ન કરાવનારજ છે, અને આદિ તથા અંતવાળા છે. વિદ્વાન્ તેઓમાં રમણ કરતો નથી. ૨૨.

સંસ્પર્શ એટલે ઇંદ્રિયોના વિષયોથી જે ભોગ ઉત્પન્ન થાય છે તે ભોગ આદિ અને અંતવાળા છે એટલે નિત્ય નથી, અને તેથી તે દુઃખજ ઉત્પન્ન કરનાર છે. આમ હોવાથી વિદ્વાન્ આવા ભોગોમાં રમતો નથી. આવા ભોગ વિદ્વાન્ ભોગવતો નથી તેમ ભોગવવાની ઇચ્છા પણ રાખતો નથી. ૨૨.

**शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥२३॥**

શરીર તજતાં પહેલાં અહિંજ કામ અને ક્રોધથી થતા વેગને સહન કરવાને જે શક્તિમાન હોય છે તેજ પુરૂષ યુક્ત અને સુખી છે. ૨૩.

યોગીનો પુરૂષાર્થ મોક્ષજ છે. મોક્ષના વિરોધી સર્વ દુઃખને તે સહન કરે ત્યારે જ તેને મોક્ષ પ્રાપ્ત થાય છે. કામ અને ક્રોધના વેગને શરીર તજતાં પહેલાં સહન કરે, તે સહન કરવા પડે તોપણ મોક્ષ સાધન કર્યા વિના ન રહે તેજ ખરો યોગી અને સુખી છે. ૨૩.

**योऽन्तःसुखोऽन्तरारामस्तथांतर्ज्योतिरेव यः ।**
**स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥**

જે અન્તઃસુખવાળો, અન્તઃ આરામવાળો અને અન્તઃ જ્યોતિઃ વાળો હોય તે બ્રહ્મભૂત યોગી બ્રહ્મ નિર્વાણ પ્રાપ્ત કરે છે. ૨૪.

અન્તરાત્મામાંજ સુખી, અન્તરાત્મામાં રમણ કરનાર, અને અન્તરાત્મામાં પ્રકાશવાળો યોગી હોય તેને બ્રહ્મનિર્વાણ એટલે મોક્ષ અથવા બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે. માત્ર કામ ક્રોધના વેગને સહન કરવાથીજ બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત થતું નથી, પરંતુ તે ઉપરાંત અહિં કહેલા ગુણોની પણ આવશ્યકતા છે. ૨૪

**लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।**

**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥२५॥**

જેઓના પાપ ક્ષીણ થએલા છે, જેઓનો દ્વૈતભાવ (સંશય) દૂર થએલો છે, જેઓનું અંતઃકરણ નિયત છે અને જેઓ પ્રાણિમાત્રના હિતમાં રમણ કરે છે તેવા ઋષિઓ બ્રહ્મનિવાણ પ્રાપ્ત કરે છે. ૨૫.

અહિં સત્પુરૂષોનું આચરણ પ્રમાણ કહેલું છે. મંત્ર દ્રષ્ટા ઋષિઓ જેઓના પાપ ક્ષીણ થએલા છે, જેઓના સંશયો કપાઇ ગયા છે, અને જેઓ પ્રાણિમાત્રના હિતમાં રમણ કર્યા કરે છે તેઓને બ્રહ્મનિર્વાણ અથવા બ્રહ્માનંદ મળે છે. ૨૫

**कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।**

**अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥२६॥**

કામક્રોધરહિત, ચિત્તને નિયમમાં રાખનાર, આત્માને જાણનાર યતિઓને અભિતઃ બ્રહ્મનિર્વાણ છે. ૨૬.

કામક્રોધરહિત વિગેરે ગુણવાળા યતિઓને અભિતઃ અર્થાત્ જીવતાં તેમજ મરણ પછી બ્રહ્માનંદ છે જ. તેઓને જીવતાં પણ બ્રહ્મનિર્વાણ છે તેથી બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત કરવા માટે દેહાંતરની કાંઇ પણ આવશ્યક્તા નથી. ૨૬.

**स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।**
**प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥२७॥**
**यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।**
**विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥**

બાહ્ય સ્પર્શોને બહાર રાખીને, ચક્ષુને બે ભ્રુકુટિની મધ્યમાં રાખીને, પ્રાણ અને અપાનને નાસિકામાં સમાન રાખી જે મોક્ષપરાયણ મુનિએ ઇંદ્રિયો મન અને બુદ્ધિને નિયમમાં રાખેલા છે અને જેની ઇચ્છા, ભય અને ક્રોધ દૂર થએલા છે તે સદા મુક્તજ છે. ૨૭. ૨૮.

હવે બે શ્લોકથી યોગનું વર્ણન કરે છે. આ યોગ ઈશ્વરનું આલંબન કરનાર છે. ઈશ્વરનું આલંબન કરનાર યોગનું સ્વરૂપ બે શ્લોકથી કહે છે. બાહ્ય સ્પર્શો એટલે રૂપ, રસ વિગેરે બહારના પદાર્થો. આ પદાર્થોનું માત્ર ચિંતન કરવામાં આવે તો તરતજ અંતઃ પ્રવેશ કરે છે. તેથી તેઓના ચિંતનનો ત્યાગ કરી તેઓને અંતઃ પ્રવેશ કરવા નહિ દેતાં બહારજ રાખી, જ્ઞાન પ્રધાન નેત્રને બે ભ્રૂકુટિ મધ્યે રાખી અર્થાત્ ચક્ષુઃ અર્ધ બંધ રાખી એકાગ્ર મન કરી, ઉર્ધ્વ અને અધઃગતિવાળા પ્રાણ અને અપાન ઉભયને સમાન રાખી એટલે પ્રાણ અને અપાન ઉભયનો પ્રાણાયામની કુંભક વિધિથી સંયમ કરી તેઓને નાસિકામાં રાખો, પોતાના કાર્યની સિદ્ધિ પરાયણ નહિ પરંતુ મોક્ષપરાયણ એટલે મોક્ષ માટે ઈશ્વરનું અવલંબન કરનાર જે મુનિ પોતાની ઇંદ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિનો સંયમ કરે છે અને જેની ઇચ્છા, ભય, ક્રોધ, વિગેરે દૂર થએલા છે તે સદા મુક્તજ છે; અર્થાત પ્રપંચમાં પણ તે જીવન્મુક્ત જ છે.

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥ २९ ॥

મને યજ્ઞ અને તપનો ભોક્તા, સર્વ લોકનો મહેશ્વર, અને પ્રાણિમાત્રનો સુહૃત્ જાણીને (તે) શાંતિ પામે છે. ૨૯.

ઇંદ્રિય આદિના સંયમ માત્રથી મુક્તિ કેમ પ્રાપ્ત થાય એવી શંકા થાય તે દૂર કરે છે. માત્ર સંયમથી મુક્તિ પ્રાપ્ત થતી નથી, પરંતુ મારા એટલે ભગવાનના માહાત્મ્યજ્ઞાનથી મુક્તિ પ્રાપ્ત થાય છે. હું યજ્ઞ અને તપનો ભોક્તા છું અર્થાત્ વેદના કર્મકાંડનું તાત્પર્ય હું જ છું. હું સર્વ લોકોનો મહેશ્વર છું, અર્થાત્ વેદના ઉપાસનાકાંડનું તાત્પર્ય પણ હુંજ છું. હું પ્રાણિમાત્રનો મિત્ર અને આત્મા છું અર્થાત્ વેદના જ્ઞાનકાંડનું તાત્પર્ય પણ હુંજ છું. આ પ્રમાણે મારા માહાત્મ્યનું જ્ઞાન એવા યોગીને થાય છે તેથી તે શાંતિ પ્રાપ્ત કરે છે. ૨૯.

इति पंचमोऽध्यायः ॥

## अथ षष्ठोऽध्यायः ॥

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥१॥

કર્મફલનો આશ્રય કર્યા વિના જે કાર્ય કર્મ કરે છે તે સંન્યાસી છે અને યોગી છે. નિરગ્નિ અથવા અક્રિય (સંન્યાસી અથવા યોગી) નથી. ૧.

આત્મસંયમ કરી તે વડે ઉપર વર્ણન કર્યું તેમ સંન્યાસ અને યોગ ઉભયના એકાર્થની સિદ્ધિ થાય છે. તેથી જે કર્મફલનો ત્યાગ કરી, માત્ર કર્તવ્ય હોવાથીજ અગ્નિહોત્ર વિગેરે કર્મ કરે છે તેણે કર્મફલનો આશ્રય રાખેલ નહિ હોવાથી અથવા કર્મફલ સ્વર્ગ વિગેરેનો ત્યાગ કરેલો હોવાથી તે સંન્યાસી છે, અને કર્તવ્ય કર્મ કરતો હોવાથી તે યોગી પણ છે. આ રીતે સંન્યાસ અને યોગ ઉભયના એકાર્થની સિદ્ધિ તેનામાં થાય છે. પરંતુ જે નિરગ્નિ છે અર્થાત્ અગ્નિથી કરવાના અગ્નિહોત્રાદિ કર્મ કરતો નથી, તે સંન્યાસી નથી. યોગી તો હોઇ શકેજ નહિ. તેમજ જે અક્રિય છે અર્થાત્ જે અગ્નિ વિના કરવાનાં કર્મ જેવાં કે વાવ કૂવા વિગેરે ખોદાવવા, દાન કરવું વિગેરે કરતો નથી તે પણ સંન્યાસી નથી, યોગી તો હોઇ શકેજ નહિ. તેથી ફલની ઇચ્છા વિના માત્ર કર્તવ્ય હોવાથીજ જે કર્મ કરે છે તેજ સંન્યાસી છે, તેજ યોગી પણ છે. ૧.

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥**

હે પાંડવ ! જેને સંન્યાસ એમ કહે છે તેને યોગ જાણ. કારણ કે સંકલ્પનો સંન્યાસ કર્યા વિના કોઇ પણ યોગી થતો નથી. ૨.

ઋષિઓ જેને સંન્યાસ કહે છે તેજ યોગ છે, કારણ કે તેમાં પણ ફલના સંકલ્પનો ત્યાગ કરવાનો ઉપદેશ છે, તેવા સંકલ્પનો ત્યાગ કર્યા વિના કોઇ પણ યોગી થઇ શકતું નથી. તેથી સંન્યાસ અને યોગ ઉભયમાં કર્મફલના સંકલ્પનો ત્યાગ કરવાનો હોવાથી ઉભય એકજ છે. ૨.

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

યોગ આરોહ કરવાની ઇચ્છાવાળા મુનિને કર્મ સાધન છે. તેજ યોગારૂઢ થાય ત્યારે શમ સાધન છે. ૩.

યોગ અથવા આત્મસંયમ કરવાની ઇચ્છાવાળા મુનિને તે પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન ઉપર કહ્યું તેવું કર્મ છે. એટલે ફલની ઇચ્છા વિના સ્વધર્મનું આચરણ સાધન છે. તેજ મુનિ યોગારૂઢ થાય અર્થાત્ તેને આત્મસંયમ સિદ્ધ થાય ત્યારે તેને શમ એટલે સર્વ સંકલ્પનો ત્યાગ સાધન છે. સર્વ સંકલ્પનો ત્યાગ કરવાથી આત્મસંયમ દૃઢ થાય. તેથી શમ એટલે સર્વ સંકલ્પનો ત્યાગ એ યોગારૂઢ મુનિને સ્થૂણાખનન પેઠે આત્મસંયમ વિશેષ દૃઢ કરવાનું સાધનછે. ૩.

यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

જ્યારે ઇંદ્રિયોના અર્થોમાં અથવા કર્મમાં આસક્ત થતો નથી અને સર્વ સંકલ્પનો ત્યાગ કરે છે ત્યારે યોગારૂઢ કહેવાય છે. ૪.

જ્યારે ઇંદ્રિયોના અર્થમાંથી આસક્તિ ટળી જાય અને પોતાની ક્રિયાથી થતા કર્મમાં પણ આસક્તિ રહે નહિ અને સંકલ્પનો ત્યાગ થાય ત્યારે યોગારૂઢ કહેવાય છે. ૪.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

**આત્માથી આત્માનો ઉદ્ધાર કરવો, પણ આત્માનો નાશ ન કરવો. કારણ કે આત્માજ આત્માનો બંધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે. ૫.**

વિષયોમાં આસક્તિ ન રાખવારૂપ કર્મ કરી પોતેજ આત્માનો ઉદ્ધાર કરવો, પરંતુ વિષયોમાં આસક્તિ રાખી આત્માનો વિનાશ ન કરવો. કારણ કે આત્મા એટલે કર્તા પોતેજ આત્માનો બંધુ છે. અર્થાત્ ફલની ઇચ્છા રાખ્યા વિના કર્તવ્ય હોવાથીજ કર્મ કરી પોતાનો ઉદ્ધાર કરે છે અને આત્મા એટલે કર્તા પોતેજ આત્માનો શત્રુ છે અર્થાત્ વિષયોમાં આસક્તિ રાખી પોતાનો વિનાશ કરે છે. ૫.

**बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥**

**જેણે આત્માથી આત્માનેજ જીત્યો છે તેનો આત્મા આત્માનો બંધુ છે, પરંતુ અનાત્મા શત્રુ હોવાથી આત્માજ શત્રુની પેઠે વર્તે છે. ૬.**

જેણે આત્માથી એટલે વિવેકબુદ્ધિથી પોતાના આત્માને એટલે કર્તાપણાના અભિમાનીનેજ જીત્યો છે તેનો આત્મા આત્માનો એટલે પોતાનો બંધુ છે, અર્થાત્ જેને હું કર્તા છું એવું અભિમાન નથી તેનો આત્મા પોતાનો બંધુ છે. પરંતુ અનાત્મા એટલે વિવેકરહિત બુદ્ધિ, હું કર્તા છું એવું અભિમાન રખાવનારી બુદ્ધિ સદા શત્રુ હોવાથી જેને એવી બુદ્ધિ હોય તેનો આત્મા પોતાના શત્રુ પેઠેજ વર્તે છે. ૬.

**जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।**
**शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥**

જેણે આત્માને જીતેલો છે અને જે શીત અથવા ઉષ્ણ, સુખ અથવા દુઃખ અને માન અથવા અપમાનમાં ઘણો શાંત છે તેને પરમાત્મા સમાહિત છે. ૭.

ઉપર કહ્યું તેવી રીતે જેણે આત્માને જીતેલો છે અને જે શીતાદિ સર્વ અવસ્થામાં ઘણો શાંત રહે છે તેને પરમાત્મા સમાહિત છે અર્થાત્ અન્તર્યામીની પેઠે સમાધિમાં રહેલા છે. ૭.

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्ठाश्मकांचनः ॥ ८ ॥

જેનું અંતઃકરણ જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત છે, જે નિર્વિકાર છે, જેણે ઇંદ્રિયોને જીતેલી છે અને જેને લોષ્ઠ, પથ્થર અને સુવર્ણ સમાન છે. તેવો યોગી યુક્ત કહેવાય છે. ૮.

અહિંથી બે શ્લોકથી યોગારૂઢ મુનિનું સ્વરૂપ તથા ઉત્તમપણું દર્શાવે છે. જેનું અંતઃકરણ ઉપદેશથી પ્રાપ્ત થએલા જ્ઞાનથી તથા સાક્ષાત્ થએલા અનુભવથી તૃપ્ત થએલું છે, જે વિકારરહિત છે, જેણે ઇંદ્રિયોને જીતેલી છે અને માટીના ઢેફામાં, પથ્થરમાં તથા સુવર્ણમાં જેની સમાન બુદ્ધિ છે તેવો યોગી યુક્ત અથવા યોગારૂઢ છે.૮.

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

સુહૃત, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બંધુ, સાધુઓ અને પાપીઓમાં પણ જેની બુદ્ધિ સમાન છે તે ઉત્તમ છે.

સુહૃત્ એટલે સર્વ હિત ઉપદેશ કરનાર, મિત્ર એટલે સ્નેહથી પરવશ રહેનાર, ઉદાસીન એટલે શત્રુ પણ નહિ અને મિત્ર પણ નહિ

તેવો; મધ્યસ્થ એટલે વાદ કરનાર ઉભય પક્ષના સદ્ અથવા અસદ્ વાક્યનો નિર્ણય કરનાર; દ્વેષ્ય એટલે સદ્ભાવ રહિત; બંધુ એટલે સંબંધી; સાધુ એટલે સદાચારવાળા અને પાપી એટલે ધર્મના વિ-રોધી. સુહૃદ્ વિગેરે સર્વમાં જેની બુદ્ધિ સમાન છે તે ઉત્તમ યોગી છે.૯.

**योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥**

યોગીએ એકાંતમાં રહી, ચિત્ત અને બુદ્ધિને નિયમમાં રાખી, ઇચ્છારહિત અને પરિગ્રહરહિત રહી નિરંતર આત્માને ( પરમાત્મામાં ) યોજવો.

યોગારૂઢ મુનિનું સ્વરૂપ કહી, અહિંથી છ શ્લોકથી (૧૦ થી ૧૫) સાંગ અથવા અંગસહિત યોગની સિદ્ધિ કેવી રીતે થાય છે તે કહે છે. યોગીએ એકાંતમાં યોગ અહિં જણાવ્યું તેમ સાધવો. ૧૦.

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥**
**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।**
**उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥**
**समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।**
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥**

બહુ ઉંચું નહિ તેમ બહુ નીચું નહિ એવું પોતાનું સ્થિર આસન જેમાં કુશ ઉપર મૃગચર્મ અને વસ્ત્ર હોય તેવું પવિત્ર દેશમાં સ્થાપન કરી ત્યાં આસન ઉપર બેસી

મનને એકાગ્ર કરી, કાયા, શિર અને ગ્રીવાને સરખી રીતે અચલ રાખીને પોતાના નાકના ટેરવાને જોઈ, અને દિશાઓ જોયા વિના સ્થિર રહી, ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓનો નિગ્રહ કરી આત્માની શુદ્ધિ માટે યોગ કરવો. ૧૧. ૧૨. ૧૩.

યોગ કેવી રીતે કરવો તેનો અહિં ઉપદેશ કરેલો છે. ૧૧. ૨૨. ૧૩.

प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्तआसीत मत्परः ॥ १४ ॥

યોગીએ શાન્ત આત્માવાળા, ભયરહિત, બ્રહ્મચારિવ્રતમાં રહેનાર થઈ મનનો સંયમ કરી મારામાં ચિત્ત રાખી, મને પરાયણ થઇ રહેવું. ૧૪.

મનનો સંયમ કરી, ભગવાનમાં ચિત્ત રાખી, ભગવત્પરાયણ થઇ રહેવું એ સંપ્રજ્ઞાત સમાધિનો પ્રકાર કહેલો છે. ૧૪.

युञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

આત્માને સદા એ પ્રમાણે યોજતાં મનને નિયમમાં રાખનાર યોગી નિર્વાણથી ઉત્તમ મારા વિષે સ્થિતિરૂપી શાંતિ પ્રાપ્ત કરે છે. ૧૫.

એવી રીતે સદા આત્માને મારા વિષે યોજતાં નિર્વાણ એટલે મોક્ષ અથવા અક્ષર બ્રહ્મ સાથે તાદાત્મ્ય નથી પણ અધિક મારા વિષે લય અથવા મારા વિષે સ્થિતિરૂપી શાંતિ પ્રાપ્ત કરે છે. ૧૫.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥

હે અર્જુન ! બહુ ખાનારને યોગ પ્રાપ્ત થતો નથી, તેમ તદ્દન નહિ ખાનારને પણ પ્રાપ્ત થતો નથી. બહુ નિદ્રા કરનારને તેમજ જાગરણ કરનારને પણ પ્રાપ્ત થતો નથી. ૧૬.

યોગ કરવાની ઇચ્છાવાળાએ કેવા આહાર વિગેરે કરવા તે કહે છે. પ્રથમ બહુ આહાર અથવા બહુ ઉપવાસ તેમજ બહુ નિદ્રા અથવા જાગરણ કરવા નહિ એમ કહે છે. ૧૬.

પછી કેવા આહાર વિગેરે કરવા તે નીચેના શ્લોકથી કહે છે.

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥**

યોગ્ય આહાર અને યોગ્ય વિહારવાળાને, કર્મમાં યોગ્ય ચેષ્ટાવાળાને, યોગ્ય નિદ્રા અને યોગ્ય જાગરણવાળાને દુઃખ હરનાર યોગ પ્રાપ્ત થાય છે. ૧૭.

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।**
**निस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥**

જ્યારે નિયમમાં રહેલું ચિત્ત આત્મામાંજ રહે છે અને સર્વ કામનાઓથી નિઃસ્પૃહ થાય છે ત્યારે યુક્ત કહેવાય છે. ૧૮.

પુરૂષ સિદ્ધયોગવાળો ક્યારે થાય તે અહિં કહે છે. જ્યારે નિયત ચિત્ત આત્મામાંજ રહે છે, અને યોગનું ઐશ્વર્ય વિગેરે સિદ્ધિઓ પ્રાપ્ત થતી હોય તેને માટે પણ સ્પૃહા રહે નહિ ત્યારે સિદ્ધયોગવાળો એટલે દૃઢયોગી અથવા અસંપ્રજ્ઞાત સમાધિવાળો યોગી કહેવાય છે. ૧૮.

यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥ १९ ॥

જેમ પવનરહિત પ્રદેશમાં રહેલો દીપક હાલતો નથી એ ઉપમા નિયતચિત્તવાળા યોગ આચરતા યોગીના મનને માટે કહેલી છે. ૧૯.

જેનું ચિત્ત આત્મા સાથે એક થઇ રહેલ છે તેવા યોગીના ચિત્તને પવનરહિત પ્રદેશમાં રહેલા દીપક સાથે સરખાવે છે. એવો દીપ જેમ હાલતો નથી તેમ યોગીનું ચિત્ત પણ ચંચલ નહિ થતાં સ્થિર રહે છે. ૧૯.

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥
सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ २२ ॥
तं विद्यादुःखसंयोगवियोगयोगसंज्ञितम् ।

યોગસેવાથી નિરૂદ્ધ ચિત્ત જેમાં ઉપરમે છે, તથા જેમાં આત્માથી આત્માને જોઇને આત્મામાં સંતોષ પામે છે (૨૧) જેમાં આત્યંતિક સુખ જે બુદ્ધિગ્રાહ્ય અને અતીંદ્રિય છે તેનો અનુભવ કરે છે, અને જેમાં રહેલો આ (યોગી) ચલતો નથી, જેને પ્રાપ્ત કરીને બીજા લાભને

તેનાથી અધિક માનતો નથી, જેમાં રહીને મોટા દુઃખથી ડગતો નથી, તે દુઃખના સંયોગના વિયોગને યોગસંજ્ઞાવાળો જાણવો. ૨૦–૨૨॥

યોગનુંજ સ્વરૂપ અને ફલ સાડાત્રણ શ્લોકથી નિરૂપણ કરે છે. જે અવસ્થામાં યોગતંત્ર પ્રમાણે સેવા કરવાથી નિરૂદ્ધ થએલું ચિત્ત ઉપરમે છે અથવા સર્વ તરફથી શાંત થઇ રહે છે, તે અવસ્થાને યોગ કહે છે. આ યોગનું સ્વરૂપલક્ષણ છે. પાતંજલ સૂત્રમાં પણ ચિત્તની વૃત્તિઓનો નિરોધ એજ યોગ એમ કહેલું છે. આ અવસ્થામાં ચિત્તનો નિરોધ હોવાથી આત્માને આત્માથી જોઈ આત્માથીજ સંતોષ પામે છે. ૨૦. આત્યંતિક અથવા નિત્યનું સુખ જેનો બુદ્ધિથીજ અનુભવ થાય છે અને જે ઇંદ્રિયોથી અતીત છે તે સુખનો જે અવસ્થામાં અનુભવ થાય છે, અને જે અવસ્થામાં રહેલો યોગી સુખરૂપ આત્મસ્વરૂપથી ચલતો નથી તે યોગ છે. અહિં યોગનું ફલથી નિરૂપણ કરેલું છે. ૨૧. આ ફલનુંજ વિશેષ વર્ણન કરે છે કે જે પ્રાપ્ત કરીને બીજા કોઇ પણ લાભને તેનાથી અધિક યોગી માનતો નથી અને જેમાં રહેલો યોગી મોટા દુઃખથી પણ ડગતો નથી (૨૨) તે દુઃખસંયોગના વિયોગને યોગ જાણવો. ૨૨॥

અહિંથી યોગ આવો ઉત્તમ હોવાથી આચરવો એમ ઉપદેશ કરે છે.

**स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥ २३ ॥**

**ખિન્ન નહિ થએલા ચિત્તથી તે યોગ નિશ્ચય આચરવો. ૨૩.**

ખિન્ન નહિ થએલા અથવા પ્રસન્ન ચિત્તથી યોગ આચરવો. ૨૩.

અહિંથી ત્રણ શ્લોકથી ( ૨૪ થી ૨૬ ) પ્રત્યાહારથી મનને સ્થિર કરવાનો ઉપદેશ કરે છે.

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।

मनसैवेन्द्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥

शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।

आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ २५ ॥

સંકલ્પથી ઉત્પન્ન થતી સર્વ કામનાઓને તદ્દન તજી, સર્વ તરફથી ઇંદ્રિયોના સમૂહને મનથીજ નિયમમાં રાખી ધૃતિવાળી બુદ્ધિથી ધીરે ધીરે ઉપરમવું. મનને આત્મામાં સ્થિર કરી કોઇનું પણ ચિંતન ન કરવું. ૨૪. ૨૫.

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।

ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

ચંચળ અને અસ્થિર મન જ્યાં જ્યાં બહાર જાય ત્યાંથી ત્યાંથી નિયમન કરી તેને આત્માનેજ વશ કરવું. ૨૬.

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।

उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

અતિશાંત મનવાળા અને જેનો રજોગુણ શાંત થયો છે તેવા બ્રહ્મભૂત પાપરહિત આ યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે. ૨૭.

युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।

सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥

**આ પ્રમાણે સદા આત્માને (મારામાં) યોજનાર પાપ-રહિત યોગી બ્રહ્મસંસ્પર્શ અત્યંત સુખ સુખથી ભોગવે છે. ૨૮.**

આ પ્રમાણે કરવાથી કૃતાર્થ થાય છે એમ કહે છે. આવી રીતે આત્માને પરબ્રહ્મમાં સદા જોડનાર અથવા યોજનાર યોગીના સર્વ પાપ નાશ પામે છે અને તે સુખથી અથવા અનાયાસે બ્રહ્મ-સંસ્પર્શ સુખ ભોગવે છે. બ્રહ્મ અથવા અક્ષર બ્રહ્મનો સંસ્પર્શ એટલે અત્યંત ભેદ દૂર કરનાર સાક્ષાત્કાર જેમાં થાય તે બ્રહ્મસંસ્પર્શ સુખ. અક્ષર બ્રહ્મના સાક્ષાત્કારરૂપ સુખ લોકોત્તર છે. આવું લોકોત્તર અત્યંત સુખ યોગી ભોગવે છે. ભોગવે છે 'અશ્નુતે'માં અશ ધાતુ છે તે પરસ્મૈપદનો હોવા છતાં યોગીને પોતાને સુખરૂપ ફલ પ્રાપ્ત થતું હોવાથી તેનું આત્મને પદનું રૂપ યોજેલું છે. આવો યોગી લોકોત્તર સુખ ભોગવતો હોવાથી જીવન્મુક્ત છે એમ સૂચવેલું છે. ૨૮.

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥**

**સર્વત્ર સમદર્શનવાળો યોગયુક્ત પુરૂષ સર્વ ભૂતોમાં રહેલા પોતાને અને પોતામાં સર્વ ભૂતોને જૂએ છે. ૨૯.**

આવા યોગીને બ્રહ્મસુખનો આવિર્ભાવ થવાથી વામદેવ પેઠે સર્વાત્મભાવ સિદ્ધ થાય છે તેમ કહે છે. ગુહ્ય અસંપ્રજ્ઞાત સમાધિ બે પ્રકારની છે. (૧) અક્ષરબ્રહ્મના સંબંધવાળી. (૨) ભગવાનના સંબંધવાળી. તેમાં પહેલા પ્રકારનું ફલ આ શ્લોકમાં કહેછે. તે સર્વભૂતોમાં પોતાને જૂએ છે. અને પોતામાં સર્વ ભૂતોને જૂએ છે. અક્ષરબ્રહ્મ કારણ છે અને ભૂતો કાર્ય છે તેથી કારણ અને કાર્ય એકજ હોવાથી અથવા સર્વ ભૂત માત્રની અક્ષર બ્રહ્મમાં સ્થિતિ હોવાથી તે સર્વ

ભૂતોને પોતામાં જૂએ છે. અર્થાત્ તેનામાં આનંદ અંશનો આવિર્ભાવ થએલો છે તેથી તે પોતે ભગવદાત્મક થવાથી તેનું વ્યાપકપણું પ્રકટ થાય છે તેથી તે સર્વ ભૂતોને પોતામાં જૂએ છે. આ ગુણ ફલ કહ્યું. હવે બીજા પ્રકારનું તેથી પણ વિશેષ ગુણ ફલ કહે છે.

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**

**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥**

**જે મને સર્વત્ર જૂએ છે અને મારામાં સર્વ જૂએ છે તેને હું અદૃશ્ય થતો નથી. અને તે મને અદૃશ્ય થતો નથી.૩૦.**

મને વાસુદેવને જે સર્વત્ર જૂએ છે, અને સર્વભૂતો તથા પોતે પણ મારામાં રહેલા હોવાથી સર્વને મારામાં જૂએ છે તેને હું અદૃશ્ય થતો નથી, અને તે મને પણ અદૃશ્ય થતો નથી, અર્થાત્ હું તેના ઉપર નિરંતર કૃપાદૃષ્ટિથી અનુગ્રહ કરૂં છું. ૩૦.

**सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।**

**सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥**

**એકપણામાં રહીને જે સર્વ ભૂતોમાં રહેલા મને ભજે છે તે યોગી સર્વ પ્રકારે વર્તન કરવા છતાં મારામાં રહેલો છે. ૩૧.**

આવી રીતે એકપણામાં રહેલો પણ જે યોગી પ્રાણિમાત્રમાં રહેલા મને વાસુદેવને ભજે તે ગમે તે પ્રકારે વ્યવહાર કરવા છતાં મારામાં રહેલો છે અર્થાત્ તેનો મારા ઉપર આધાર છે એટલે શુકદેવજી અને ઉદ્ધવ પેઠે તે મારો સેવક છે. ૩૧.

**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।**

**सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥**

હે અર્જુન ! જે પોતાના દૃષ્ટાંતથી સુખ અથવા દુઃખને સર્વત્ર સમાન જૂએ છે તે યોગી શ્રેષ્ઠ માનેલો છે. ૩૨.

अर्जुन उवाचः—

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥ ३३ ॥

હે મધુસૂદન ! સામ્યથી જે આ યોગ આપે કહ્યા તેની સ્થિતિ ( મનની ) ચંચલતાને લીધે સ્થિર હું જોઈ શકતો નથી. ૩૩

ઉપર વર્ણવેલો યોગ અસંભવિતજ છે, કારણકે મન ઘણું ચંચલ હોવાથી સુખ દુઃખ વિગેરેમાં સ્થિર અને એકસરખું રહી શકેજ નહિ એમ માની અર્જુન બે શ્લોકથી પ્રશ્ન કરે છે. હે મધુસૂદન, મન બહુ ચંચલ હોવાથી મનને સમાન રાખી સામ્યથી સિદ્ધ થતા જે આ યોગનું આપે વર્ણન કર્યું તે યોગની સ્થિતિ સ્થિર દેખાતી નથી. ૩૩.

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

કારણ કે, હે કૃષ્ણ ! મન ચંચલ,( ઇંદ્રિયોનો ) ક્ષોભ કરનાર બલવાળું અને દૃઢ છે. વાયુની પેઠે તેનો નિગ્રહ હું દુષ્કર માનું છું. ૩૪.

આવા યોગની સ્થિતિ સ્થિર હોઇ શકે નહિ, કારણ કે મન બહુ ચંચલ છે, ઇંદ્રિયોનો ક્ષોભ કરી મૂકે તેવું છે, બલવાળું છે એટલે

જ્ઞાનના બોધ વિગેરેથી સાધ્ય નથી અને દૃઢ છે તેથી પોતાનો જે વિષયમાં અનુરાગ હોય તેનો ત્યાગ કરે તેવું નથી. જેમ આકાશમાં સુસવાટ કરતા વાયુનો ઘડા વિગેરેમાં નિગ્રહ થવો અશક્ય છે તેમજ આવા મનનો નિગ્રહ પણ અશક્યજ છે એમ હું માનું છું. ૩૪.

**શ્રી ભગવાનુવાચઃ—**

**असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।**
**अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥**

**હે મહાબાહુવાળા ! નક્કી, મન દુર્નિગ્રહ અને ચંચલ છે, પણ હે કૌંતેય, સન્યાસ અને વૈરાગ્યથી તેનો નિગ્રહ થાય છે. ૩૫.**

અર્જુને કહ્યું તે બરાબર હોવાથી હવે ભગવાન્ મનનો નિગ્રહ કરવાનો ઉપાય કહે છે. મનનો નિગ્રહ થવો બહુ કઠિન છે કારણ કે તે ચંચલ છે તો પણ અભ્યાસથી અને વૈરાગ્યથી તેનો નિગ્રહ થઇ શકે છે. ૩૫.

**असंयतात्मनो योगो दुष्प्राप इति मे मतिः ।**
**वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥**

**જેને મન વશ નથી તેનાથી યોગ દુષ્પ્રાપ છે એવો મારો મત છે. પરંતુ જેને મન વશ છે તેવા યત્ન કરનારને ઉપાયથી પ્રાપ્ત થઇ શકે તેવો છે. ૩૬.**

મનનો નિરોધ કરી મનને સમ રાખવાથી યોગ પ્રાપ્ત થઇ શકે છે. બીજી કોઇ રીતે તે પ્રાપ્ત થઇ શકે તેમ નથી. ૩૬.

**अर्जुन उवाच–**

**अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।**

**अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ ३७ ॥**

હે કૃષ્ણ ! અલ્પ પ્રયત્નવાળો શ્રદ્ધાળુ જેનું મન યોગથી ચલિત થએલું છે તે સિદ્ધિ ન પામતાં કઇ ગતિને પ્રાપ્ત કરે છે ? ૩૭.

જે યોગ કરવાની અભિલાષાવાળો હોય પરંતુ જેને મન વશ ન હોય અને પ્રયત્ન પણ કરી શકતો ન હોય તેની શી ગતિ થાય છે તેની જીજ્ઞાસા થવાથી અર્જુન પુનઃ પ્રશ્ન કરે છે. હે કૃષ્ણ ! યોગ સાધવાના સાધનરૂપ અભ્યાસ અને વૈરાગ્યમાં જે અલ્પ પ્રયત્નવાળોજ હોય અને શ્રદ્ધાવાળો હોય, પરંતુ જેને મન વશ થતું ન હોય અને યોગથી ચલિત થતું હોય તેને યોગની સિદ્ધિ થાય નહિ. ત્યારે તેની શી ગતિ થાય ? ૩૭.

**कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।**

**अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥**

હે મહાબાહો ! અપ્રતિષ્ઠત અને બ્રહ્મમાર્ગમાં વિમૂઢ હોવાથી ઉભયથી ભ્રષ્ટ થએલો તે છૂટા પડેલા વાદળા પેઠે નાશ પામતો નથીને ? ૩૮.

અર્જુન પોતાના સંદેહનું વિવેચન કરે છે, હે સર્વ સંદેહ દૂર કરવા સમર્થ મહાબાહો ! આવો પુરૂષ અપ્રતિષ્ઠિત છે, કારણ કે પૂર્વે જે કર્મ વિગેરે કરતો હતો તેનો ત્યાગ કરી યોગમાર્ગમાં પ્રવૃત્ત થએલો, અને યોગમાર્ગ પ્રાપ્ત કરવા મનના નિગ્રહ માટે અ-

ભ્યાસ થઇ નહિ શકવાથી તથા વૈરાગ્ય પ્રાપ્ત નહિ થવાથી એ બ્રહ્મમાર્ગ અર્થાત્ બ્રહ્મ પ્રાપ્ત કરવાના ઉપાયરૂપ યોગમાર્ગમાં પણ મૂઢ થએલો છે. તેથી ઉભય માર્ગથી ભ્રષ્ટ થવાથી બીજાં વાદળાં-ઓથી છુટા પડેલા વાદળા પેઠે તેનો નાશ થતો નથીને? ૩૮.

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य च्छेत्ता नह्युपपद्यते ॥ ३९ ॥

હે કૃષ્ણ ! આ મારા સંશયને સંપૂર્ણ રીતે દૂર કરવા આપ યોગ્ય છો, કારણ કે આપ વિના આ સંશય દૂર કરનાર બીજો કોઇ નથી. ૩૯.

श्री भगवानुवाच—

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥

હે પાર્થ ! આ લોકમાં અથવા પરલોકમાં તેનો વિનાશ થતોજ નથી, કારણ કે, હે વહાલા ! કોઇ પણ કલ્યાણ કરનારની દુર્ગતિ થતી નથી. ૪૦.

હે પાર્થ ! કોઇ પણ કલ્યાણ અથવા શુભ કર્મ કરનારની દુર્ગતિ થતી નથી. આવો પુરૂષ કલ્યાણકર્મમાં પ્રવૃત્ત થએલો હોવાથી તેની દુર્ગતિ કેમ થાય? આ લોકમાં અથવા પરલોકમાં કોઇ સ્થળે તેનો નાશ થતો નથી. ૪૦.

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥

**પુણ્ય કરનારના લોક પ્રાપ્ત કરી, ત્યાં ઘણાં વર્ષો રહી, યોગભ્રષ્ટ થએલો શુચિ શ્રીમંતોને ઘેર અવતરે છે. ૪૧.**

તેણે શુભ અથવા કલ્યાણ કર્મ કરેલ હોવાથી તે યોગભ્રષ્ટ પુરૂષ પુણ્ય કરનારના લોકને પ્રાપ્ત કરે છે અને તેણે કરેલાં કલ્યાણ કર્મનાં ફલ ભોગવે ત્યાં સુધી ઘણાં વર્ષો ત્યાં રહી, પછી શુચિ અર્થાત્ પવિત્ર અથવા સદાચારવાળા શ્રીમંતોને ત્યાં અવતરે છે, પરંતુ તેણે અશુભ કર્મ કરેલાં નહિ હોવાથી તેની દુષ્ટ ગતિ થતી નથી એવો ભાવ છે. ૪૧.

**अथवा योगिनामेव कुले भवति धीमताम् ।**
**एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥**

**અથવા બુદ્ધિશાળી યોગિઓના કુલમાંજ અવતરે છે; કારણ કે લોકમાં આવો જન્મ થાય તે બહુ દુર્લભ છે. ૪૨.**

અથવા તેણે યોગનો આરંભ કરેલો તેમાંથી તે ભ્રષ્ટ થએલો હોવાથી પુનઃ તે યોગ સાધે તે માટે તેના પૂર્વના યોગના સંસ્કારને લીધે તે બુદ્ધિવાળા અથવા યોગબુદ્ધિવાળા યોગીઓનાજ કુલમાં અવતરે છે, આવો જન્મ આ લોકમાં થાય તે બહુ દુર્લભ છે. ગયા શ્લોકમાં શુચિ શ્રીમતોને ત્યાં યોગભ્રષ્ટ અવતરે છે એમ કહ્યું ત્યાં તે પૂર્વના સંસ્કારથી યોગ સાધવા પ્રયત્ન કરે છે, અને પ્રયત્ન કરતાં કરતાં યોગ તેને સિદ્ધ થાય છે. આ શ્લોકમાં યોગીઓને ત્યાં તેનો જન્મ થાય છે તેમ કહ્યું તેથી આવો જેનો જન્મ થાય તેને પ્રયત્ન વિનાજ જડભરત પેઠે યોગ સિદ્ધ થાય છે. તેથી આવો જન્મ બહુ દુર્લભ છે. ૪૨.

**तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।**
**यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥**

હે કુરુનંદન! ત્યાં તે પૂર્વદેહનો બુદ્ધિસંયોગ પ્રાપ્ત કરે છે, અને પછી પુનઃ સંસિદ્ધિ માટે યત્ન કરે છે. ૪૩.

પૂર્વદેહમાં યોગબુદ્ધિ થઇ હતી તે યોગબુદ્ધિ પુનઃ તેને પ્રાપ્ત થાય છે, અને તેથી પુનઃ યોગ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. ૪૩.

**पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।**
**जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥**

પૂર્વજન્મના તેજ અભ્યાસથી અવશ છતાં પણ તે (વિષયોથી) નિવૃત્ત થાય છે. યોગનો જીજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મને અતિવર્તે છે. ૪૪.

પૂર્વજન્મનો તેને યોગનો અભ્યાસ હોવાથી વિષયોરૂપી અંતરાયને લીધે યોગ સાધવાની ઇચ્છા થતી ન હોય તો પણ તેજ અભ્યાસથી તે વિષયોથી નિવૃત્ત થાય છે અને યોગ સાધવામાં તત્પર રહે છે. આમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી, કારણ માત્ર યોગનું સ્વરૂપ જાણવાની જેને ઇચ્છા હોય તે પણ શબ્દબ્રહ્મને અતિવર્તે છે અર્થાત્ યોગના પ્રભાવથી શબ્દબ્રહ્મના તાત્પર્યભૂત પરબ્રહ્મનું પણ જ્ઞાન પ્રાપ્ત કરે છે, તો પછી જેણે યોગ સાધવા યત્ન કરેલો હોય તેને આવું ફલ પ્રાપ્ત થાય તેમાં આશ્ચર્ય શું? ૪૪

**प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।**
**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥**

**પ્રયત્નથી અભ્યાસ કરતો યોગી તો પાપથી વિશુદ્ધ થઇ અનેક જન્મથી સંસિદ્ધ થઇ પછી પરા ગતિ પ્રાપ્ત કરે છે. ૪૫.**

યોગભ્રષ્ટની ગતિ ઉપર કહી, હવે જે યોગથી ભ્રષ્ટ ન થતાં પ્રયત્ન કરી મનનો નિગ્રહ કરી યોગનો અભ્યાસ કરે તેની ગતિ કહે છે. તેના સર્વ પાપો નાશ થાય છે તેથી તે વિશુદ્ધ થાય છે, અને પછી અનેક જન્મ સુધી તત્ત્વજ્ઞાનવાળો રહી યોગ સિદ્ધ કરી પરા ગતિ અર્થાત્ મારા સ્વરૂપ અક્ષરને પ્રાપ્ત કરે છે, અથવા અનેક જન્મના યોગથી ભક્તિ પ્રાપ્ત કરે છે અને ભક્તિવડે વૈકુંઠરૂપી પરા ગતિ પ્રાપ્ત કરે છે. નિબંધમાં પણ શ્રીમદાચાર્યચરણ ઉપદેશ કરે છે કે ઈશ્વરના આલંબનરૂપ યોગ બહુ જન્મના વિપાકથી ભક્તિ ઉત્પન્ન કરે છે. ૪૫.

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥**

**હે અર્જુન ! યોગી તપસ્વીઓથી અધિક છે, જ્ઞાનીઓથી પણ અધિક મનાએલો છે, કર્મવાળાઓથી પણ યોગી અધિક છે તેથી યોગી થા. ૪૬**

કાયાના ક્લેશ વિગેરે સહન કરનાર તપસ્વીઓ કરતાં યોગી અધિક છે, સાંખ્યવાળા જ્ઞાનીઓ કરતાં પણ યોગી અધિક છે અને માત્ર કર્મ કરનાર કર્મવાળાઓથી પણ યોગી અધિક છે. તેથી તું મનના નિગ્રહરૂપ યોગ સાધનાર યોગી થા. તને તો બાહ્ય યોગનો ઉપદેશ કર્યો નથી, પરંતુ અનિષિદ્ધ ઉત્તમ યોગનો ઉપદેશ કરેલો છે,

કારણ કે તારા ચિત્તનો નિરોધ મારામાં શ્રીવાસુદેવમાં કરવાનો છે. તેથી તને ઉત્તમ ભક્તિરૂપ યોગનો ઉપદેશ કરેલો છે. તું યોગી થા. ૪૬

**योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।**

**श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥**

સર્વ યોગીઓમાં પણ મારામાં અન્તરાત્મા યોજી, શ્રદ્ધાળુ થઇ જે મને ભજે તેને હું ઉત્તમ યોગી ગણું છું.૪૭

સર્વ યોગીઓમાં પણ પુષ્ટિભક્તિપરાયણ યોગી ઉત્તમ છે. તે પોતાના ચિત્તનો મારામાં શ્રીવાસુદેવમાંજ નિરોધ કરે છે. આવી રીતે ચિત્તનો મારામાં નિરોધ કરી, શ્રીમદાચાર્યચરણના ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખી જે મારૂં શ્રીવાસુદેવનું ભજન કરે છે તે ઉત્તમ યોગી છે. તેથી જે યોગનું ફલ શરણ ભક્તિ પ્રાપ્ત થાય છે તે યોગ સાધનાર યોગી થા એવો ગૂઢ આશય છે.

॥ इति षष्ठोऽध्यायः ॥



# ॥ अथ सप्तमोऽध्यायः ॥

પ્રથમ છ અધ્યાયમાં સાંખ્ય અને યોગનું ફલ આત્મજ્ઞાન છે એમ દર્શાવ્યું. અહિંથી ભગવાનના માહાત્મ્યજ્ઞાનપૂર્વક ભક્તિનું નિરૂપણ કરવામાં આવે છે. "માહાત્મ્યજ્ઞાનપૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક સ્નેહને ભક્તિ કહે છે. તેનાથી મુક્તિ થાય છે, અન્ય રીતે થતી નથી." તેથી ભગવાન્ વાસુદેવનાં માહાત્મ્યનું જ્ઞાન યોગિઓને સિદ્ધિ પ્રાપ્ત કરાવનાર હોવાથી, અને સિદ્ધિ પ્રાપ્ત કરવાનો અન્ય ઉપાય નહિ હોવાથી અહિં ભગવાન્ વાસુદેવના માહાત્મ્યનું નિરૂપણ કરવામાં આવે છે. જે ભક્ત પ્રયાણ કાલે ભગવાનનું સ્મરણ કરે છે તેને અંગસહિત શ્રીપુરૂષોત્તમના માહાત્મ્યનું વિજ્ઞાન પ્રાપ્ત થાય છે. આરંભમાં યોગધર્મનું આચરણ કરવાથી ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન થવાથી ભગવત્પ્રપત્તિ અથવા ભગવાનનો આશ્રય થાય છે. આશ્રય થવાથી ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ ઉત્તમ જ્ઞાન છે. આવું જ્ઞાન હોવાથી જ જ્ઞાનીઓની શ્રેષ્ઠતા કહેલી છે, કારણકે ભગવાનનું જેને જ્ઞાન હોય તેજ ઉત્તમ છે, માત્ર આત્મજ્ઞાન હોય તે ઉત્તમ નથી. આવા જ્ઞાનીઓ ભગવાનની નિરંતર સેવા કરે છે.

**मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।**
**असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥**

હે પાર્થ ! મારામાં મન આસક્ત રાખી, મારો આશ્રય રાખી યોગ આચરતાં જે પ્રકારે તું સંપૂર્ણતાથી મને નિઃસંશય જાણીશ તે સાંભળ. ૧

ભગવાન્, સર્વધર્મના આશ્રય, ઉત્તમ અલૌકિક લીલાવાળા મોટામાં મોટા નિયંતા, કરૂણાલુ, પરમાત્મા મારાનાં મનને આસક્ત રાખી, મારો આશ્રય રાખી, પાછલ વર્ણન કર્યું તેવા યોગનું આચરણ કરતાં નિરૂપધિમાહાત્મ્યવાળા અને ઉત્તમ અલૌકિક ગુણથી પૂર્ણ મારૂં તને જે પ્રકારે જ્ઞાન થશે તે તને કહું છું તે સાંભળ. ૧.

**ज्ञानं ते ऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।**

**यज्ज्ञात्वा नेह भूयो ऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥**

**વિજ્ઞાનસહિત આ જ્ઞાન પૂરેપૂરૂં હું તને કહીશ. તે જાણીને કાંઇ વધારે જાણવાનું અહિં રહેશે નહિ. ૨.**

વિજ્ઞાનસહિત એટલે વિવિધ અથવા ભિન્ન ભિન્ન પ્રકારથી, ચિદ્ અને અચિદ્રૂપથી, વિભૂતિઓના ધર્મોથી, અને બીજા ભેદોથી આ સંપૂર્ણ જ્ઞાન તને હું કહીશ. તે જાણી તારે અન્ય કાંઇ પણ અહિં જાણવાનું બાકી રહેશે નહિ. ૨.

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**

**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥**

**હજારો મનુષ્યોમાં કોઇકજ સિદ્ધિ માટે પ્રયાસ કરે છે, પ્રયાસ કરનાર સિદ્ધોમાં પણ કોઇકજ મને તત્ત્વથી જાણે છે. ૩.**

હજારો મનુષ્યોમાં કોઇકજ આત્મતત્ત્વના જ્ઞાન માટે પ્રયાસ કરે છે, અને જે પ્રયાસ કરનારને તેવું જ્ઞાન સિદ્ધ થએલું હોય છે તેઓમાંથી પણ કોઇકજ ભગવાન્ પરમાત્મા, સર્વ ધર્મોના આશ્રય, ઈશ્વર એવા મને તત્ત્વથી એટલે મારા નિરતિશય માહાત્મ્યપૂર્વક જાણે છે. આવા વ્યાસ, વામદેવ, શુક જેવા મને તત્ત્વથી જાણનાર

કોઈકજ હોય છે. તેથી મારૂં આ જ્ઞાન અતુજ ઉત્તમ છે તે હું તને કહીશ. ૩.

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥**

**ભૂમિ, જલ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એવા આઠ પ્રકારની આ મારી ભિન્ન પ્રકૃતિ છે. ૪.**

અહિંથી ભગવાન્ બ્રહ્મવાદ પ્રમાણે પોતાનો મહિમા પોતેજ કહે છે. સર્વ ધર્મોનું આશ્રય પરબ્રહ્મ જેને પુરૂષોત્તમ પણ કહેવામાં આવે છે તે પોતાની ઇચ્છાથી સર્વ ચિત્ અચિત્ વિગેરે થાય છે એમ '**क्षीरवद्धि**' '**आत्मकृतेः परिणामात्**' વિગેરે બ્રહ્મસૂત્રોમાં પણ ઉપદેશ કરેલો છે. તેથી આ જગતનું અભિન્નનિમિત્ત અને ઉપાદાન કારણ બ્રહ્મ છે. તેથી અહિં પણ પરા અને અપરા એવી બે પ્રકારની પ્રકૃતિથી અસાધારણ સૃષ્ટિ વિગેરે કાર્ય ભગવાન કરે છે એમ માહાત્મ્ય દર્શાવવા કહે છે. પ્રથમ અપરા પ્રકૃતિના આઠ પ્રકાર કહ્યા છે. મારી નિરતિશય અનંત મહિમાવાળા ભગવાનની સદંશ થએલી છતાં અન્ન પ્રકૃતિ ભૂમિ વિગેરે આઠ પ્રકારની છે. ભૂમિ, જલ, અગ્નિ, વાયુ, અને આકાશ એ પાંચ મહાભૂતો છે. મન, બુદ્ધિ અને અહંકાર એ ત્રણ અનિરુદ્ધ પ્રદ્યુમ્ન અને સંકર્ષણના અધિષ્ઠાનરૂપ છે. એમ આઠ પ્રકાર કહ્યા. નવમું 'ચિત્ત' શ્રીવાસુદેવનું અધિષ્ઠાન હોવાથી પોતાથી અભિન્ન હોવાથી અને પોતાને અર્જુન જોતો હોવાથી કહ્યું નથી. અથવા ચિત્ત ભાગવત છે, પ્રાકૃત નથી તેથી અહિં કહેલું નથી. આ ભગવાનની સદંશભૂત પ્રકૃતિ કહી,

તેને અચિત્ પણ કહે છે. તેને ચિત્‌નો સંબંધ થાય ત્યારેજ સર્વ કાર્ય કરવા સમર્થ થાય છે, પરંતુ ચિત્‌ના સંબંધ વિના કાંઇ કાર્ય તેનાથી થતું નથી તેથી તેને 'અપરા' કહે છે. ૪.

**अपरेयमित स्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम्।**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥**

**આ અપરા (છે.) પણ હે મહાબાહો! આથી અન્ય મારી જીવભૂત પરા પ્રકૃતિ જાણ. તેનાથી આ જગત્ ધારણ થએલું છે. ૫.**

આ એટલે ગયા શ્લોકમાં કહેલી પ્રકૃતિ અપરા અથવા નીચી પ્રકૃતિ છે. પણ હે મહાબાહો! આ અપરા પ્રકૃતિથી ભિન્ન મારી બીજી જીવભૂતા પરા પ્રકૃતિ છે. આ પરા પ્રકૃતિ ચિદ્રૂપ હોવાથી જડ નથી. ભોક્ત્રી હોવાથી પ્રધાનભૂત અથવા મુખ્ય પરા છે. તેને ઘણે સ્થલે પુરૂષ પણ કહે છે. અહિં '**जीवभूताम्**' શબ્દ યોજેલો છે, પરંતુ '**जीवीभूताम्**' શબ્દ નથી તેથી જીવ અવિદ્યાથી થએલ નથી, પરંતુ ભગવાનની સહજ ઇચ્છાથી થએલ છે એમ સિદ્ધ થાય છે. આ જીવભૂત ભગવદંશથી આ જગત્ એટલે જડરૂપ શરીર વિરાટરૂપ ધારણ થએલું છે આ મારી પરા પ્રકૃતિ જાણ. ૫.

**एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।**
**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥**

**સર્વ ભૂતો આ બેમાંથીજ ઉત્પન્ન થાય છે એમ જાણ હું સર્વ જગતનો પ્રભવ અને પ્રલય છું. ૬.**

આ બે પ્રકૃતિ સર્વ પ્રાણિમાત્રની ઉત્પત્તિ કારણ છે એમ કહી

તે બે દ્વારા ભગવાન્ પોતે અસાધારણ કાર્ય કરે છે એમ કહે છે. સ્થાવર જંગમાત્મક સર્વ ભૂતોની ઉત્પત્તિ આ બે પ્રકૃતિમાંથી થાય છે એમ જાણુ. તેમાં જડ અપરા પ્રકૃતિમાંથી દેહ વિગેરે થાય છે અને ચેતન પરા પ્રકૃતિમાંથી ભોક્તા ક્ષેત્રજ્ઞ જીવ થાય છે તે દેહાદિમાં પ્રવેશ કરી તેને ધારણ કરે છે, આ બંને પ્રકૃતિ મારામાંથી ઉત્પન્ન થએલી છે ને તેથી હુંજ છું. તેથી જેમ ઘટ પટ વિગેરેનું કારણ ભૂમિ છે તે પ્રમાણે આ સર્વ ભૂતમાત્રનું પ્રકૃતિ અને પુરૂષ દ્વારા હું જ કારણ છું. તેથી આ સર્વ જગતની ઉત્પત્તિ તથા પ્રલય મારામાંથીજ છે. ૬.

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥**

**હે ધનંજય! મારાથી પર બીજું કાંઇ પણ નથી. સૂત્રમાં મણિઓના સમૂહ પેઠે આ સર્વ મારામાં પરોવાએલું છે. ૭.**

મારૂં આ માહાત્મ્ય જાણવા જેવું છે. સર્વ જગતની ઉત્પત્તિ તથા પ્રલય મારાથી થાય છે તેથી મારાથી પર બીજું કાંઇ પણ નથી. હુંજ સર્વથી પર છું. ઉત્પત્તિ અને પ્રલય જેમ મારામાંથી થાય છે તેમજ સર્વ જગતની સ્થિતિ પણ મારામાં જ છે. જેમ સૂત્રમાં મણિઓ પરોવેલા હોય છે તે પ્રમાણે સર્વ જગત્ મારામાં પરોવાએલું છે અર્થાત્ મારો આશ્રય કરી રહેલું છે. અહિં સૂત્ર અને મણિનું દૃષ્ટાંત આપેલું છે તેથી જડ અને જીવ અવિદ્યાથી કલ્પેલા નથી, પરંતુ સત્ય છે અને શરીરમાં જેમ જીવ રહે છે તે પ્રમાણે ઇશ્વર તેમાં રહેલા છે. એમ સિદ્ધ થાય છે. " જેનું પૃથિવી

શરીર છે, જેનું આત્મા શરીર છે.'' વિગેરે સ્થળે પણ આજ અર્થનું પ્રતિપાદન કરેલું છે. ૭.

**रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।**
**प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥**

**હે કૌન્તેય ! જલોમાંનો રસ હું છું, ચંદ્ર અને સૂર્યમાંની પ્રભા, સર્વ વેદોમાં પ્રણવ, આકાશમાં શબ્દ અને પુરૂષોમાં પૌરૂષ હું છું. ૮.**

એકજ ભગવાન્ સર્વ જગતનું કારણ છે એમ કહ્યું તો ભગવાન્ જગતનું ઉપાદાન કારણ છે કે નિમિત્ત કારણ? તેમાં પણ ભગવાન્ મુખ્ય કારણ છે કે ગૌણ? એવી શંકા થાય તે માટે ભગવાન્ સર્વ જગતનું ઉપાદાન કારણ અને નિમિત્તકારણ પણ છે અને તે પણ મુખ્ય કારણ છે, ગૌણ કારણ નથી, કારણ કે ભગવાન્ સર્વરૂપ છે, સર્વ શક્તિવાળા છે, અને તેમને કારણ થવામાં બીજા કોઇની અપેક્ષા નથી. શ્રુતિ, સ્મૃતિ તથા શ્રીમદ્ ભાગવતમાં ભગવાનને મુખ્યજ કારણ કહેલા છે. તેથી ભગવાન અહિં પણ તેવીજ રીતે અહિંથી ચાર ( ૮–૧૧ ) શ્લોકથી પોતાની વિભૂતિના માહાત્મ્યને સ્પષ્ટ કરી પોતાના મુખ્ય કારણપણાને દર્શાવે છે. હે કૌન્તેય ! જલોમાં રસ હું છું. તેમજ સૂર્ય અને ચંદ્રમાં પ્રભા હું છું. સર્વ વેદોમાં પ્રણવ, આકાશમાં શબ્દ અને પુરૂષોમાં પૌરુષ અથવા વીર્ય હું છું. ૮.

**पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।**
**जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥**

પૃથિવીમાં પુણ્ય ગંધ, અગ્નિમાં તેજ, સર્વભૂતોમાં જીવન અને તપસ્વીઓમાં તપ હું છું. ૯.

**बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।**
**बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥**

હે પાર્થ ! મને સર્વ ભૂતોનું સનાતન બીજ મને જાણ. બુદ્ધિવાળાઓની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હું છું. ૧૦.

પ્રાણિમાત્રનું કારણભૂત ચૈતન્ય બીજ હું છું એમ જાણ. બુદ્ધિવાળાઓની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ પણ હું છું. ૧૦

**बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।**
**धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥**

હે ભરતર્ષભ ! કામ અને રાગ વિનાનું બલવાળાઓનું બલ હું છું. પ્રાણીઓમાં ધર્મથી અવિરૂદ્ધ કામ હું છું. ૧૧

બલવાળાઓનું ક્રિયાશકિતરૂપ બલ હું છું, પરંતુ પ્રવૃત્ત્યાત્મક હું નથી એમ જણાવવા કામ અને રાગરહિત બલ હું છું એમ કહેલું છે. તેવીજ રીતે પ્રાણીઓનો કામ હું છું, પણ ધર્મથી અવિરુદ્ધ કામ હું છું, ધર્મથી વિરૂદ્ધ કામ હું નથી. ૧૧.

**ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्चये ।**
**मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥**

વળી જે સાત્ત્વિક ભાવો છે, જે રાજસ અને તામસ (ભાવો છે) તે મારાથીજ છે એમ જાણ. પરંતુ હું તેઓમાં નથી, તેઓ મારામાં છે. ૧૨.

મારાથી પર અન્ય કાંઇ નથી એમ પાછલ કહ્યું તે અહિં વ-

ધારે સ્પષ્ટ કરે છે. સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો જે પ્રકૃતિમાંથી થએલા પ્રાકૃત ભાવો છે તે પણ મારાથીજ થએલા છે એમ જાણ, કારણ કે તેઓ મારી ઉપર વર્ણવેલી પ્રકૃતિમાંથી થએલા છે. આ પ્રકૃતિ પણ સત્ છે, અસત્ નથી. સાત્ત્વિક વિગેરે ભાવો પ્રકૃતિના ગુણના કાર્યો હોવાથી અને પ્રકૃતિ વિગેરેનું કારણ પણ હું જ હોવાથી આ ભાવોનો પણ મુખ્ય કર્તા હું જ છું. છતાં તેઓમાં હું નથી એટલે જીવની પેઠે હું તેઓને અધીન થતો નથી, પરંતુ તેઓ મારામાં છે અર્થાત્ તેઓ મારો આશ્રય કરી રહેલા છે. મારી આશ્રિત પ્રકૃતિના તેઓ આશ્રિત હોવાથી તેઓનો પણ પરંપરાથી હું જ આશ્રય છું. ૧૨.

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥**

તે ત્રણ ગુણમય ભાવોથી મોહ પામેલું આ સર્વ જગત્ તેનાથી પર અવ્યય મને જાણતું નથી. ૧૩.

આ ત્રણ ગુણોના પદાર્થો હોય છે. જગતના પદાર્થો આ ત્રણ ગુણોવાળા હોય છે. આવા પદાર્થોથી મોહ પામેલું જગત્ એ ગુણોથી પર અવ્યય અથવા વિકારરહિત મને ભગવાનને જાણતું નથી. ૧૩,

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ १४ ॥**

આ મારી ગુણમયી દૈવી માયા દુસ્તર છે. જેઓ મારોજ આશ્રય કરે છે તેઓ આ માયા તરે છે. ૧૪.

પ્રકૃતિના ગુણોજ બંધ કરાવનાર છે. તેજ માયાના ગુણો

સર્વ જગતને મોહ કરે છે અને ઈશ્વરના સ્વરૂપને જાણવા દેતા નથી એટલુંજ નહિ, પરંતુ જીવનો અવિદ્યાથી થતો અધ્યાસ વધારે દૃઢ કરાવે છે અને તેથી જીવને બંધનરૂપ છે. તેથી આ મારી દૈવી ગુણમયી માયા તરવી કઠિન છે. પરંતુ જેઓ મારોજ આશ્રય કરે છે તેઓ એ માયાને તરે છે. અહિં 'एव' 'જ' શબ્દ યોજેલો છે તેથી બીજો માયાને તરવાનો ઉપાય નથી એવો ભાવાર્થ સ્પષ્ટ થાય છે. મારો શ્રીકૃષ્ણ પુરૂષોત્તમનોજ જેઓ આશ્રય કરે છે. તેઓ આ માયાને તરે છે. આ દૈવી માયા છે આસુરી નથી. આસુરી માયા પ્રયાસ કરી અમુક જ્ઞાન પ્રાપ્ત કરવાથી દૂર થઇ શકે છે, પરંતુ આ દૈવી માયા તરવા માટે શ્રીકૃષ્ણનોજ આશ્રય કરવાની આવશ્યકતા છે. આ માયા મારી છે એટલે મારો આશ્રય કરી રહેલા ભકતોનું હિત કરનારી છે. ૧૪.

**न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।**
**मायया ऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥**

**દુષ્ટકર્મવાળા, મૂઢ, માયાથી હરાએલા જ્ઞાનવાળા, અને આસુર ભાવનો આશ્રય કરેલા અધમ લોકો મારો આશ્રય કરતા નથી. ૧૫.**

આપનો આશ્રય કરવાથી માયા તરાતી હોય તો સર્વ આપનો આશ્રય કેમ કરતા નથી એવી શંકા થાય તે દૂર કરે છે. દુષ્ટકર્મ કરનારા લોકો, જેઓનું દુષ્ટકર્મ મારો આશ્રય કરવામાં પ્રતિબંધક છે તેવા, મૂઢ અથવા પશુ પેઠે વિવેકરહિત, જેઓનું ગુરૂએ આપેલું જ્ઞાન માયાથી હરાઇ ગએલું છે તેવા, અને આસુર ભાવનો આશ્રય કરી રહેલા અધમ લોકો મારો આશ્રય કરતા નથી. આવા અધમ

લોકો મારો આશ્રય કરતા નથી એટલુંજ નહિ, પરંતુ ભગવાનનો દ્વેષ કરે છે એમ આગળ ભગવાન્ કહેશે. ૧૫.

**चतुर्विधा भजन्तेमां जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥**

હે અર્જુન ! હે ભરતર્ષભ ! સત્કર્મવાળા ચાર પ્રકારના પુરૂષો મને ભજે છે (૧) **આર્ત**, (૨) **જીજ્ઞાસુ** (૩) **અર્થાર્થી** અને (૪) **જ્ઞાની.** ૧૬.

હે અર્જુન ! હે ભારતર્ષભ ! જેમણે સત્કાર્ય કરેલાં છે એવા ચાર પ્રકારના પુરૂષો મને ભજે છે (૧) ગજેંદ્ર જેવા આર્ત અથવા દુઃખી પુરૂષો સંસારનો પોતાને કલેશ દૂર કરવાના હેતુથી મને ભજે છે. પૂર્વના સત્કાર્યને લીધે મારૂં ભજન કરવામાં તેઓની પ્રવૃત્તિ થાય છે. (૨) શૌનક જેવા જીજ્ઞાસુ અથવા મારા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા. (૩) અર્થની ઇચ્છાવાળા અર્થાર્થી. ધન વિગેરે પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા. (૫) શુકદેવ જેવા જ્ઞાની મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ભજન કરે છે. આ ચારે પ્રકારના ભજન કરનાર પુરૂષો પૂર્વના સુકૃત હોવાથી ભજન કરે છે. તેઓનાં ભજનમાં પ્રવૃત્તિ કરાવનાર પૂર્વ જન્મના સુકૃત છે. પરંતુ જેઓ ભજન કરે છે, અને ભજનમાં પ્રવૃત્તિ કરાવનાર પૂર્વ જન્મના સુકૃત વિગેરે જેઓના નથી તેવા ગોપીજનો વિગેરે પુષ્ટિભક્તો છે. આવા ભક્તોનો અહિં સમાવેશ થતો નથી. કોઇ 'च' 'અને' શબ્દમાં ગોપિકાઓનો સમાવેશ કરે છે, પરંતુ તે યોગ્ય નથી, કારણ કે પૂર્વના સુકૃતવાળા ભજન કરનાર અહિં કહેલા છે. ગોપીઓને પૂર્વના સુકૃત ન હતા

એમ પણ શ્રીમદ્‌ભાગવતમાં કહેલું છે. ૯૫૮ કોઇપણ પ્રકારનું ન હોવા છતાં સાધનરૂપ અને ફલરૂપ ભગવાનના સ્વરૂપાનુગ્રહનાજ બલથી તેઓનો ભગવાનમાં અલૌકિક સ્નેહ થએલો હોવાથી આ ચાર પ્રકારના ભક્તોમાં તેઓનો સમાવેશ થઇ શકતો નથી. ૧૯.

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥**

**તેઓમાં જ્ઞાની નિત્યયુક્ત અને એકમાંજ ભક્તિવાળો હોવાથી ઉત્તમ છે, કારણકે જ્ઞાનીને હું ઘણોજ પ્રિય છું અને તે મને પ્રિય છે. ૧૭.**

આ ચાર પ્રકારના ભકતોમાં મોક્ષની ઇચ્છાવાળો જ્ઞાની ઉત્તમ છે એમ કહે છે. જ્ઞાની ઉત્તમ છે કારણકે આગળ જે ગોગનું વર્ણન કર્યું તેના યોગવાળો તે સદા હોય છે, વળી મારા માહાત્મ્યનું તેને જ્ઞાન હોવાથી સર્વ વ્યાપક પુરૂષોત્તમ પરમાત્મા એવો હું તેમાં એ-કલામાં તેની એકા અથવા નિરપેક્ષ અપેક્ષારહિત ભકિત હોય છે. બીજા ભકતો પોતપોતાની ઇચ્છેલી વસ્તુમાં પ્રીતિવાળા હોય છે અને મારામાં તો માત્ર તે વસ્તુઓ આપનાર તરીકેજ તેઓની પ્રીતિ હોય છે, પરંતુ જ્ઞાનીની મારામાં અત્યંત પ્રીતિ હોય છે, કારણકે જે જે પદાર્થોની મમતા હોય છે તેમાં પોતાનો આત્મા આનંદરૂપ હોવાથી તેને વધારે પ્રિય હોય છે અને તે આત્મા પરમાનંદ પરમાત્માનો અંશ હોવાથી તેની પરમાત્મામાં એટલે મારામાં અત્યંત પ્રીતિ હોય છે. તેથી તે મને પણ પ્રિય હોય છે. ૧૭.

**उदाराः सर्वं एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥**

**આ સર્વે ઉદાર છે, પણ જ્ઞાની આત્માજ છે (એવો) મારો મત છે, કારણકે યુક્તાત્મા તે અનુત્તમગતિવાળા મારોજ આશ્રય કરી રહેલો છે. ૧૮.**

ચતુર્થ પ્રકારના ભક્ત જ્ઞાનીને ઉત્તમ કહ્યો તેને મોક્ષ પ્રાપ્ત થાય છે ત્યારે બીજા ત્રણ પ્રકારના ભક્તો સંસારમાંજ મચ્યા રહે છે એવી શંકા થાય તે દૂર કરે છે. આ ચારે પ્રકારના સર્વે ભક્તો ક-રતાં ઉત્તમ છે. માત્ર તેઓનું ભજન વ્યાવહારિક રીતિ પ્રમાણે હો-વાથી પ્રાકૃત છે તેથી તેઓને પ્રિય કહ્યા નથી, પરંતુ પ્રાકૃત જીવોની પેઠે તેઓ સંસારમાંજ મચ્યા રહેતા નથી, પરંતુ "હરિમાં કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય, અથવા સૌહૃદ નિત્ય રાખતાં તેઓ તન્મય થાય છે" એમ શ્રીમદ્ભાગવતમાં કહેલું છે તે પ્રમાણે હરકોઇ રીતે પ્રભુનો સંબંધ થવાથી પણ તન્મયતા થતી હોવાથી તેઓને પણ એજ ફલ પ્રાપ્ત થવાનું; પરંતુ જ્ઞાની તો આત્માજ છે અર્થાત્ મારો આત્મા છે તેને હું આત્માજ માનું છું. અથવા જ્ઞાની આત્માજ છે એટલે મદાત્મક અથવા મુક્તાજ છે એમ હું માનું છું કારણ કે જે-નાથી કાંઈ પણ ઉત્તમ નથી એવા અનુતમગતિવાળા મારોજ તે આ-શ્રય કરી સદા રહેલો છે. ૧૮.

**बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥**

**ઘણા જન્મોના અંતે 'સર્વ વાસુદેવ છે' એવા**

**જ્ઞાનવાળો મને શરણ આવે છે. એવો મહાત્મા બહુજ દુર્લભ છે. ૧૯**

આત્મજ્ઞાન કદાચ અલ્પ સમયમાં અથવા એકાદ જન્મમાં સિદ્ધ થાય, પરંતુ ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત થવું કઠિન છે. જ્ઞાન પ્રાપ્ત થયા પછી ભગવત્પ્રપત્તિ થવી વિશેષ દુર્લભ છે. ભગવત્પ્રપત્તિ જેને થઇ હોય તેવો જ્ઞાની મહા દુર્લભ છે. બહુ જન્મો પછી છેલ્લા જન્મમાં ભગવાને પોતે સંતુષ્ટ થઇ પોતાના જ્ઞાનનું જેને દાન કરેલું છે તેવો જ્ઞાની દુર્લભ છે. તેવા જ્ઞાનીમાં પણ જેને ભગવાનની પ્રપત્તિ થઇ હોય તેવો અતિ દુર્લભ છે. ૧૯.

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।**

**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥**

**જૂદી જૂદી કામનાઓથી જેઓનું જ્ઞાન હરાએલું છે તેવા પોતાની પ્રકૃતિને અધીન થએલા જૂદા જૂદા નિયમો પાળી અન્ય દેવતાઓને શરણ જાય છે. ૨૦.**

અલૌકિક મહિમાવાળા મને જેઓ હરકોઇ પ્રકારે ભજે છે તેઓ અંતે સિદ્ધિ પ્રાપ્ત કરી સંસાર તરી જાય છે એમ કહ્યું. હવે જેઓ મારૂં ભજન કરતા નથી પરંતુ પ્રાકૃત કામો પ્રાપ્ત કરવા માટે અન્ય દેવતાઓનું ભજન કરે છે તેઓ સંસારમાં બુડયા રહે છે એમ અહિંથા સાડા ત્રણ ( ૨૦–૨૩ા ) શ્લોકથી કહે છે. જૂદી જૂદી કામનાઓથી જેઓનું જ્ઞાન હરાએલું છે અને જેઓ પોતાના રાજસ અથવા તામસ્ સ્વભાવને વશ થઇ રહેલા છે તેઓ ભિન્ન ભિન્ન દેવતાઓને પ્રસન્ન કરવા ઉપવાસ વિગેરે વ્રતો કરે છે અને મારૂં ભજન નહિ કરતાં આવા દેવતાઓનું ભજન કરે છે. ૨૦.

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥

જે જે ભક્ત જે જે મૂર્તિનું શ્રદ્ધાથી પૂજન કરવા ઇચ્છે છે તેની તેની તેજ શ્રદ્ધાને હું અચલ કરૂં છું. ૨૧.

દેવતાઓ પણ મારૂં શરીર છે. શ્રુતિ પણ કહે છે કે "જે આદિત્યમાં રહે છે, જેને આદિત્ય જાણતો નથી, જેનું આદિત્ય શરીર છે" વિગેરે. તેથી જે અન્ય દેવતાઓનું તે ભજન કરે છે તે પણ મારૂં શરીર છે એમ જાણ્યા વિના અન્ય દેવતાઓનું શ્રદ્ધાથી પૂજન કરવા જેઓ ઇચ્છે છે તેઓની તે તે દેવતાઓની શ્રદ્ધાને હું અચલ કરૂં છું. ૨૧.

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥२२॥

તે શ્રદ્ધાથી યુક્ત તે (ભક્ત) તેનું (દેવતાનું) આરાધન કરે છે. અને તેની પાસેથી મેંજ નિર્માણ કરેલા તે કામોને પ્રાપ્ત કરે છે. ૨૨.

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥ २३ ॥

પરંતુ તે અલ્પબુદ્ધિવાળાઓનું તે ફલ વિનાશી હોય છે. દેવોના પૂજકો દેવોને પામે છે અને મારા ભક્તો મને પામે છે. ૨૩.

ભાવભેદથી ફલભેદ થાય છે એમ કહે છે. ઇંદ્ર વિગેરે અન્ય દેવતાઓનું ભજન કરનાર અલ્પ બુદ્ધિવાળાઓને શાખા ફલ અથવા પત્રને જલનું સિંચન કરનારની પેઠે અલ્પ, વિનાશિ અને અંતવાળુ ફલ પ્રાપ્ત થાય છે. દેવોના પૂજકો તે તે દેવોને પામે છે, મારા ભક્તો મને પામે છે. તેથી અન્ય દેવતાઓના ભક્તોનું ફલ વિનાશિ છે. મારા ભક્તોને અક્ષય્ય ફલ પ્રાપ્ત થાય છે. ૨૩.

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।**

**परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥**

બુદ્ધિરહિત (લોક) મારો અવ્યય અનુત્તમ પર ભાવ જાણુતા નહિ હોવાથી અવ્યક્ત મને વ્યક્તિ પામેલો માને છે. ૨૪.

મારૂં ભજન કરનારને અવિનાશિ અક્ષય્ય ફલ પ્રાપ્ત થાય છે અને અન્ય દેવતાઓનું ભજન કરનારને વિનાશિ ફલ પ્રાપ્ત થાય છે તોપણ મારૂં યથાર્થ જ્ઞાન નહિ હોવાથી બુદ્ધિરહિત લોકો મારૂં ભજન નહિ કરતાં દેવતાઓનું ભજન કરે છે એમ કહે છે. બુદ્ધિરહિત લોકો જેઓનું જ્ઞાન વિવિધ કામનાઓથી હરાઇ ગએલું છે તેઓ સારા ઉત્તમ અવ્યય પર ભાવથી અર્થાત્ અંશાંશિભાવથી સર્વ જગત્ મારામાં રહેલું છે એ નહિ જાણુવાથી મને અવ્યક્ત પુરૂષોત્તમને સાધારણુ લોક પેઠે અથવા દેવતાઓ પેઠે આ લોકમાં વ્યક્ત થએલો અથવા જન્મેલો માને છે. ૨૪.

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**

**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥**

યોગમાયાથી ઢંકાએલો હું સર્વને દેખાતો નથી. આ મૂઢલોક મને અજ અને અવ્યય જાણતા નથી. ૨૫.

સર્વભવનસામર્થ્યરૂપ મારી યોગમાયાથી હું સારી રીતે ઢંકાએલો હોવાથી માત્ર મારા ભક્તોજ મને જોઇ શકે છે પરંતુ સર્વ કોઇ લોક મને દેખી શકતા નથી. તેથી આ સંસારના મૂઢ ભક્તિરહિત લોક હું અજ છું તથા અવ્યય છું તે જાણી શકતા નથી. ૨૫.

**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥**

હે અર્જુન ! હું થઇ ગએલાં, છે તે અને થનારાં સર્વ પ્રાણીઓને જાણું છું, પરંતુ મને કોઈ જાણતું નથી. ૨૬.

હું ભૂત વર્તમાન અને ભવિષ્યના સર્વ પ્રાણીઓને જાણું છું, પરંતુ ત્રણે કાલના પ્રાણીઓમાં કોઇ અવ્યય અજ તથા અનંત મહિમાવાળા અને સર્વને મુક્તિનું દાન કરવા અવતરેલ વાસુદેવ જાણી મારૂંજ ભજન કરનાર જણાતો નથી. ૨૬.

**इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत ।**
**सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥ २७ ॥**

હે ભારત ! હે પરંતપ ! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા દ્વન્દ્વના મોહથી સર્વ પ્રાણીઓ સંસારમાં મોહ પામે છે. ૨૭.

પોતાને પ્રિય વસ્તુની ઇચ્છાથી, અને અપ્રિય વસ્તુના દ્વેષથી સુખ તથા દુઃખરૂપ દ્વન્દ્વ ઉત્પન્ન થાય છે. તે દ્વન્દ્વથી મોહ ઉત્પન્ન

થાય છે. સંસારમાં સર્વ પ્રાણીઓ આ મોહને વશ થાય છે, તેથી તેઓને મારૂં જ્ઞાન થતું નથી. ૨૭.

**येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।**

**ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥ २८ ॥**

પરંતુ જે પુણ્યકર્મવાળા લોકોનાં પાપ નષ્ટ થએલાં છે તેઓ દ્વન્દ્વના મોહથી મુક્ત થએલા દૃઢવ્રત થઈ મને ભજે છે. ૨૮.

પરંતુ કેટલાક દુર્લભ ભાગ્યશાળી પુણ્યકર્મ કરનાર લોકો જેઓ મારાં દર્શન વિગેરે પુણ્યકર્મ કરે છે અને વિનયવાળા હોય છે તેઓનાં પાપ પુણ્યકર્મથી નષ્ટ થતાં મારા સ્વરૂપનું જ્ઞાન થવામાં પ્રતિબંધરૂપ પાપ દૂર થવાથી તેઓ સુખ દુઃખ વિગેરે દ્વન્દ્વના મોહથી મુક્ત થાય છે અને પછી દૃઢ સંકલ્પથી મનેજ ભજે છે. ૨૮.

**जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।**

**ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥२९॥**

જેઓ મારો આશ્રય કરી જરા તથા મરણમાંથી મુક્ત થવા યત્ન કરે છે તેઓ તે સર્વ બ્રહ્મને, અધ્યાત્મને તથા સર્વ કર્મને જાણે છે. ૨૯.

આગળ ચાર પ્રકારના ભક્તો કહેલા છે. (૧) આર્ત (૨) જીજ્ઞાસુ (૩) અર્થાર્થી (૪) જ્ઞાની. તેમાં જ્ઞાની ભક્ત સર્વથી ઉત્તમ છે તેમ કહ્યું. આર્ત અને અર્થાર્થી ભક્તો ભગવાન પાસેથી પોતાનાં ઇચ્છેલાં ફલ પ્રાપ્ત કરી મુમુક્ષુ થઇ જિજ્ઞાસુ થાય છે. તેથી જીજ્ઞાસુ

ભક્તો અને જ્ઞાની ભક્તો ઉભયને શું ફલ પ્રાપ્ત થાય છે તે કહેતાં તે પ્રાપ્ત કરવાના સાધનરૂપ જ્ઞાન પ્રાપ્ત કરવાની અર્જુનને જિજ્ઞાસા ઉત્પન્ન કરવા તે ઉભય પ્રકારના ભક્તોની અહિંથી બે શ્લોકથી (૨૯-૩૦) પ્રશંસા કરે છે. જરા અને મરણથી બ્રહ્માત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી મુક્ત થવાય છે. તે માટે અર્થાત્ બ્રહ્માત્મજ્ઞાન પ્રાપ્ત કરી જરા અને મરણથી મુક્ત થવા મારો આશ્રય કરી જે પ્રયત્ન કરેછે તેઓ બ્રહ્મ અર્થાત્ પરબ્રહ્મનું સર્વ જ્ઞાન પ્રાપ્ત કરે છે, 'तत्' અર્થાત્ અક્ષર(બ્રહ્મ)નું જ્ઞાન પ્રાપ્ત કરે છે, અને સર્વ કર્મનું જ્ઞાન પણ પ્રાપ્ત કરે છે. ૨૯.

**साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।**
**प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३०॥**

જેઓ અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત મને જાણે છે તેઓ યુક્તચિત્તવાળા થઇ પ્રયાણ કાલે પણ મને જાણે છે. ૩૦.

'ये' 'જેઓ' એમ પુનઃ અહિં કહેલ છે તેથી આ શ્લોકમાં પૂર્વ શ્લોકમાં કહેલ જ્ઞાની ભક્તથી અન્ય જીજ્ઞાસુ ભક્તની વાત કહે છે એવો નિશ્ચય થાય છે. જેઓ અધિભૂત અધિદૈવ અને અધિયજ્ઞ સહિત મને જાણે છે તેઓ યુક્તચિત્તવાળા થઇ પ્રયાણ કાલે એટલે પ્રાણોના પ્રયાણ કાલે પણ મને તેવીજ રીતે જાણે છે. અહિં 'યુક્તચિત્તવાળા' થઇ એમ કહેલ હોવાથી તેઓને અંતે યોગસિદ્ધિ પણ પ્રાપ્ત થાય છે એમ સૂચવેલું છે.

**॥ इति सप्तमोऽध्यायः ॥**



## ॥ अथ अष्टमोऽध्यायः ॥

अर्जुन उवाच—

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥

હે પુરૂષોત્તમ ! તે બ્રહ્મ શું ? અધ્યાત્મ શું ? કર્મ શું ? અધિભુત કોને કહ્યું ? અધિદેવ શું કહેવાય છે ?

સપ્તમ અધ્યાયના અંતના બે શ્લોકમાં ભગવાને બ્રહ્મ, અધ્યાત્મ વિગેરે કહ્યાં તેનાં સ્વરૂપનું સ્પષ્ટ જ્ઞાન થવા માટે અર્જુન બે શ્લોકથી (૧–૨) પ્રશ્ન કરે છે. ૧.

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

હે મધુસૂદન ! અધિયજ્ઞ કોણ ? આ દેહમાં તે કેવી રીતે (જણાય)? આત્માને નિયમમાં રાખનારાઓથી પ્રયાણકાલે આપ કેવી રીતે જણાઓ ? ૨.

પ્રશ્નના અનુક્રમે ભગવાન્ અહિંથી ત્રણ શ્લોકથી (૩–૫) ઉત્તર આપે છે.

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

પરમ અક્ષર બ્રહ્મ છે; સ્વભાવ અધ્યાત્મ કહેવાય છે. ભૂતભાવનો ઉદ્ભવ કરનાર વિસર્ગ કર્મ કહેવાય છે. ૩.

જે બ્રહ્મ કહ્યું તે પરમ અક્ષર છે. પરમ એટલે પ્રધાન ઉત્કૃષ્ટ. ક્ષરે નહિ અર્થાત્ જેનો વિકાર થાય નહિ તે અક્ષર. આને ભગવાન્ બ્રહ્મ, પરમાત્મા કહે છે. સ્વભાવને અધ્યાત્મ કહે છે. આત્મામાં જણાતું તે અધ્યાત્મ. સ્વભાવની આત્મામાં સ્થિતિ હોવાથી તે અધ્યાત્મ કહેવાય છે. પંચ મહાભૂતોના ભાવ એટલે ભૌતિક શરીર તેનો ઉદ્ભવ અથવા ઉત્પત્તિ કરનાર વિસર્ગ અથવા આહુતિ તે કર્મ કહેવાય છે. " અગ્નિમાં નાખેલી આહુતિ સારી રીતે આદિત્યને પહોંચે છે." "પંચમ આહુતિમાં પાણી પુરૂષરૂપ થાય છે." વિગેરે શ્રુતિઓમાં આહુતિથી ઉત્પત્તિ થાય છે એમ કહેલું હોવાથી, ઉત્પત્તિ કરવાનો તેનો સ્વભાવ હોવાથી તેને કર્મ કહેલું છે. ૩.

**अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।**
**अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥**

ક્ષર ભાવ અધિભૂત છે અને પુરૂષ અધિદૈવત છે. હે પ્રાણીઓમાં શ્રેષ્ઠ ! અહિં દેહમાં અધિયજ્ઞ હુંજ છું. ૪.

ક્ષર ભાવ અથવા ક્ષરણ એટલે નાશ પામવાનો અથવા વિકાર થવાનો જેનો સ્વભાવ છે તે ભૌતિક પદાર્થ, તૃણથી આરંભી વિરાટ્ પર્યંત સર્વ પદાર્થ જે વારંવાર ઉત્પત્તિ વિગેરે વિકાર અનુભવે છે તે. વળી પુરૂષ એટલે જીવ આત્મા તે સર્વત્ર અધિદૈવ છે. આત્મા શબ્દાદિ પદાર્થનો ભોક્તા હોવાથી અધિદૈવ છે. 'च' ' અને ' શબ્દમાં સૂર્ય વિગેરે અધિદેવોનો સમાવેશ થાય છે. અધિયજ્ઞ કોણ એમ પૂછ્યું તેનો ઉત્તર કહે છે. અધિયજ્ઞ હું છું. યજ્ઞોનો અધિષ્ઠાતા અવયવી, યજ્ઞોથી આરાધ્ય પરમાત્મા હું અધિયજ્ઞ છું. સર્વના દેહમાં

હું અધિયજ્ઞ છું. દેહમાં એટલે સર્વ પ્રાણીઓના શરીરમાં અન્તર્યામી હું રહેલો છું. ૪.

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥

અંતકાલે મારૂંજ સ્મરણ કરતાં જે શરીર તજી જાય છે તે મારા ભાવને પામે છે. આમાં સંશય નથી. ૫.

" પ્રયાણકાલે આપ કેવી રીતે જણાઓ ? " પ્રશ્નનો હવે ઉત્તર આપે છે. મંત્ર ઉપાસના વિગેરેથી જેનો સ્પર્શ પણ થઇ શકે નહિ તેવો પૂર્ણાનંદ લીલાપુરૂષોત્તમ હું છું તેનુંજ અંતકાલે જે ભક્તિવાળો યોગી સ્મરણ કરે, બીજા કોઇમાં ચિત્ત નહિ રાખતાં મારૂંજ સ્મરણ કરતાં કરતાં દેહ તજે તે મારા ભાવને પામે છે તેમાં કાંઇ પણ સંશય નથી. ૫.

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ६ ॥

અથવા હે કૌન્તેય! અંતે જે જે ભાવનું સ્મરણ કરતાં શરીર તજે છે તે સદા તે ભાવની ભાવનાવાળો હોવાથી તેનેજ પામે છે. ૬.

અંતકાલે મારૂંજ સ્મરણ કરનાર મારા ભાવને પામે છે. એટલોજ નિયમ નથી, પરંતુ જે જે માણસ જે જે ભાવનું અંતકાલે સ્મરણ કરતાં શરીરને તજે છે તે તે માણસ સદા તેજ ભાવની ભાવનાવાળો હોવાથી તે ભાવને પામે છે. જેમ ભરતે મૃગનું સ્મ-

રણ કરતાં શરીર તજેલું હોવાથી મૃગ થયા હતા તેવી રીતે સામાન્ય નિયમ છે. તેથી અંતકાલે બીજા કોઇનું સ્મરણ નહિ કરતાં મારૂંજ સ્મરણ કરતાં શરીર તજવું ઉત્તમ છે. ૬.

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥

તેથી સર્વ કાલમાં મારૂં સ્મરણ કર અને યુદ્ધ કર. મારામાં મન અને બુદ્ધિનું અર્પણ કરી તું મનેજ પામીશ તેમાં સંશય નથી. ૭.

આ પ્રમાણે નિયમ હોવાથી તું સર્વ કાલમાં 'श्रीकृष्णः शरणं मम' એમ મારૂંજ સ્મરણ કર. આ પ્રમાણે મારૂં સ્મરણ કરતાં તારૂં સ્વકર્મ કર તે પણ ઉત્તમ છે તેથી યુદ્ધ કર. મારામાં મન તથા બુદ્ધિ અર્પણ કરી એટલે મારામાંજ સંકલ્પ તથા વ્યવસાય રાખી તું મનેજ પ્રાપ્ત કરીશ તેમાં કાંઇ સંશય નથી. ૭.

આ પ્રમાણે અર્જુનના સાત પ્રશ્નનો ઉત્તર આપી પ્રયાણકાલે યોગી જ્ઞાની અને ભક્તોને તે તે સ્વરૂપની પ્રાપ્તિરૂપ ફલ પ્રાપ્ત થાય છે એમ કહે છે.

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥

હે પાર્થ ! અન્યત્ર નહિ જનાર અને અભ્યાસ તથા યોગથી યુક્ત ચિત્તથી પરમ દિવ્ય પુરૂષનું ચિંતન કરનાર તેને પામે છે. ૮.

અન્યત્ર એટલે વિષય અથવા અક્ષર વિગેરે બીજા કોઇ સ્થળે નહિ જનાર પરંતુ અભ્યાસ થતા યોગથી સ્થિર થએલા ચિત્તથી માત્ર પરમ દિવ્ય પુરૂષનું ચિંતન કરનાર તેને પામે છે. ૮.

પરમ દિવ્ય પુરુષનું વર્ણન કરે છે તથા તેમનું ધ્યાન કેવી રીતે કરવું તે કહે છે:—

कविं पुराणमनुशासितार-
मणोरणीयांसमनुस्मरेद्यः ॥
सर्वस्य धातारमचिन्त्यरूप-
मादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥
प्रयाणकाले मनसाऽचलेन
भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्
स तं परं पुरुषमुपैति दिव्यम् ॥ १० ॥

જે પ્રયાણ કાલે ભક્તિ તથા યોગબલથી યુક્ત થઈ બે ભ્રમરો મધ્યે પ્રાણને સારી રીતે રાખી અચલ મનથી પુરાણ કવિ, અનુશાસન કરનાર, અણુથી પણ અણુ, સર્વને ધારણ કરનાર, અચિંત્યરૂપવાળા, તમ:થી પર, આદિત્યવર્ણવાળાનું સ્મરણ કરે તે તે પર દિવ્ય પુરૂષને પામે છે. ૯—૧૦.

તે પર દિવ્ય પુરૂષને પામે છે અર્થાત્ તેના સામીપ્યને પ્રાપ્ત કરે છે. સામીપ્યરૂપ મુક્તિ પ્રાપ્ત કરે છે. ૯-૧૦.

यदक्षरं वेदविदो वदन्ति
विशन्ति यद्यतयो वीतरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

વેદ જાણનારો જેને અક્ષર કહે છે, જેનો રાગ દૂર થએલો છે તેવા યતિઓ જેમાં પ્રવેશ કરે છે, જેની ઇચ્છા રાખનાર બ્રહ્મચર્ય પાળે છે તે પદ તને સંક્ષેપમાં કહીશ. ૧૧.

ગયા શ્લોકમાં કહ્યા પ્રમાણે યોગથી અધિયજ્ઞની પ્રાપ્તિ થાય છે. જ્ઞાનીઓને પણ તેનીજ પ્રાપ્તિ થાય છે એમ કહેવા તેના ઉપાસકો કહે છે. તે મારા અક્ષરનું સ્વરૂપ હું તને સંક્ષેપથી કહીશ. તેને વેદ જાણનાર 'અક્ષર' કહે છે "હે ગાર્ગિ! આ તે અક્ષર છે" વિગેરે શ્રુતિઓમાં તેને અક્ષર કહેલું છે. વેદ જાણનાર ઘણું કરી અક્ષર સુધી પહોંચી શકે છે એવો ભાવાર્થ આમાંથી નીકળે છે જેનો રાગ દૂર થએલો છે તેવા યતિઓ તેમાં પ્રવેશ કરે છે અર્થાત્ તે પદ પ્રાપ્ત કરે છે. તેનીજ ઇચ્છાથી બ્રહ્મચારીઓ બ્રહ્મચર્ય પાળે છે. મારા પાદનું રૂપ હોવાથી અક્ષરને અહિં 'પદ' કહેલું છે. ૧૧.

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥ १२ ॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥

સર્વ દ્વારોનો સંયમ કરી મનનો હૃદયમાં નિરોધ કરી પોતાના પ્રાણને મસ્તકમાં રાખી યોગધારણા કરતાં, ૐ એ એકાક્ષર બ્રહ્મ ઉચ્ચારતાં અને મારૂં સ્મરણ કરતાં જે દેહ તજી જાય છે તે પરમ ગતિ પામે છે. ૧૨-૧૩.

'અક્ષર' પદ પ્રાપ્ત કરવાનો ઉપાય અંગસહિત આ બે શ્લોકમાં કહે છે. આ પ્રમાણે આચરણ કરનાર ગયા શ્લોકમાં 'પદ' કહ્યું તે ઉત્તમ ગતિને અર્થાત્ અક્ષરને પામે છે.

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।**
**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥**

હે પાર્થ ! જે અનન્ય ચિત્તવાળો રહી નિત્ય મારૂં સતત સ્મરણ કરે છે તે નિત્યયુક્ત યોગીને હું સુલભ છું. ૧૪.

૮, (૯-૧૦), (૧૧-૧૨-૧૩) શ્લોકથી પરમાત્માનું ચિંતન કરનારને અક્ષરની પ્રાપ્તિ થવાના ત્રણ પ્રકાર કહ્યા. હવે ભક્તોને ભગવાનની પ્રાપ્તિ કેવી રીતે થાય છે તે કહે છે. ભગવાન સિવાય અન્ય સ્ત્રી પુત્ર વિગેરે લૌકિક વિષય અથવા અક્ષર વિગેરે અલૌકિક વિષયમાં પણ ચિત્ત નહિ રાખતાં જે માત્ર ભગવાનમાંજ અર્થાત્ મારામાંજ ચિત્ત રાખે છે અને સદા નિરંતર મારૂંજ સ્મરણ કરે છે તેવા નિત્યયુક્ત અથવા મારામાં નિત્ય અનુરાગ રાખનાર યોગીને નિરૂપમ મહિમાવાળો પુરૂષોત્તમ ભગવાન વાસુદેવ હું પણ સુલભ છું. ૧૪.

ભગવાન વાસુદેવની જેને પ્રાપ્તિ થાય તેને પુનર્જન્મ થતો નથી એમ સદાચારથી દર્શાવે છેઃ—

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥

પરમ સંસિદ્ધિને પામેલા મહાત્માઓને મને પ્રાપ્ત કર્યા પછી દુઃખના સ્થાનરૂપ અનિત્ય પુનર્જન્મ થતો નથી. ૧૫.

ભગવાનના ભક્તો અને અન્ય દેવતાઓના ઉપાસકોમાં આ મુખ્ય ભેદ છે. ભગવાનના ભક્તોને ભગવાનની પ્રાપ્તિ થાય છે અને ત્યારપછી તેમને પુનર્જન્મ થતો નથી. ૧૫.

અન્ય સર્વને પુનર્જન્મ થાય છે એમ કહે છે.

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥

હે અર્જુન ! બ્રહ્મલોક પર્યંત સર્વ લોકોની પુનરાવૃત્તિ થાય છે, પરંતુ હે કૌન્તય ! મને પ્રાપ્ત કર્યા પછી પુનર્જન્મ થતો નથી. ૧૬.

બ્રહ્મભુવન સુધીના સર્વે લોકોને પુનર્જન્મ થાય છે પરંતુ જે મને પ્રાપ્ત કરે છે તેમને પુનર્જન્મ થતો નથી. આ વાત નિશ્ચિત છે એમાં કાંઈ સંશય નથી એમ દર્શાવવા આ પુનઃ કહેલ છે. ૧૬.

सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥

જેઓ સહસ્ર ( મહા ) યુગ સુધીનો બ્રહ્માનો દિવસ

અને તે સહસ્ર (મહા) યુગની રાત્રિ જાણે છે તેઓ અ-
હોરાત્રને જાણનાર છે. ૧૭.

બ્રહ્મભુવનના લોકોની પુનરાવૃત્તિ કેમ થાય એવી શંકા થાય તે દૂર કરવા બ્રહ્માના દિવસ તથા રાત્રિનું પરિમાણ કહે છે. મનુષ્યના ૪,૩૨,૦૦૦ વર્ષનો કલિયુગ છે. તેથી બમણો દ્વાપરયુગ, ત્રણગણો ત્રેતાયુગ અને ચારગણો કૃતયુગ છે. તેથી ચારે યુગ મળી મનુષ્યના ૪૩,૨૦,૦૦૦ વર્ષ થાય છે. તેને મહાયુગ કહે છે. આવા ૧૦૦૦ મહાયુગનો બ્રહ્માનો દિવસ અને તેટલીજ બ્રહ્માની રાત્રિ છે. રાત્રિ દિવસ મળી એક દિવસ થયો. એ પ્રમાણે દિવસ ગણી ૧૦૦ વર્ષનું બ્રહ્માનું આયુષ્ય પૂરૂં થતાં બ્રહ્માનો પણ લય થઇ જાય છે ત્યારે બ્રહ્મલોક પ્રાપ્ત કરનારનો લય થઇ જાય તેમાં આશ્ચર્ય શું ? ૧૭.

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥

દિવસ થાય ત્યારે સર્વ વ્યક્તિઓનો અવ્યક્તમાંથી પ્રભવ થાય છે. રાત્રિ થાય ત્યારે તેજ અવ્યક્તમાં (તેઓનો) લય થાય છે. ૧૮.

જ્યારે બ્રહ્માનો દિવસ થાય ત્યારે ભગવાનના ચરણરૂપ અવ્યક્ત અક્ષરમાંથી દેવ, મનુષ્ય, કીટ, તૃણ વિગેરે સ્થાવર જંગમ સર્વ વ્યક્તિઓ પ્રકટ થાય છે, અને જ્યારે બ્રહ્માની રાત્રિ થાય ત્યારે તેજ અવ્યક્ત અક્ષરમાં તે સર્વ વ્યક્તિઓ લીન થઇ જાય છે. ૧૮.

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

હે પાર્થ! તેજ આ ભૂતોનો સમૂહ ( પ્રકટ ) થઈ થઈ રાત્રિ થાય ત્યારે પરવશ હોઇ લીન થાય છે અને દિવસ થાય ત્યારે પ્રકટ થાય છે. ૧૯.

આજ ભૂતોનો સમૂહ પરવશ હોવાથી જ્યારે જ્યારે બ્રહ્માનો દિવસ થાય ત્યારે ત્યારે પ્રકટ થાય છે અને જ્યારે જ્યારે બ્રહ્માની રાત્રિ થાય ત્યારે ત્યારે લય પામે છે. ૧૯.

**परस्तस्मात्तु भावो ऽन्यो ऽव्यक्तो व्यक्तात्सनातनः ।**
**यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥**

પણ તે વ્યક્તથી પર અન્ય સનાતન અવ્યક્ત ભાવ છે જે સર્વ ભૂતોનો નાશ થવા છતાં નાશ પામતો નથી. ૨૦.

વારંવાર વ્યક્ત અથવા પ્રકટ થતો હોવાથી આને વ્યક્ત ભાવ કહ્યો. તેમાં બ્રહ્મલોક પર્યંત સર્વ લોકોનો સમાવેશ થાય છે. આ ભાવ ક્ષર છે, કારણકે તેનો વારંવાર લય થાય છે. આ વ્યક્ત ક્ષર ભાવથી પર અથવા ગુણાતીત અન્ય સનાતન અવ્યક્ત ભાવ છે. સર્વભૂતોનો નાશ થવા છતાં આ ગુણાતીત અવ્યક્ત ભાવનો નાશ થતો નથી. આ અવ્યક્ત ભાવ સનાતન હોવાથી અનાદિસિદ્ધ છે, પર એટલે ગુણાતીત અથવા સર્વોત્તમ છે. સર્વ ભૂતોનો નાશ થવા છતાં આ સર્વોત્તમ ભાવમાં કોઇ પ્રકારનો વિકાર થતો નથી. ૨૦.

**अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।**
**यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥**

અવ્યક્તને 'અક્ષર' કહે છે. તેને પરમ ગતિ કહે

છે. તેને પ્રાપ્ત કરી પાછા ફરતા નથી તે મારૂં પરમ ધામ છે. ૨૧.

આ અવ્યકતને અક્ષર કહે છે, કારણ કે તે મારા ચરણાંશરૂપ હોવાથી તેનામાં વિકાર થતો નથી. તેને જ પરમ ગતિ કહે છે, કારણ કે તે અક્ષરને પ્રાપ્ત કર્યા પછી કોઇ સંસારમાં પાછું આવતું નથી. આ અક્ષરનું માહાત્મ્ય મારા સંબંધને લઇને છે એમ દર્શાવવા તે અક્ષર મારૂં પરમ ધામ છે એમ કહે છે. મારા ધામમાંથી પુનઃ સંસારમાં આવવાનું હોય નહિ.

અહિં અવ્યક્ત અક્ષર બ્રહ્મને કહેલ છે, તેનો અર્થ જીવ અથવા પ્રકૃતિ થઇ શકે નહિ, કારણ કે જીવ અથવા પ્રકૃતિ પરમ ગતિ કહેવાય નહિ. તેમજ જીવ અથવા પ્રકૃતિને પ્રાપ્ત કરી પુનઃ જન્મ ન થાય એમ પણ કહી શકાય નહિ. ૨૧.

આ અક્ષરની પ્રાપ્તિ કરવા ઉપર પ્રમાણે સાધન આવશ્યક છે, પરંતુ મારી પ્રાપ્તિ માત્ર અહેતુકી ભકિતથીજ થાય છે એમ કહે છે:—

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥

પરંતુ હે પાર્થ! અનન્ય ભકિતથી લભ્ય પુરૂષ પર છે. તેની અંદર ભૂતો રહેલા છે. તેનાથી આ સર્વ વ્યાપેલું છે. ૨૨.

તે અક્ષર જેનું ધામ છે તે પર પુરૂષ અનન્ય ભકિતથી પ્રાપ્ય છે તેથી જ્ઞાનીઓને માત્ર અક્ષરની જ પ્રાપ્તિ થાય છે, પણ પર પુરૂષની પ્રાપ્તિ થતી નથી. માત્ર અનન્ય ભકતોને જ પર પુરૂષની

પ્રાપ્તિ થાય છે. આ પરપુરુષનું લક્ષણ કહે છે કે તે પરપુરુષની અંદર સર્વ ભૂતો રહેલાં છે. અક્ષર સહિત સર્વ ભૂતો તેની અંદર રહેલાં છે. આ મૂર્તલક્ષણ પ્રસંગમાં સિદ્ધ થએલું છે. વળી તે પરપુરુષથી આ સર્વ વ્યાપી રહેલું છે. હું તે પરપુરુષ છું. પરિચ્છિન્ન દેખાઉં છું છતાં આ સર્વ વ્યાપી રહેલો છું તે દામોદર લીલાથી સિદ્ધ થએલું છે. ૨૨.

**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।**

**प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥**

**હે ભરતર્ષભ ! જે કાલમાં પ્રયાણ કરનાર યોગીઓ અનાવૃત્તિ તથા આવૃત્તિ પામે છે તે કાલ કહું છું. ૨૩.**

ક્યારે ક્યા માર્ગે જનાર યોગીઓને પુનર્જન્મ થતો નથી, અને ક્યારે ક્યા માર્ગે જનાર યોગીઓને પુનર્જન્મ થાય છે તે કહે છે. જે કાલમાં પ્રયાણ કરનાર એટલે પ્રાણ ત્યાગ કરનાર યોગીઓ અનાવૃત્તિ પામે છે એટલે પુનર્જન્મથી મુક્ત થાય છે, અને જે કાલમાં પ્રાણ ત્યાગ કરનાર યોગીઓ આવૃત્તિ પામે છે એટલે પુનર્જન્મ પામે છે તે કહું છું. અહીં કાલ શબ્દથી (૧) સમય તેમજ (૨) દિવસથી આરંભી સંવત્સર સુધીના કાલના અભિમાની દેવતાઓ જે માર્ગે જીવને લઈ જાય છે તે માર્ગ સમજવાના છે. ૨૩.

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**

**तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥**

**અગ્નિ, જ્યોતિઃ, દિવસ, શુકલપક્ષ અને ઉત્તરાયણના છ માસમાં પ્રયાણ કરનાર બ્રહ્મ જાણનાર લોકો બ્રહ્મ પામે છે. ૨૪.**

આ સમયે પ્રયાણ કરનાર નિષ્કામ કર્મ કરનાર બ્રહ્મ જાણનાર યોગીઓને અક્ષરબ્રહ્મની ક્રમમુક્તિ પ્રકારથી પ્રાપ્ત થાય છે. ૨૪.

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥

ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, અને દક્ષિણાયનના ૭ માસમાં (પ્રયાણ કરનાર) યોગી ચંદ્રમાની જ્યોતિ પ્રાપ્ત કરી પાછો ફરે છે. ૨૫.

આ સમયે પ્રયાણ કરનાર સકામ કર્મ કરનાર યોગી ચંદ્રલોકમાં સુખ ભોગવી પુનઃ જન્મે છે. તેથી ભગવાનને અર્પણ કરી નિષ્કામતાથી કર્મ કરનારને ભગવાનની સાત્ત્વિક ઉપાસનાથી સાત્ત્વિક ક્રમમુક્તિ થાય છે. કામ્ય કર્મ કરનારને ચંદ્રલોકની પ્રાપ્તિ થાય છે. ત્યાં સુખ ભોગવી પુનઃ તેની આવૃત્તિ થાય છે; અને નિષિદ્ધ કર્મ કરનારને નરકની પ્રાપ્તિ થાય છે ત્યાં દુઃખ ભોગવી પુનઃ તેની આવૃત્તિ થાય છે; અને ક્ષુદ્ર કર્મ કરનાર જંતુઓનો અહીંજ પુનઃ પુનઃ જન્મ થયા કરે છે. ૨૫.

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययावर्तते पुनः ॥ २६ ॥

જગતની આ શુકલ અને કૃષ્ણ ગતિઓ શાશ્વત મનાએલી છે. એકથી અનાવૃત્તિ પામે છે અને અન્યથી પુનઃ આવર્તન થાય છે. ૨૬.

ઉભય માર્ગનો ઉપસંહાર કરે છે. જગતની આ શુક્લ અને કૃષ્ણ ગતિ નિત્ય છે. શુક્લ માર્ગથી અનાવૃત્તિ પ્રાપ્ત થાય છે અને કૃષ્ણ માર્ગથી પુનઃ આવૃત્તિ થાય છે. ૨૬.

नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

હે પાર્થ! આ બે માર્ગને જાણનાર કોઈ પણ યોગીને મોહ થતો નથી. તેથી હે અર્જુન! સર્વ કાલમાં યોગયુક્ત થા. ૨૭.

આ બે માર્ગના જ્ઞાનનું ફળ કહી યોગનો ઉપદેશ કરે છે. માત્ર પ્રયાણ કાલેજ યોગ ધારણ નહિ કરતાં સદા યોગ કરવો, કારણકે યોગની નિત્ય અપેક્ષા છે. ૨૭.

वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८ ॥

વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં, અને દાનોમાં પુણ્યનું જે ફળ કહેલું છે તે સર્વનું, આ જાણી યોગી અતિક્રમણ કરે છે અને પર આદ્ય સ્થાન પામે છે. ૨૮.

વેદો વગેરેમાં જે પુણ્યનું ઐહિક અથવા પારલૌકિક ફળ કહેલું છે તેનું યોગી આ અધ્યાયમાં કરેલા ઉપદેશને જાણી અતિક્રમણ કરે છે અર્થાત્ તે ફળથી અધિક ફળ તેને પ્રાપ્ત થવાથી તેની તે ઇચ્છા કરતો નથી, અને આ અધ્યાયમાં આઠ પ્રશ્નનો નિર્ણય કરી જે કહેલું છે તેનું જ્ઞાન પ્રાપ્ત થવાથી તે આદ્ય એટલે જગતના મૂલભૂત પર સ્થાન ભગવદ્ધામને પ્રાપ્ત કરે છે. ૨૮.

॥ इत्यष्टमोऽध्यायः ॥

# ॥ अथ नवमोऽध्यायः ॥

મહાપતિતને પણ પાવન કરનાર ભગવાન આ નવમા અધ્યાયમાં ઉત્તમ ભક્તિ જેમાં રહેલી છે એવું પોતાના અક્ષરના ઐશ્વર્યનું જ્ઞાન, વિજ્ઞાનસહિત કહે છે. આઠમા અધ્યાયમાં ભગવાને પોતાનો મહિમા કહ્યો તથા પોતે સર્વથી ઉત્તમ છે એમ કહી યોગ નિષ્પન્ન જ્ઞાનીને પણ માત્ર ભક્તિથીજ પોતાની પ્રાપ્તિ થાય છે એમ સૂચવેલું છે. હવે આ નવમા અધ્યાયમાં પોતાના અક્ષરના ઐશ્વર્યના મહિમાના જ્ઞાનદ્વારા પોતાની ભક્તિનું અસાધારણ માહાત્મ્ય તથા મહાપતિતને પણ પાવન કરવાની શક્તિ જણાવે છે.

**श्रीभगवानुवाच ।—**

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वामोक्ष्यसेऽशुभात् ॥१॥**

**પરંતુ અસૂયારહિત તને આ અત્યંત ગુહ્ય જ્ઞાન વિજ્ઞાનસહિત કહીશ. તે જાણી તું અશુભથી મુક્ત થઇશ. ૧.**

આઠમા અધ્યાયમાં જે જ્ઞાન કહ્યું તેથી આ જ્ઞાન ભિન્ન છે એમ દર્શાવવા 'તુ' 'પરંતુ' શબ્દ યોજેલો છે. આઠમા અધ્યાયમાં કહેલું જ્ઞાન ચાર પ્રકારના ઉપાસકોનો ભેદ જણાવનાર હતું, પરંતુ આ અત્યંત ગુહ્ય જ્ઞાન ભજનીય ભગવાનની ભક્તિનું માહાત્મ્ય દર્શાવનાર છે. તું અસૂયારહિત છે તેથી મારા અપરિમિત ગુણોનું માહાત્મ્ય સાંભળી 'એમજ સંભવે છે' એમ માને છે તેથી તને

આ મારા માહાત્મ્યનું જ્ઞાન વિજ્ઞાનસહિત અર્થાત્ મારી ભક્તિના વિશેષ જ્ઞાનસહિત કહીશ. તે સાંભળી તું અશુભ અથવા મોહમાંથી મુક્ત થઈશ. ૧.

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥**

**આ રાજવિદ્યા છે, રાજગુહ્ય છે, પવિત્ર છે, ઉત્તમ છે. વિષયને પ્રત્યક્ષ કરાવનાર છે, ધર્મ્ય છે, સુખથી સધાય તેવું અને અવ્યય છે. ૨.**

આ જ્ઞાન રાજવિદ્યા અર્થાત્ વિદ્યાઓનો રાજા એટલે વિદ્યાઓમાં ઉત્તમ છે. રાજગુહ્ય અર્થાત્ ગુહ્યનો રાજા એટલે ગુહ્યતમ છે. અથવા આ જ્ઞાન વિદ્યાઓનો રાજા એટલે ઉત્તમ વિદ્યા અને અત્યંત ગોપ્ય છે. પવિત્ર અર્થાત્ પરમ પાવન કરનાર છે. સર્વથી ઉત્તમ છે. પોતાનો અવગમ એટલે વિષય જેનાથી પ્રત્યક્ષ થાય તેવું અર્થાત્ તેના વિષય ભગવાનને પ્રત્યક્ષ કરાવનાર છે. વળી ધર્મ્ય અથવા ધર્મ ઉત્પન્ન કરનાર છે. સુખથી સાધી શકાય તેવું અને અવ્યય એટલે અવિનાશી છે. ૨.

**अश्रद्दधाः पुरुषा धर्मस्यास्य परंतप ।**
**अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥**

**હે પરંતપ! આ ધર્મમાં શ્રદ્ધા નહિ રાખનાર પુરુષો મને પ્રાપ્ત કર્યા વિના મૃત્યુરૂપ સંસારના માર્ગમાં નિરંતર ભટકે છે. ૩.**

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥**

**મેં અવ્યક્ત સ્વરૂપથી આ સર્વ જગત્ વ્યાપેલું છે. સર્વભૂતો મારામાં રહેલાં છે. પણ હું તેઓમાં રહેલો નથી. ૪.**

આ પ્રમાણે જ્ઞાનની સ્તુતિ કરી અર્જુનને તેનું શ્રવણ કરવા તત્પર કરી પ્રથમ પોતાના માહાત્મ્યનો બોધ કરે છે. અવ્યક્ત એટલે અધ્યાત્મ સ્વરૂપ અક્ષર. આ અક્ષરમૂર્તિથી મેં જડ તથા ચેતનાત્મક આ સર્વ પ્રાકૃત જગત વ્યાપેલું છે. તેથી સર્વભૂતો પંચમહાભૂતો તથા પ્રાણિમાત્ર મારામાં રહેલા છે. એટલે તેઓનું ઉપાદાન સર્વનું અંતર્યામિ મારૂં અક્ષરસ્વરૂપજ છે તેમાં તેઓ રહેલાં છે. અથવા તેઓ મારામાં રહેલા છે એટલે તેઓની સ્થિતિ મને અધીન છે. પરંતુ હું તેઓમાં રહેલો નથી અર્થાત્ મારી સ્થિતિ તેઓને અધીન નથી. ૪.

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥**

**વળી ભૂતો મારામાં રહેલા નથી. મારો ઈશ્વરનો યોગ જો. મારો આત્મા ભૂતોને ધારણ કરે છે તથા ભૂતોનો ઉદ્ભવ કરે છે છતાં ભૂતોમાં રહેલો નથી. ૫.**

અખિલ ધર્મોના આશ્રય, મૂલભૂત, ક્ષર અને અક્ષરથી પણ અતીત, ભગવાન આ શ્લોકમાં પોતાનો ઐશ્વર મહિમા કહે છે. ગયા શ્લોકમાં "સર્વ ભૂતો મારામાં રહેલા છે," એમ કહેલું છે છતાં જેમ ઘટમાં રહેલા જલથી ઘટ લેપાય છે તેમાં તે ભૂતોથી હું લેપાતો

નથી એમ જણાવવા ભૂતો મારામાં નથી એમ કહે છે. આ પ્રમાણે ભૂતોથી હું લેપાતો નથી છતાં મારી આધારશક્તિથીજ ભૂતોની સ્થિતિ છે, અન્યથા તેઓની સ્થિતિ પણ સંભવતી નથી એ મારો ઐશ્વર અથવા ઈશ્વરનો યોગપ્રભાવ જો. માત્ર મારો મનોમય સંકલ્પજ સર્વ કરવા શક્તિમાન્ છે એ મારો અલૌકિક અચિંત્ય પ્રભાવ છે. મારો આત્મા સર્વભૂતોને ધારણ કરનાર છે તથા તેઓનો ઉદ્ભવ કરનાર છે છતાં તે ભૂતોમાં નથી, તે ભૂતોનો સજાતીય નથી, પરંતુ ભૂમિ વગેરે ભૂતોની અંદર રહી તેઓનું પાલન કરનાર છે અને તેઓનો ઉદ્ભવ પણ કરે છે. ૫.

**यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥**

જેમ સર્વત્ર જનાર મહાન્ વાયુ નિત્ય આકાશમાં રહેલો છે તેમ સર્વ ભૂતો મારામાં રહેલા છે એમ સમજ. ૬.

સંશ્લેષ વિના પણ આધાર અને આધેય હોઈ શકે છે, એમ દૃષ્ટાંત આપે છે. સર્વત્ર જનાર મહાન્ વાયુ નિત્ય આકાશમાં રહેલો છે. આકાશ વાયુનો આધાર છે, કારણ કે અવકાશ વિના વાયુ રહે ક્યાં ? તેથી અવકાશ અથવા આકાશ વાયુનો આધાર છે, અને વાયુ આધેય છે છતાં તેઓમાં સંશ્લેષ નથી, કારણકે આકાશ અવયવરહિત હોવાથી તેનો સંશ્લેષ શી રીતે થઈ શકે ? તેથી જેમ વાયુ આકાશમાં રહેલો છે તે પ્રમાણે સર્વ ભૂતો પણ મારામાં રહેલા છે, હું સર્વ ભૂતોનો આધાર છું, છતાં સંશ્લેષ નહિ હોવાથી હું ભૂતોથી લેપાતો નથી એમ સમજ. આકાશ વગેરે સર્વ મહા-

ભૂતોનો પણ હું આધાર છું. હુંજ તેઓને મારા અક્ષરસ્વરૂપથી ધારણ કરૂં છું. શ્રુતિ પણ કહે છે કે "હે ગાર્ગિ! આ અક્ષર-નાજ પ્રશાસનમાં આકાશ અને પૃથિવી, સૂર્ય અને ચંદ્ર ધારણ કરેલાં રહે છે." વગેરે. ૬.

**सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥**

હે કૌન્તેય! કલ્પના અંતે સર્વભૂતો મારી પ્રકૃતિમાં લય પામે છે. કલ્પના આરંભમાં હું પુનઃ તેઓને સરજું છું. ૭.

એ પ્રમાણે સંગ અથવા સંશ્લેષ વિના પોતાની યોગૈશ્વર્ય શક્તિ અથવા માયાથી ભગવાન્ સર્વભૂતોનો ઉદ્‌ભવ કરે છે તથા તેઓને ધારણ કરે છે એમ કહ્યું. હવે સર્ગ તથા પ્રલય પણ પોતેજ કરે છે એમ કહે છે. કલ્પના અંતે અર્થાત્ બ્રહ્માનાં ૧૦૦ વર્ષ પુરાં થાય ત્યારે આકાશ વગેરે સર્વ ભૂતો મારી ક્રિયાશક્તિના અંશરૂપ ત્રિગુણાત્મક પ્રકૃતિ જેને શ્રુતિ તમઃ કહે છે તેમાં લય પામે છે. વળી બીજા કલ્પના આરંભમાં હું મારા અક્ષરસ્વરૂપથી પ્રકૃતિ તથા પુરુષદ્વારા તેઓને પુનઃ સરજું છું. ૭.

**प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।**
**भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥**

પ્રકૃતિને આધીન હોવાથી પરવશ થએલા આ સર્વ ભૂતસમૂહને મારી પ્રકૃતિનું અવલંબન કરી હું પુનઃ પુનઃ સરજું છું. ૮.

પ્રકૃતિ મારા સદંશરૂપ છે. તે પોતાના ગુણોથી મોહ ઉત્પન્ન કરતી હોવાથી માયા પણ કહેવાય છે. તે આઠ પ્રકારે પરિણામ પામે છે એમ પાછળ કહેલું છે. તે પ્રકૃતિનું અવલંબન કરી તેમાં લીન થએલા આ સર્વ ભૂતસમૂહને પુરુષરૂપ અક્ષરસ્વરૂપ હું પુનઃ સરજું છું. તેથી આ વિભાગ હું પોતેજ પ્રકૃતિદ્વારા કરૂંછું. આ વિભાગ કરનાર બીજું કોઈ નથી એમ સૂચવેલું છે. ૮.

**न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय ।**
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥**

હે ધનંજય ! તે કર્મોમાં આસક્તિરહિત ઉદાસીન પેઠે રહેલા મને તે કર્મો બંધન કરતાં નથી. ૯.

હું ભૂતોને સરજું છું અને પ્રાણીઓને સુખ દુઃખ વગેરે હોય છે તેથી કોઇને સુખ અને કોઈને દુઃખ હોવાથી પક્ષપાત અથવા વૈષમ્ય અને નિર્દયતા અથવા નૈર્ઘૃણ્ય દોષ પ્રાપ્ત થાય એવી શંકા કરવી નહિ, કારણકે મને આ કર્મમાં આસકિત નથી. આ સર્જન કર્મ મારો અસાધારણ મહિમા દર્શાવે છે, પરંતુ મારી કર્મમાં આ-સકિત નહિ હોવાથી તે મને બંધન કરતાં નથી. જીવોના પોતાના પ્રાકૃત કર્મોથી તેઓ દેવ મનુષ્ય વગેરે થાય છે અને આ પ્રાકૃત કર્મો પ્રતિ પણ હું ઉદાસીન છું તેથી મને કર્મ બંધન કરતાં નથી તેથી મને કોઈ દોષ નથી. ૯.

**मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।**
**हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते ॥ १० ॥**

હું અધ્યક્ષથી પ્રકૃતિ જડચેતન (જગત) સરજે છે. હે કૌન્તેય ! આ હેતુથી જગતનું પરિવર્તન થાય છે. ૧૦

કેવલ પ્રકૃતિ કાંઈ કાર્ય કરી શકતી નથી, કારણ કે તે અચેતન છે. તેથી પુરુષરૂપ હુ અધ્યક્ષ અથવા અધિષ્ઠાતા થાઉં ત્યારે તે ચેતન અને જડરૂપ જગત્ સરજે છે, તેમાં પણ ચેતન જીવોનો પોતાના પૂર્વના કર્મને અનુરૂપ જન્મ થાય છે, અને તેને અનુગુણ પદાર્થો સાથેજ તેઓનો સંબંધ થાય છે. આવી રીતે આ કારણથી એટલે હુ અધ્યક્ષ થવાથી પ્રકૃતિથી વારંવાર જગત્‌નું પરિવર્તન થયા કરે છે. ૧૦.

**अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥ ११ ॥**
**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥**

વ્યર્થ આશાવાળા, વ્યર્થ કર્મવાળા, વ્યર્થ જ્ઞાનવાળા, રાક્ષસી તથા આસુરી મોહિની પ્રકૃતિને પ્રાપ્ત થએલા, ભ્રાંતમનવાળા મૂઢો મારો પર ભાવ નહિ જાણવાથી માનુષ શરીર ધારણ કરેલાની મારી ભૂતોના મહેશ્વરની અવજ્ઞા કરે છે. ૧૧-૧૨.

ભગવાનનો આવો અલૌકિક અચિન્ત્ય મહિમા હોવા છતાં કેટલાક લોકો ભગવાનની અવજ્ઞા કેમ કરે છે તે કહે છે. સર્વ પ્રાણિમાત્રના નિયંતા સર્વજ્ઞ સત્યસંકલ્પ અચિંત્ય મહિમાવાળા, સર્વ જગતનું એકજ કારણ એવા મેં ભગવાને પરમ કૃપાથી સર્વ લોકો મારો આશ્રય કરી શકે તે માટે માનુષ શરીર ધારણ કરેલું હોવાથી મને સાધારણ મનુષ્યો જેવો મૂઢ લોકો માને છે અને મારૂં આનંદમાત્ર-

અચિંત્યમહિમાવાળું સ્વરૂપ જાણતા નહિ હોવાથી મારી અવજ્ઞા કરે છે, કારણકે તેઓ વ્યર્થ આશાવાળા છે. પરમાત્મા ભગવાન વિના માત્ર કર્મજ ફળ આપશે એવી તેઓને વ્યર્થ આશા હોય છે. તેઓ વ્યર્થ કર્મવાળા છે, તેઓનું જ્ઞાન પણ વ્યર્થ છે, તેઓનું જ્ઞાન આસુર હોવાથી વ્યર્થ છે. તેથીજ તેઓનું ચિત્ત પણ વિક્ષિપ્ત હોય છે તેનું કારણ એ છે કે તેઓ રાક્ષસી તથા આસુરી મોહિની પ્રકૃતિને પ્રાપ્ત થએલા છે. રાક્ષસી પ્રકૃતિ માત્ર પોતાના દેહનુંજ પોષણ કરવામાં તેઓને તત્પર રાખે છે, આસુરી પ્રકૃતિ તેઓને અન્ય પ્રાણીઓને ઉપદ્રવ કરવા પ્રેરે છે. મોહિની પ્રકૃતિથી તેઓને મોહ થવાથી મારૂં સ્મરણ થઈ શકતું નથી. તેથીજ માનુષ દેહ ધારણ કરેલા મને સાધારણ મનુષ્ય જાણી તેઓ મારી અવજ્ઞા કરે છે. ૧૧-૧૨.

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥**

પરંતુ હે પાર્થ ! દૈવી પ્રકૃતિનો આશ્રય કરેલા મહાત્માઓ મને ભૂતોના આદિ અને અવ્યય જાણી અનન્ય મનથી ભજે છે. ૧૩.

તેથી ઉલટું મહાત્માઓ મારૂં અનન્ય મનથી ભજન કરે છે: આ દૈવી પ્રકૃતિ એટલે દૈવી સ્વભાવરૂપ પ્રકૃતિનો આશ્રય કરી રહેલા છે, તેથી અનેક જન્મજન્માંતરમાં કરેલાં પુણ્યકર્મના સંચયથી પાપરહિત થઈ અંતિમ જન્મમાં આવેલા હોવાથી તેઓને અહીં 'મહાત્મા' કહેલા છે. તેઓ મારૂં ભજન અનન્ય મનથી કરે છે, પરંતુ કદાપિ મારી અવજ્ઞા કરતા નથી. તેઓ મને સર્વભૂતોનો આદિ એટલે

સર્વનું કારણ જાણીને તથા અવ્યય એટલે અવિકૃત અર્થાત્ વિકાર રહિત માત્ર આનંદનાંજ કર, પાદ, મુખ, ઉદર વગેરે વાળો જાણી ભગવન્માર્ગીય આચાર્યના ઉપદેશ અનુસાર મારૂં પુરુષોત્તમનુંજ ભજન કરે છે, પરંતુ અક્ષર આદિ અન્ય કોઇ સ્થળે મન રાખતા નથી.૫૩.

**सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।**

**नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥**

નિરંતર મારૂં કીર્તન કરતાં, તથા યત્ન કરતાં અને મને નમન કરતાં દૃઢવ્રતવાળા નિત્યયુક્ત થઇ ભક્તિથી મને સેવે છે. ૧૪.

ગયા શ્લોકમાં કહેલા મહાત્માઓ બે પ્રકારના છે. (૧) ભક્તો. (૨) જ્ઞાનીઓ. તેમાં પ્રથમ આ શ્લોકમાં ભક્તોના ભજનનો પ્રકાર કહે છે. ભક્ત મહાત્માઓ નિરંતર મારૂં કીર્તન કર્યા કરે છે અર્થાત્ શ્રીમદ્ભાગવતમાં કહેલા પ્રકાર પ્રમાણે મારા ગુણોનું ગાન કર્યા કરે છે, અને સર્વત્ર મારો ઉત્કર્ષ ગાય છે. વળી તેઓ મારૂં કીર્તન કરવા યત્ન કર્યા કરે છે, અથવા ઇંદ્રિયોનો નિગ્રહ કરવા યત્ન કર્યા કરે છે, અથવા મારા ગુણગાનનું શ્રવણ અને મારૂં અર્ચન કરવા યત્ન કર્યા કરે છે. વળી મોહક શાસ્ત્રોથી પણ પરિભવ ન થાય તેવું દૃઢ તેઓનું આ લોક તથા પરલોક સર્વ મને સમર્પણ કરવાનું વ્રત છે, એટલે આ લોક તથા પરલોક વગેરે કોઇની દરકાર નહિ કરતાં માત્ર મારામાં ચિત્ત રાખવાનો તેઓનો દૃઢ નિશ્ચય હોય છે. પોતાનું દૈન્ય પ્રકટ થાય તેવી રીતે તેઓ મને નમન કરે છે તથા નિત્યયુક્ત એટલે માત્ર મારામાંજ ચિત્ત રાખવામાં તેઓ સદા સાવધાન રહે છે. વળી

તેઓ ભક્તિ અથવા સ્નેહથીજ મારી સેવા કરે છે પરંતુ વિધિ તેવી હોવાથી સેવા કરવી જોઈએ, એમજ માની સેવા કરતા નથી. ૧૪.

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।**
**एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥**

અને બીજાઓ વળી જ્ઞાનયજ્ઞથી યજન કરતા એકપણાથી, પૃથક્પણાથી, અથવા બહુ પ્રકારથી વિશ્વ થઈ રહેલા મારી ઉપાસના કરે છે. ૧૫.

ભક્તોનો ભજન પ્રકાર કહી હવે જ્ઞાનીઓનો પ્રકાર કહે છે. જ્ઞાનયજ્ઞનુ પાછળ અધ્યાય ૪ શ્લોક ૨૪ માં નિરૂપણ કરેલું છે. તેવા જ્ઞાનયજ્ઞથી જ્ઞાનીઓ મારી અક્ષરસ્વરૂપની ઉપાસના કરે છે. તેઓ પણ જુદા જુદા પ્રકારથી મારી ઉપાસના કરે છે. કેટલાક એકપણાથી એટલે અભેદભાવથી અર્થાત્ "તે હું છું" એમ અભેદપણાથી ઉપાસના કરે છે. બીજાઓ પૃથક્પણાથી એટલે ભેદની ભાવનાથી અર્થાત્ 'હું (પ્રભુનો) દાસ છું' એવા ભાવથી ઉપાસના કરે છે. હું વિશ્વરૂપે રહેલો છું તેની બીજાઓ બહુ ભિન્ન ભિન્ન પ્રકારથી એટલે શિવ, શક્તિ, ગણેશ, સૂર્ય વગેરે ભિન્ન ભિન્ન રૂપથી ઉપાસના કરે છે અથવા ઘટ પટ વગેરે ભિન્ન ભિન્ન આકારોથી જગત થઈ રહેલા હોવા છતાં અવિકૃત એટલે વિકાર રહિત રહેલાની મારી વિશ્વ તરીકે રહેવાની એટલે જેના પાણિ અને પાદના અંત સર્વત્ર છે, જેની અક્ષિ, શિરઃ, મુખ સર્વત્ર છે તેની મારી ઉપાસના કરે છે.

**अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।**
**मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥**

હું ક્રતુ છું, હું યજ્ઞ છું, હું સ્વધા છું, હું ઔષધ છું, હુંજ ઘી છું, હું અગ્નિ છું, અને હોમવાનું છું. ૧૬.

જ્ઞાનીઓના પ્રકારમાં જે છેલ્લો પ્રકાર કહ્યો તે બ્રહ્મવાદીઓનો ઉપાસના પ્રકાર છે તેનું વિવરણ ચારે પ્રકારની પુરુષાર્થની સિદ્ધિ થાય તે માટે ચાર શ્લોકથી (૧૬–૧૯) કરે છે. ભગવાન્ શ્રીકૃષ્ણ પોતે સર્વરૂપ છે તેથી સર્વ હું છું એટલુંજ નહિ કહેતાં જુદા જુદા પદાર્થોનાં નામ આપી 'તે હું છું' એમ કહે છે તેનો હેતુ એમ દર્શાવવાનો છે કે જેઓ મારૂં તે રૂપથી ભજન કરે છે તેઓને તે રૂપથી ફલદાન કરનાર હુંજ છું. ક્રતુ એટલે શ્રૌતકર્મોમાં કરવાનો સંકલ્પ હું છું અથવા ક્રતુ એટલે યજ્ઞની અધિષ્ઠાત્રી દેવતા, યજ્ઞનું ફલ આપનાર આધિદૈવિક દેવતા હું છું. અગ્નિહોત્ર વગેરે ધર્મરૂપ યજ્ઞ હું છું. સ્વધા અર્થાત્ પિતૃઓને આપવાનું અન્ન પણ હું છું એટલે પિતૃયજ્ઞરૂપ પણ હું છું. ઔષધ એટલે સર્વ રોગને દૂર કરનાર દવારૂપી અન્ન અથવા વ્રીહિ વગેરે અન્ન પણ હું છું. મંત્ર એટલે ઋગ્ ગાયત્રી વગેરે મંત્ર પણ હું છું. અગ્નિમાં હોમવાનું ઘી પણ હું છું. આહવનીય ભિન્ન ભિન્ન પ્રકારનો અગ્નિ પણ હું છું. હુત એટલે હોમવાનું અન્ન અથવા હોમ પણ હું છું. ૧૬.

**पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।**
**वेद्यं पवित्रमोंकार ऋक्सामयजुरेव च ॥ १७ ॥**

હું આ જગતનો પિતા, માતા, ધાતા, તથા પિતામહ છું, હું વેદ, પાવન કરનાર, ઓંકાર, ઋક, સામ, અને યજુઃ પણ છું. ૧૭.

આ જગતનો પિતા અથવા ઉત્પાદક હું છું. જગતની માતા પણ હું છું. ધાતા એટલે કર્મના ફળને આપનાર પણ હું છું. તેમજ જગતનો પિતામહ અથવા બ્રહ્મા પણ હું છું. વેદ્ય એટલે સર્વ જ્ઞાનનાં સાધનોથી જાણવા યોગ્ય પણ હું છું તેમજ પાવન કરનાર પણ હું છું. હું ઓંકાર એટલે પ્રણવ છું. તેમજ ઋગ્વેદ, સામવેદ, તથા યજુર્વેદ પણ હું છું. 'ચ' 'અને' શબ્દથી આમાં અથર્વવેદનો પણ સમાવેશ થાય છે. ઋગ્વેદના મંત્રો પાદવાળા છે, સામવેદના મંત્રો ગીતવાળા છે અને યજુર્વેદના મંત્રો પાદવાળા નથી તેમ ગીતવાળા પણ નથી. આ સર્વ પ્રકારના વેદ હું છું. ૧૭.

**गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।**
**प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥**

ગતિ, ભર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ, સુહૃત્ પ્રભવ, પ્રલય, નિધાન, અને અવ્યય બીજ હું છું. ૧૮.

ગતિ એટલે મોક્ષ વગેરે ફલરૂપ હું છું. ભર્તા એટલે ભરણ અથવા પોષણ કરનાર, પ્રભુ: એટલે સર્વનો નિયંતા, સાક્ષી એટલે દ્રષ્ટા, નિવાસ એટલે સ્થાન અથવા યાગભૂમિ, શરણ એટલે અભય આપનાર મૃત્યુ વગેરે સર્વ ભયોમાંથી રક્ષણ કરનાર, સુહૃત્ એટલે પ્રાર્થના વિના હિત કરનાર, પ્રભવ એટલે ઉત્પત્તિ કરનાર જગત સરજનાર, પ્રલય એટલે જગતનું લયસ્થાન, સ્થાન એટલે જગતની સ્થિતિ રાખનાર અથવા આધાર, નિધાન એટલે રક્ષક અને અવ્યય બીજ એટલે વિનાશરહિત મૂળ કારણ હું છું. ૧૮.

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

હે અર્જુન ! હું તપું છું, હું વરસાદને ખેંચું છું ને છોડું છું. હું અમૃત છું તેમજ મૃત્યુ છું, સત્ છું અને અસત્ છું. ૧૯.

હે અર્જુન ! હું સૂર્યરૂપે તપું છું ને તેથી વરસાદ માટે જળ ખેંચું છું ને પાછું તેજ જળ છોડી વૃષ્ટિ કરૂં છું. આ વરસાદના જળથી અન્ન વગેરે ઉત્પન્ન થતું હોવાથી સૃષ્ટિનો આધાર હું હોવાથી હું ઉપાસ્ય છું. હું અમૃત એટલે જીવન અથવા જીવાડનાર છું, કારણકે વરસાદથી સર્વ જગતની સ્થિતિ છે તેમજ વરસાદ રોકી રાખવાથી હું મૃત્યુરૂપ પણ છું. તેમજ સત્ એટલે ભાવપદાર્થ અને અસત એટલે અભાવ પણ હું છું. આ સર્વ હું હોવાથી મારી બહુ પ્રકારથી જ્ઞાનીઓ ઉપાસના કરે છે. ૧૯.

એવી રીતે બહુ પ્રકારથી ભગવત્સ્વરૂપનું વર્ણન કર્યું તે નહિ જાણતાં, ભગવત્સ્વરૂપ છે એમ નહિ જાણતાં માત્ર કામનાથી જેઓ યજ્ઞ વગેરે કર્મ કરે છે તેઓ જન્મમરણરૂપ આ સંસારમાં આથડયા કરે છે એમ બે શ્લોકથી ( ૨૦-૨૧ ) કહે છે.

त्रैविद्या मां सोमपाः पूतपापा–
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोक–
मश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥

સોમપાન કરનાર નિષ્પાપ થએલા ત્રયી વિદ્યાના જાણનાર લોકો યજ્ઞોથી મારૂં યજન કરી સ્વર્ગની ગતિ માગે છે. તેઓ પુણ્યશાલી સુરેન્દ્ર લોક પ્રાપ્ત કરી સ્વર્ગમાં દિવ્ય દેવોના ભોગો ભોગવે છે. ૨૦.

ત્રણ ગુણાત્મક ત્રણ વેદોમાં પ્રવીણ થએલા અને તેથી ત્રિગુણાત્મક કર્મ કરાવનાર સોમપાન કરનાર અને સોમપાન યજ્ઞકરણ વિગેરેથી નિષ્પાપ થએલા પુરુષો યજ્ઞોમાં તે તે દેવતાઓનું યજન કરે છે, અને સ્વર્ગાદિ ફલ માટે પ્રાર્થના કરે છે. જો કે યજ્ઞાદિમાં સર્વત્ર હુંજ રહેલો છું તે નહિ જાણવાથી તેઓ જુદા જુદા દેવતાઓનું યજન કરે છે, પરંતુ વસ્તુતઃ ત્યાં હુંજ રહેલો હોવાથી અહીં 'મારૂં' યજન કરે છે એમ કહેલું છે. તેઓ પુણ્યશાળી સુરેન્દ્રલોક પ્રાપ્ત કરી ત્યાં સ્વર્ગમાં દિવ્ય દેવોના ભોગો ભોગવે છે. ૨૦.

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते ॥ २१ ॥

તેઓ તે વિશાલ સ્વર્ગલોકનો ભોગ કરી પુણ્ય ક્ષીણ થતાં મર્ત્યલોકમાં આવે છે. આવી રીતે ત્રયીધર્મને વળગનાર કામોની ઇચ્છાવાળાઓને જન્મમરણ પ્રાપ્ત થયા કરે છે. ૨૧

ઉપર કહેલા કામની ઇચ્છાવાળા ત્રયીધર્મને અનુસરનાર લોકો સ્વર્ગ પ્રાપ્ત થતાં સ્વર્ગના વિશાલ ભોગો ભોગવે છે અને ભોગો

ભોગવવાથી તેઓનું પુણ્ય ક્ષીણ થતાં તેઓ પુનઃ આ મર્ત્યલોકમાં અવતરે છે. આ પ્રમાણે તેઓનાં જન્મમરણ થયાં જ કરે છે. આ જન્મમરણરૂપી અધમ તૃતીય ગુણપ્રવાહ માર્ગ કહેલો છે. આ માર્ગમાં રહેલા જીવોનો ભગવાન કોઈ પણ સ્વરૂપથી અંગીકાર કરતા નથી, પરંતુ તેઓને ભગવાનનું ભાન નહિ થતાં તેઓ સદા માયામાં જ રહે છે. ૨૧.

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥**

જે અનન્ય લોકો મારૂ ચિંતન કરતાં મારૂં સર્વ પ્રકારે ભજન કરે છે તે નિત્ય અભિયુક્તના યોગ અને ક્ષેમ હું જાળવું છું. ૨૨.

એ પ્રમાણે અન્ય માર્ગની વાત કહી હવે પોતાના ભક્તોનો વૃત્તાંત કહે છે. ભક્તિના મુખ્ય બે પ્રકાર છે. (૧) મર્યાદાભક્તિ (૨) પુષ્ટિભક્તિ. જે દૈવી જીવોનો પ્રભુએ મર્યાદા માર્ગમાં અંગીકાર કરેલો છે તેઓને ક્રમે ક્રમે સાધનદ્વારા ભગવાનની પ્રાપ્તિ થાય છે. જે દૈવી જીવોનો ભગવાને પુષ્ટિભક્તિમાર્ગમાં અંગીકાર કરેલો છે તેઓને સાધનની કાંઈ પણ અપેક્ષા નથી, અને માત્ર ભગવાનના અનુગ્રહથીજ ભગવાનની પ્રાપ્તિ થાય છે. કયા જીવનો કયા માર્ગમાં અંગીકાર કરવો એ ભગવાનની ઇચ્છાનેજ અધીન છે. ભગવાન સ્વતંત્ર છે તેથી કયા જીવનો કયા માર્ગમાં અંગીકાર કરવો તે વિષયમાં પોતાની ઇચ્છા સિવાય કોઈ નિયામક સંભવતોજ નથી. તેથી જ્યાં જ્યાં સાધન કરવાનાં કહેલાં હોય તે વાક્યો મર્યાદામાર્ગ-

ને ઉદ્દેશી યોજેલાં છે, કારણ કે જે જીવોનો એ માર્ગમાં અંગીકાર થએલો છે તેઓની તેવીજ પ્રવૃત્તિ થવાની અને ફલ પણ તે માર્ગનુંજ તેઓને પ્રાપ્ત થવાનું. જેઓનો પુષ્ટિમાર્ગમાં અંગીકાર થએલો છે તેઓને જ્ઞાન વગેરે સાધન વિનાજ ભક્તિ પ્રાપ્ત થાય છે.

જે મારા સિવાય અન્ય દેવની, અન્ય ફલની, અથવા અન્ય માર્ગની ભાવના પણ રાખતા નથી તેવા અનન્ય લોકો મારૂં પુરુષોત્તમનુંજ ચિંતન કરતાં મેં કહેલા પ્રકારથી મારી સેવા કરે છે તેવા નિત્ય અભિયુક્ત એટલે મારી સાથે નિત્ય સંબંધવાળા લોકોના યોગ અને ક્ષેમ હું જાળવું છું. યોગ એટલે ભગવાનની સેવામાં ઉપયોગી ધન, ધાન્ય, વસ્ત્ર વગેરે પદાર્થોની આ લોકમાં પ્રાપ્તિ. ક્ષેમ એટલે આત્યંતિક શ્રેયઃ અથવા મોક્ષ. આવા ભક્તોને હું સેવોપયોગી સર્વ પદાર્થોની આ લોકમાં પ્રાપ્તિ કરાવું છું અને પરલોકમાં મોક્ષ આપું છું. ૨૨.

**ये ऽप्यन्य देवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।**
**ते ऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥ २३ ॥**

વળી હે કૌંતેય ! જે અન્ય દેવતાઓના ભક્તો શ્રદ્ધાપૂર્વક તેઓનું યજન કરે છે તેઓ પણ અવિધિપૂર્વક મારૂંજ યજન કરે છે. ૨૩

બ્રહ્મવાદ પ્રમાણે સર્વ ભગવાન હોવાથી, જે લોકો ઇંદ્ર, રવિ વગેરે દેવોનું યજન કરે છે તેઓ પણ વસ્તુતઃ ભગવાનનું જ યજન કરે છે છતાં તેઓને ભગવાનની ભક્તિનું ફલ કેમ પ્રાપ્ત થતું નથી એવી શંકા થાય તે દૂર કરે છે. હે કૌંતેય ! મારા સિવાય રવિ વગેરે અન્ય દેવોનું જેઓ શ્રદ્ધાપૂર્વક યજન કરે છે તેઓ પણ વસ્તુતઃ મારૂંજ

યજન કરે છે, પરંતુ તેઓ અવિધિપૂર્વક માઝું યજન કરે છે. વેદોમાં જ્યાં જ્યાં અન્ય દેવનું યજન કરવાનું કહેલું છે ત્યાં ત્યાં તેઓના આત્મા ભગવાન એટલે હું છું એવા જ્ઞાનપૂર્વક તેઓનું યજન કરવાનું કહેલું છે. તેથી એવા જ્ઞાનપૂર્વક તેઓ યજન કરતા નહિ હોવાથી તેઓ અવિધિપૂર્વક અર્થાત્ વિધિ વિના માઝું યજન કરે છે. તેથી તેઓને ભગવત્પ્રાપ્તિ થતી નથી, પરંતુ તેઓના જન્મમરણુજ થયા કરે છે. ૨૩

**अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।**
**न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥ २४ ॥**

કારણુ કે સર્વયજ્ઞોનો ભોક્તા અને પ્રભુ હુંજ છું. તેઓ મને તત્ત્વથી જાણુતા નથી તેથી તેઓનો પાત થાય છે.૨૪

ગયા શ્લોકમાં કહેલા અર્થનુંજ વિસ્તારથી નિરૂપણુ કરે છે. સર્વયજ્ઞોનો ભોક્તા અને પ્રભુ એટલે યજ્ઞફલનું દાન કરનાર તેમજ યજ્ઞરૂપ યજ્ઞોના સાધનરૂપ હુંજ છું. પરંતુ તેઓને માઝું યથાર્થ જ્ઞાન નથી તેથી તેઓ એ સર્વ હું જ છું, અથવા એ સર્વનો આત્મા હું છું અને તેઓ માત્ર મારા અંગભૂત છે એમ જાણુતા નથી, તેથી મારા યથાર્થ જ્ઞાન વિના તેઓ અવિધિપૂર્વક યજન કરતા હોવાથી સુકૃતનું ફલ ભોગવી પુનઃ અવતરે છે તેથી તેઓ પણુ વસ્તુતઃ માઝુંજ યજન કરતા હોવા છતાં તેઓનો ભાવ ભિન્ન પ્રકારનો હોવાથી તેઓને મારા ભક્તોના જેવું ફલ પ્રાપ્ત થતું નથી, અર્થાત્ જેનો જેવો ભાવ તેવું તેને ફલ પ્રાપ્ત થાય છે. ભાવમાં ભેદ હોવાથીજ ફલ પણુ ભિન્ન પ્રાપ્ત થાય છે. ૨૪

**यान्ति देवव्रता देवान्पितॄन्यान्ति पितृव्रताः ।**
**भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपिमाम् ॥ २६ ॥**

દેવોનું વ્રત કરનારા દેવોને પામે છે, પિતૃઓનું વ્રત કરનારા પિતૃઓને પામે છે, ભૂતોનું યજન કરનાર ભૂતોને પામે છે અને મારૂં યજન કરનાર મને પામે છે. ૨૫.

વ્રત એટલે સંકલ્પ અથવા માનસિક કર્મ તેનેજ ભાવ પણ કહે છે. જેઓ દર્શ પૂર્ણ માસ વગેરે કર્મ કરતાં 'ઇંદ્ર દેવનું યજન કરીએ છીએ' એવો સંકલ્પ કરે છે તેઓ ઇંદ્રને પામે છે. એ પ્રમાણે જે જે દેવનો સંકલ્પ કરીને કર્મ કરે છે તે તે દેવને પામેછે. પિતૃઓનો સંકલ્પ કરનારને પિતૃની પ્રાપ્તિ થાય છે. તેવી જ રીતે યક્ષ, રાક્ષસ, પિશાચ વિગેરે ભૂતોનો સંકલ્પ કરી કર્મ કરનારને ભૂતોની પ્રાપ્તિ થાય છે. અને મારો પરમાત્મા શ્રીવાસુદેવનો સંકલ્પ કરી કર્મ કરનારને મારી પ્રાપ્તિ થાયછે. તેથી જેવો ભાવ તેવું ફલ પ્રાપ્ત થાય છે એ યોગ્યજ છે. ૨૫.

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥**

જે મને ભક્તિથી પત્ર, પુષ્પ, ફલ, અને જલ અર્પે છે તે પ્રયતાત્માવાળાનું ભક્તિથી અર્પેલું હું આરોગું છું. ૨૬.

ભક્તોને ભગવત્પ્રાપ્તિ કેવી રીતે થાય છે તે કહી એ ભગવાનની ભક્તિ સર્વથી ઉત્તમ છે તથા તેમાં શ્રમ પણ નથી એમ કહે છે. ક્ષુદ્ર દેવતાઓની પેઠે બહુ ઉપચાર અને મોટા આડંબરથી પૂજા કરવાથી મને સંતોષ થતો નથી, પરંતુ પ્રયતાત્માવાળા એટલે મારી

સાથે સંબંધવાળા અથવા મને જેણે સર્વસ્વ નિવેદન કરેલું છે તેવા ભક્ત પત્ર, પુષ્પ, ફૂલ, અને જલ જે કાંઈ મને અર્પણ કરે તે તેણે ભક્તિથી અર્પેલું હું આરોગું છું. જેમ વિદુરને ત્યાં ભાજી મેં આરોગી હતી તેવી રીતે પત્ર, પુષ્પ વગેરે ભક્તિથી મને અર્પણ થાય તેથી હું પ્રસન્ન થાઉં છું ૨૬.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

હે કૌન્તેય ! તું જે કરે છે, જે ભોગ કરે છે, જે હોમે છે, જે દાન કરે છે, અને જે તપ કરે છે તે મને અર્પણ કર. ૨૭.

લૌકિક, વૈદિક, નિત્ય, નૈમિત્તિક જે કાંઈ કર્મ તું કરે છે તે મને અર્પણ કરવાથી કર્મના બંધથી મુક્ત થઈ તું મને પ્રાપ્ત કરીશ એમ બે શ્લોકથી ( ૨૭–૨૮ ) કહે છે. હે કૌન્તેય તું જે ધનસંચય વગેરે કરે છે, તું અન્ન વગેરેનો જે ભોગ કરે છે, જે હોમ, દાન અથવા તપ કરે છે તે સર્વ કર્મ મને અર્પણ કર. આમ કરવાથી તું સર્વ દોષથી મુક્ત થઇશ. સિદ્ધાન્ત રહસ્યમાં શ્રીમદાચાર્યચરણે આ ઉપદેશ કરેલો છે. ૨૭.

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

એવી રીતે સંન્યાસ તથા યોગથી યુક્ત અંતઃકરણવાળો થઈ કર્મના બંધન શુભ અને અશુભ ફલથી તું મુક્ત થઇશ, અને મુક્ત થએલો મને પામીશ. ૨૮.

એવી રીતે સર્વ કર્મ મને અર્પણ કરવાથી તને સંન્યાસ તથા યોગ પ્રાપ્ત થશે. ભગવાનનું ભજન સારી રીતે થઈ શકે તે માટે ભજનના વિરોધી સર્વ પદાર્થનો ત્યાગ તે સંન્યાસ. અથવા સર્વ કર્મ ભગવાનને સમર્પણ કરવાં તે સંન્યાસ. ભક્તિરૂપ યોગ. આ સંન્યાસ તથા યોગથી યુક્ત અંતઃકરણવાળો થઈ કર્મના બંધન શુભ અથવા અશુભ કર્મના ફલથી મુકત થઈશ, અને એવી રીતે કર્મ-બંધનથી મુક્ત થએલા તું સંસારના બંધનથી લિપ્ત નહિ થતાં મને પુરૂષોત્તમને પ્રાપ્ત કરીશ અર્થાત્ સેવોપયોગી દેહ ધારણ કરી વ્યાપિ-વૈકુંઠમાં મારી સમીપમાં રહીશ. ૨૮.

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः**
**ये भजन्ति तु मां भक्त्यां मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥**

હું સર્વભૂતોમાં સમ છું, મારે કોઇ દ્વેષ્ય નથી, કોઈ પ્રિય નથી. પરંતુ જેઓ મને ભક્તિથી ભજે છે તેઓ મારામાં છે અને હું તેઓમાં છું. ૨૯.

આપના ભકતોનેજ આપ મુકિતનું દાન કરો છો અને બીજાઓને મુકિતનું દાન કરતા નથી તો આપનામાં પણ વૈષમ્ય એટલે પક્ષપાતરૂપ દોષ થયોજ એવી શંકા થાય તે દૂર કરે છે. નીચ ઉચ્ચ અથવા સર્વે ભૂતો મને સમાન છે, મારે કોઈ દ્વેષ્ય નથી તેમજ કોઈ મને પ્રિય નથી. છતાં જેઓ ભકિતથી મારૂં ભજન કરે છે તેઓ મારામાં છે અર્થાત્ હું તેઓનો આધાર છું, અને હું પણ તેઓમાં છું અર્થાત્ હું પણ તેઓને અધીન છું. આ ભક્તિનું વિશેષ માહાત્મ્ય છે કે મને સર્વનિયંતા પરમેશ્વરને પણ અસ્વતંત્ર જેવો બનાવે છે. ભગવાન પોતે શ્રીમદ્ભાગવતમાં કહે છે કે "હે દ્વિજ હું

અસ્વતંત્ર હોઉં તેમ ભક્તોને પરાધીન છું. સારી સ્ત્રીઓ જેમ સારા પતિને વશ કરે છે તેમ ભક્તો મને ભક્તિથી વશ કરે છે." હું ભક્તોને વશ થઈ તેઓને મુક્તિનું દાન કરૂં તેમાં વૈષમ્યદોષ નથી. જેમ કલ્પતરુ તેનો આશ્રય કરનાર પ્રાણિમાત્રને તેઓના ઇચ્છેલા પદાર્થ આપે છે, પરંતુ તેનો આશ્રય ન કરે તેઓને કાંઈ આપતું નથી તેમાં તેને વૈષમ્યદોષ નથી તેમજ જેઓ મારો આશ્રય કરી મારી ભક્તિ કરે છે તેઓને હું મુક્તિનું દાન કરૂં અને મારી ભક્તિ ન કરે તેઓને મુક્તિનું દાન ન કરૂં તેમાં કાંઈ પણ વૈષમ્ય નથી. આ સર્વ જગત અને ભૂતો મેં મારી ક્રીડા માટે રચેલાં છે. જેઓ મારી ક્રીડારૂપ પ્રયોજન જાણતા નથી, પાપ કર્મ કરે છે, અને મારામાં વૈષમ્ય વગેરે દોષ જુએ છે તેઓ (મને સર્વ પ્રાણીઓ સમાન હોવા છતાં) પોતાનાજ દોષથી બંધન પામે છે, અને જેઓ મારૂં ક્રીડારૂપ પ્રયોજન જાણી ભક્તિ અથવા સ્નેહથી મારૂં ભજન કરે છે તેઓનું હું સદા રક્ષણ કરૂં છું તેમાં મને કાંઈ વૈષમ્યદોષ નથી. ૨૯.

**अपि चेत्सुदुराचारो भजते मामनन्य भाक् ।**
**साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥**

જો અત્યંત દુષ્ટ આચારવાળો પણ મને અનન્યતાથી ભજે તો તેને સારોજ માનવો, કારણકે તે સારા નિશ્ચયવાળો છે. ૩૦

મારી ભક્તિ પ્રાપ્ત કરવા અમુક અધિકાર હોવોજ જોઈએ એવું કાંઈ નથી અર્થાત્ મહાપતિતને પણ મારી ભક્તિ પાવન કરે છે. અત્યંત દુષ્ટ આચારવાળો માણસ પણ જો મને અનન્યતાથી ભજે, અર્થાત્ મને એકલાનેજ ભજે અને મારા સિવાય અન્ય કોઈ દેવનું

ભજન અથવા સેવા અથવા આશ્રય કરે નહિ તો તે મારો વૈષ્ણવોનો અગ્રણીજ માનવો. શ્રીમદ્ભાગવતમાં પણ ભગવાન કહે છે કે "બાર સદ્‌ગુણ યુકત બ્રાહ્મણ ભગવાનનીભક્તિથી વિમુખ હોય તે કરતાં ભગવાનને મન, વચન, કર્મ, અર્થ, અને પ્રાણ જેણે અર્પણ કરેલા છે તેવો ચાંડાલ પણ ઉત્તમ છે." આમ હોવાનું પ્રયોજન એ છે કે એ દુરાચારી હોવા છતાં સારા નિશ્ચયવાળો છે, તેણે મારી અનન્ય ભકિત કરવાનો કરેલો નિશ્ચય ઉત્તમ છે.

આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે વિષય વગેરે મહાપાપ નિરંતર કર્યા કરનાર જે માણસ તેવા પાપની નિવૃત્તિ માટે અન્ય દેવનું ભજન અથવા પ્રાયશ્ચિત વગેરે ઉપાયો બરાબર નથી એમ જાણે છે, અન્ય કોઈ દેવનું ભજન કરતો નથી, અને વિષય વગેરે પાપી આચરણનો ત્યાગ કરવા શકિતમાન્ નથી, પરંતુ તેનો ત્યાગ કરવાની ઇચ્છા રાખે છે અને તેથી પોતાના દૈન્યનો અવિર્ભાવ કરી મારીજ અનન્ય ભક્તિ કરે છે તે સાધુ છે; કારણ કે તેનો નિશ્ચય ઉત્તમ છે. ભકત હોય તે ગમે તેવો દુરાચારી હોય તોપણ સારોજ છે એમ અહીં કહેલું હોવાથી ભકતોને દુષ્ટ આચરણ બાધ કરતું નથી તેથી ભકતો એ દુષ્ટ આચરણ કરવામાં કાંઈ સંકોચ રાખવો નહિ એમ માનવાનું નથી. આ વિષયનું તત્ત્વદીપ નિબંધનાં બીજા સર્વ નિર્ણય પ્રકરણમાં ભકિત પ્રકરણમાં શ્લોક ૨૩૬ની ટીકામાં વિસ્તારથી વિવેચન કરેલું હોવાથી અહીં વિશેષ લખવું આવશ્યક નથી. ૩૦.

**क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।**
**कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥**

**તે તરતજ ધર્માત્મા થાય છે, અને સદાની શાંતિ પામે છે. હે કૌન્તેય ! મારા ભક્તનો નાશ થતો નથી એવી પ્રતિજ્ઞા જાણ. ૩૧**

એવો અત્યંત દુરાચારી માત્ર સારા નિશ્ચયને લીધે સારો કેમ થાય એવી શંકા થાય તે માટે તેના દુરાચારનો તરતજ નાશ થાય છે એમ કહે છે. તે તરતજ ધર્માત્મા થાય છે, પાપ કરતો અટકે અને ઉત્તમ આચરણ કરે છે. તેનાં પાપ નિર્મૂલ ઉખડી જાય છે. તેને સદાની શાંતિ પ્રાપ્ત થાય છે. હે કૌન્તેય ! તું મારી પ્રતિજ્ઞા જાણ કે મારા ભકતનો કદાપિ નાશ થતો નથી. અથવા મારા ભકતનો કદાપિ નાશ થતો નથી એવી તું સભાઓમાં પ્રતિજ્ઞા કર. તેથી અતિતામસ, રાજસ, મહાપતિત લોકોને પણ ભગવત્સંબંધ થતાં ભગવાન તેઓને પાવન કરે છે અને તેઓનો કૃપાથી નિરોધ કરે છે. ૩૧.

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥ ३२ ॥**

**કારણ કે હે પાર્થ ! જે કોઈ પાપીઓ, સ્ત્રીઓ, વૈશ્યો, તથા શૂદ્રો હોય તે પણ મારો આશ્રય કરીને પરમ ગતિ પામે છે. ૩૨.**

ગયા શ્લોકમાં કહી તેની પ્રતિજ્ઞા કરવાનું કારણ એ છે જે મારો આશ્રય જેણે કરેલો છે તે પછી ગમે તેવા પૂતના જેવા પાપી હોય, ગોપીઓ પેઠે માત્ર અભણ, શાસ્ત્રની અનધિકારી સ્ત્રીઓ હોય, તુલાધાર અથવા નંદ વગેરે જેવા વૈશ્યો હોય અથવા વિદુર જેવા શૂદ્રો હોય તોપણ તેઓ પરમ ગતિ પામે છે. ૩૨.

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।**

**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥**

તો પછી પુણ્ય બ્રાહ્મણો, તથા રાજર્ષિ ભક્તોનું તો કહેવુંજ શું? અનિત્ય સુખરહિત આ લોક પ્રાપ્ત કરી મારૂં ભજન કર. ૩૩.

જ્યારે એવા અનધિકારીઓને પણ મારો આશ્રય કરવાથી પરમ ગતિની પ્રાપ્તિ થાય છે તો પછી વેદાધ્યયનના અધિકારી પવિત્ર બ્રાહ્મણો, અને પ્રજાપાલન વગેરે શુભ આચરણવાળા રાજર્ષિ ભકતોને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય તેમાં આશ્ચર્યજ શું? પરંતુ આવા ઉત્તમ સાધનવાળા બ્રાહ્મણો પોતાના સાધનના મદથીજ મારી ભકિતથી વિમુખ થાય છે અને મારી ભકિત કરતા નથી. આવા ઉત્તમ સાધનવાળા મારી ભકિત કરનાર નારદ શ્રુતદેવ જેવા કોઈ વિરલાજ હોય છે, તેથી હે પાર્થ! તું પણ અનિત્ય અને સુખરહિત આ લોક પામીને મારૂ ભજન કર. ૩૩.

પોતાનું ભજન કેવા પ્રકારથી કરવું તે કહે છેઃ—

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**

**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥**

મારામાં મનવાળો થા, મારો ભકત થા, મારૂં યજન કરનાર થા. મને નમન કર. મને પરાયણ રહી આત્માને એવી રીતે યોજવાથી તું મનેજ પ્રાપ્ત કરીશ. ૩૪.

નીલવ્યોમ જેવી મૂર્તિવાળા, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, માત્ર પરમ આનંદનાજ કર, પાદ, મુખ, ઉદર વગેરે જેનાં છે તેવા, સર્વ

અલૌકિક ગુણોના ભંડાર, અચિંત્ય, સર્વવેદાન્તોથી વેદ્ય, પોતાની ઇચ્છાથીજ પોતાનાં અશેષ સૌંદર્યનો આવિર્ભાવ કરી ભૂતળ ઉપર પ્રકટ થએલા ભગવાન શ્રીપુરુષોત્તમ મારામાંજ તું મન રાખનાર થા. ( આ ઉપર કહેલા સાંખ્ય અને યોગના તાત્પર્યરૂપ સ્મરણરૂપ ભક્તિ કહી, તેથી જ્ઞાનકાંડના અર્થની સિદ્ધિ થાય છે. ) મારો ભક્ત થા અર્થાત્ મારી પુરુષોત્તમસ્વરૂપનીજ સેવા કર. ( આથી ઉપાસના કાંડની સિદ્ધિ થાય છે. ) મારૂંજ યજન કરનાર થા. ( આથી કર્મ-કાંડના અર્થની સિદ્ધિ થાય છે. ) મનેજ નમસ્કાર કર. 'હું આપનો દાસ છું' એમ અનન્ય ભાવથી સાષ્ટાંગદંડવત્ કરી તારા અહં-કારાદિ સર્વ દોષને ત્યાગ કરી મારે શરણ આવ. મને પરાયણ રહી આત્માને આવી રીતે યોજવાથી તું મનેજ પ્રાપ્ત કરીશ. અહિં છેવટે 'एव' 'જ' યોજેલો છે તેનો સર્વ વાક્યમાં સંબંધ છે. તેથી મારૂંજ ભજન વગેરે કર એટલે અન્ય દેવનું ભજન અથવા દેવને નમસ્કાર વગેરે કરીશ નહિ એવો બોધ છે. ભગવાનના અનુગ્રહાત્મક પુષ્ટિમાર્ગનો આ મુખ્ય સિદ્ધાન્ત છે. આ માર્ગમાં ભગવાનનો આશ્રયજ મુખ્ય છે તથા ભક્તોના સર્વસાધનરૂપ તથા ફલરૂપ ભગવાન પોતેજ છે. તેથીજ ભગવાન 'મનેજ પ્રાપ્ત કરીશ' એમ કહે છે. મારી ભક્તિથી પ્રાપ્ય ફલ હુંજ છું. આના સંબંધમાં શ્રીમદાચાર્યચરણવિરચિત સેવાફલ ગ્રંથનું અવલોકન કરવું. ૩૪.

॥ इति नवमोऽध्यायः ॥

(૨૦૦૦૦ વૈષ્ણવ કુટુંબમાં પ્રિય થઇ પડેલાં અતિ ઉત્તમ ને ઉપયોગી પુસ્તકો)

## વિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૧ લો.

જ્ઞાન અને ભક્તિ રસથી ભરપૂર, સ્ત્રીઓ, પુરૂષો તેમજ બાળકોને હરનિશ મનન કરવા યોગ્ય, ભગવદ્‌વાર્તામાં વાંચવાલાયક, જુદાં જુદાં ૧૬ પ્રકરણોમાં ૫૬૦ પદનો અત્યુત્તમ અપૂર્વ સંગ્રહ આપવામાં આવ્યો છે. ઉપરાંત હાલ ભૂતળ ઉપર બીરાજતા **શ્રી ગોસ્વામી બાળકોના જન્મદિવસની નોંધ, શ્રી આચાર્યજી મહાપ્રભુજીની ૮૪ બેઠકો** કયા કયા સ્થળે છે, તથા ત્યાં જવાના રસ્તાની સંપૂર્ણ માહિતી સાથેનું. પાકું પુંઠું, છતાં કીંમત માત્ર ૦–૮–૦ **આઠ આના.**

## વિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૨ જો.

નિત્યની શ્રીઠાકોરજીની સેવા કરવાનો પ્રકાર, **બાર માસિક ઉત્સવનાં કીર્તનો,** વગેરે ઘણાં પ્રાચીન ને અપ્રકટિત ધોળ પદનો મહાન્ સંગ્રહ દશ પ્રકરણોમાં આપ્યો છે. તથા શ્રીમહાપ્રભુજી, શ્રી ગુસાંઇજીના સેવ્ય શ્રી ઠાકોરજીનાં સ્વરૂપ હાલ ક્યાં ને કોને માથે બિરાજે છે તેની સંપૂર્ણ માહીતી આપી છે ઉપરાંત **"શ્રીમદ્વલ્લભાચાર્યજી"** તથા **"શ્રીયમુનાજી"ના** એમ બે સુંદર ફોટા પણ આપ્યા છે. સુશોભીત છીંટનું પાકું પુંઠું. છતાં કીંમત માત્ર ૦–૮–૦ **આઠ આના.**

## વૈષ્ણવોના નિત્ય નિયમના પાઠ તથા ધોળ.

આ પુસ્તકમાં શ્રીવલ્લભાખ્યાન, મુળ પુરૂષ, શ્રીયમુનાષ્ટક, ૪૦ પદ, ધોળ, **ષોડશ ગ્રન્થો** બધા, શ્રીસર્વોત્તમ પાઠ, ધોળ, શ્રીનવરત્ન ધોળ, શ્રીગોપીગીત વગેરે આપવામાં આવ્યું છે. છતાં કીંમત માત્ર **૦–૨–૦ બે આનાજ છે.**

**લલ્લુભાઈ છગનલાલ દેસાઈ.** ચંગપોળ, ખતરીપોળ–**અમદાવાદ.**

( શ્રીમદ્વિઠ્ઠલનાથજીના ચતુર્થલાલજી-માળા પ્રસંગવાળા. )

## શ્રી ગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ.

આ શ્રીગોકુલેશજીએ ભૂતળ ઉપર પધારી પોતાની ૭૦ વર્ષની વૃદ્ધવયે જહાંગીર પાદશાહ સામે ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરી, માલા, તિલક અને ધર્મની અડગ ટેક ટકાવી સમસ્ત પુષ્ટિમાર્ગ ઉપર મહત્ ઉપકાર કર્યો છે. તેમના નામથી ભાગ્યેજ કોઇપણ વૈષ્ણવ અજ્ઞાત્ હશે ! અમોએ આ શ્રીગોકુલેશજીના પ્રાકટયની વધાઇ તથા ધોળપદ ૩૦૦ વર્ષનાં પ્રાચિન પુસ્તકોમાંથી સતત્ પ્રયત્ને એકત્ર કરી જુદાં જુદાં ૧૫ પ્રકરણોમાં મળી લગભગ ૭૦૦ ધોળપદનો મહાન્ સંગ્રહ બહાર પાડયો છે. કે જે અત્યાર સુધીમાં કોઇ પણ ઠેકાણે પ્રસિદ્ધ થયેલો નથી. આ ગ્રન્થમાં **શ્રીગોકુલનાથજી, શ્રીકન્હૈયાલાલજી, શ્રી વલ્લભલાલજીના** ઉત્તમોત્તમ ફોટા તેમજ તેમની વંશાવળી પણ આપી છે. છતાં કીંમત ફક્ત રૂ. ૧-૦-૦ એક રૂપીઓ રાખી છે.

## ( શ્રી ગોકુલનાથજી કૃત ) ૨૪ વચનામૃત.

આ પુસ્તકમાં શ્રી ગોકુલનાથજીકૃત ૨૪ વચનામૃત તથા તેમના ૭૮ ભગવદીયનું (અપ્રગટિત ધોળ) તેમણે કરેલી ૮૪ વૈષ્ણવની નામાવલીના શ્લોક, ગોવર્દ્ધનવાસી, નિત્યલીલા મોટી વગેરે આપ્યું છે. ભગવદ્વાર્તામાં વાંચવા માટે ખાસ ઉપયોગનું છે. કીં. ૦-૨-૦ બે આના.

## " બ્રહ્મસંબંધ કાવ્યમ્. "

આ ગ્રંથમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીએ ઉપદેશેલો " **બ્રહ્મસંબંધ** " મંત્ર કે જે ૮૪ અક્ષરનો છે. તેને અનુસરતા ૮૪ શ્લોકથી વર્ણન કરવામાં આવ્યું છે. તેમજ **બ્રહ્મસંબંધ** વિષે થતા આક્ષેપોનો સપ્રમાણ પ્રત્યુત્તર ગુરૂ શિષ્યના સંવાદ રૂપે ઘણીજ અસરકારક રીતે આપેલો છે, તેમજ "શ્રીસિદ્ધાન્ત રહસ્ય ગ્રન્થ તથા "સિદ્ધાન્ત રહસ્યનું ધોળ" ઉપરાંત **શ્રીમદ્વલ્લભાચાર્યજીનો** સુંદર ફોટો પણ આપ્યો છે. કીં. ૦-૬-૦ છ આનાજ રાખી છે.

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.** ચંગપોળ, ખતરીપોળ-**અમદાવાદ.**

# श्री[illegible]णस्तोत्ररत्नाकर.

આ ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગિરિધરજી, મહાનુભાવી શ્રીહરિરાયજીમહારાજે શ્રીકૃષ્ણ ભગવાન્ ( શ્રીઠાકોરજી ) નું વિજ્ઞપ્તિદ્વારા કરેલા સ્તોત્રનું મૂળ શ્લોક સાથે અક્ષરશઃ ભાષાંતર ( કે જે અત્યાર સુધીમાં કોઈ પણ ઠેકાણે પ્રકટ થયું નથી ) આપવામાં આવ્યું છે. જેઓએ

" बृहत्स्तोत्रसरित्सागर " નામનો ૨૩૭ ગ્રન્થનો પાઠ કરવાનો ગુટકો વાંચ્યો હશે તેઓને તો આ ગ્રન્થ લેવા માટે ખાસ ભલામણ કરીએ છીએ.

આ ગ્રન્થમાં નીચે મુજબ સ્તોત્ર ગ્રન્થોની ટીકા આપી છે. १ श्रीमद्वल्लभाचार्यजी कृत ग्रन्थो· १ श्रीकृष्णाष्टक, २ श्रीनन्दकुमाराष्टक, ३ श्रीगोपीजनवल्लभाष्टक, ४ श्रीगिरिराजधार्यष्टक, ५ श्रीमधुराष्टक, ६ श्रीकृष्णप्रेमामृत, २ श्रीमद्विट्ठलेश्वर ( श्रीगुसांईजी ) कृत ग्रन्थो. ७ श्रीभुजंगप्रयाताष्टक, ८ श्रीगोकुलाष्टक, ९ श्रीपर्यंक ( पालना ) विज्ञप्तिः १० श्रीद्वितियपर्यंक विज्ञप्ति, ३ श्रीरघुनाथप्रभुकृतग्रन्थो ११ श्रीगिरिधार्यष्टकम्, १२ श्रीकृष्णशरणाष्टकम्, १३ गोपालस्तवः १४ श्रीकृष्णचन्द्राष्टक, १५ श्रीगोकुलेशाष्टक, १६ श्रीराधाकृष्णाष्टक. ४ श्री हरिरायप्रभुकृतग्रन्थो १७ श्री जन्मवैफल्यनिरूपणाष्टक, १८ श्री कृष्णशब्दार्थनिरुपणस्यदिग्दर्शन, १९ श्री नवनीतप्रियाष्टक, २० श्रीभुजंगप्रयाताष्टक, २१ श्री कृष्णशरणाष्टक, २२ श्री दैन्याष्टक, २३ श्री पंचाक्षर मंत्रगर्भस्तोत्र, २४ श्री स्वप्रभुविज्ञप्तिः २५ श्री गर्वापहाराष्टक. ઉપર પ્રમાણે ગ્રન્થોના ભાષાન્તર સાથેનો આ ગ્રન્થ દરેક વૈષ્ણવે ખાસ કરીને વાંચવા જેવો છે. તેથી તેમની ધાર્મિક વૃત્તિ દૃઢ થશે. ઉંચા ગ્લેઝ ચીકણા કાગળ, છીંટનું મજબુત પાકું પુઠું. છતાં કીં. ૦ ૧૨·૦.

# ॥ अथ दशमोऽध्यायः ॥

નવમા અધ્યાયમાં ભક્તિનું સ્વરૂપ કહ્યું અને ભગવાનને સર્વ કર્મ સમર્પણ કરવાનો તથા ભક્તિ કરવાનો બોધ દીધો; પરંતુ ભગવાનનું સ્વરૂપ જાણ્યા વિના ભક્તિ સંભવતી નથી, તેથી ભગવત્સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય તે માટે ભગવાન્ પોતાના સ્વરૂપનું તથા પોતાની વિભૂતિઓનું આ અધ્યાયમાં નિરૂપણ કરે છે.

**श्रीभगवानुवाच ।—**

**भूय एव महाबाहो शृणु मे परमं वचः ।**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥**

હે મહાબાહો ! પ્રસન્ન થતા તને (તારા) હિતની ઇચ્છાથી જે પરમ વચન હું કહું છું તે પુનઃ પણ સાંભળ. ૧.

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥**

દેવોના ગણો અથવા મહર્ષિઓ મારો પ્રભવ જાણતા નથી; કારણ કે દેવોનું તથા મહર્ષિઓનું હું સર્વ પ્રકારે આદિ કારણ છું. ૨.

મારાં સ્વરૂપ તથા વિભૂતિના જે પરમ વચન હું તને કહેવાનો છું તે બહુ ગૂઢ છે. દેવો અથવા મહર્ષિઓ પણ મારા પ્રભવને એટલે પ્રાદુર્ભાવને જાણતા નથી. તેઓ દેવ અને મહર્ષિ હોવાથી મેં ભૂમિનો ભાર હરવા, ધર્મનું તથા તેઓનું રક્ષણ કરવા અવતાર ધારણ કરેલો છે એમ જાણે છે, પરંતુ હું પૂર્ણરૂપ સાક્ષાત શ્રીપુરુ-

ષોત્તમ અવતરેલો છું અને ભક્તિનો પ્રચાર કરવાનું મારા અવતારનું મુખ્ય પ્રયોજન છે એમ તેઓ પણ જાણતા નથી. મારી કૃપા વિના કોઈ મારા અવતારનું પ્રયોજન અથવા મારું સ્વરૂપ જાણી શકે નહિ. દેવોનું તથા મહર્ષિઓનું સર્વ પ્રકારે આદિ કારણ હું છું, તેથી તેઓ મારા આવિર્ભાવના પ્રયોજન તથા મારા સ્વરૂપને શી રીતે જાણે ? ૨.

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥**

મર્ત્યોમાં જે મોહથી રહિત (પુરુષ) મને અજ, અનાદિ અને લોકોનો મહેશ્વર જાણે છે તે સર્વ પાપોથી મુક્ત થાય છે. ૩

મંત્રદ્રષ્ટા ઋષિઓ પણ મારા આવિર્ભાવને જાણતા નથી તેથીજ હું અજ છું. ( અન્ય સર્વ ગુણ, પ્રકૃતિ, આકાશ વગેરેનો જન્મ થાય છે, પરંતુ હું અજ છું. ) હું અનાદિ છું તથા સર્વ લોકોનો નિયંતા છું, મર્ત્યોમાં અસંમૂઢ એટલે પ્રમાદરહિત જે કોઇ પુરુષ મને એવો જાણે છે, તે સંસારહેતુભૂત ભક્તિવિરોધી સર્વ પાપોથી મુક્ત થાય છે. ૩

**बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।**
**सुखं दुःखं भवोभावो भयं चाभयमेव च ॥४॥**
**अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।**
**भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥**

બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, ભવ, ભાવ, ભય, અને અભય, અહિંસા, સમતા, તુષ્ટિ,

તપ, દાન, યશ, અને અપયશ એ બધા જાતજાતના પ્રાણિઓના ભાવો મારાથીજ થાય છે. ૪—૫.

પ્રાણિઓના સર્વ ભાવો મારાથીજ થાય છે. ભાવો વર્ણવે છે. અધ્યવસાય અથવા નિશ્ચયરૂપ બુદ્ધિ. ઉપદેશથી ઉત્પન્ન થતું જ્ઞાન. અસંમોહ એટલે માયાના વિલાસમાં મોહ ન થાય તે. ક્ષમા અથવા સહનશીલતા. સત્ય એટલે પ્રમાણથી જેવા અર્થનો નિર્ણય થાય તેવુંજ ભાષણ. બાહ્ય ઇંદ્રિયોને તેઓના વિષયોથી દૂર રાખવી તે દમ. શમ એટલે અંતઃકરણની શાંતિ. આત્માને અનુકૂળ અનુભવ તે સુખ. આત્માને પ્રતિકૂળ અનુભવ તે દુઃખ. (સુખ અને દુઃખ પણ મારાથીજ થાય છે, કારણ કે હું ત્રણે માર્ગનો અધિષ્ઠાતા છું અને જીવ પોતપોતાના અધિકાર પ્રમાણે ત્રણ માર્ગમાં જે માર્ગને અનુસરે તેના પ્રમાણમાં તેને સુખ અથવા દુઃખ આપું છું.) ભવ એટણે ઉત્પત્તિ અભાવ એટલે નાશ. ભય એટલે મૃત્યુ કાલ વગેરેનો ભય. અભય એટલે મારા ચરણની પ્રાપ્તિ થવાથી કાલ, મૃત્યુ વગેરેના ભયનો અભાવ. અહિંસા અર્થાત્ દયા. સમતા એટલે સર્વત્ર ભગવદ્બુદ્ધિ. તુષ્ટિ એટલે સંતોષ. તપ, દાન, યશ, અને અપયશ સર્વ પ્રાણિમાત્રના ભાવો મારાથી થાય છે; તેથી મુખ્ય કર્તા તથા સર્વનું કારણ હું છું. પ્રકૃતિ વગેરે માત્ર કરણ છે, કારણ નથી; તેથી મારો મહિમા મહાન્ છે. ૪. ૫.

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६॥**

સપ્ત મહર્ષિઓ તથા પ્રથમના ચાર મનુઓ મારા પ્રભાવવાળા મારા મનમાંથી ઉત્પન્ન થએલા છે. તેઓની લોકમાં આ પ્રજાઓ છે. ૬.

મહર્ષિઓ તથા દેવોના આદિકારણ પોતે કેવી રીતે છે તે જણાવે છે. સાતે મહર્ષિઓ તથા ૧૪ મનુ માંહેના પ્રથમ ચાર મનુઓ મારા મનમાંથી ઉત્પન્ન થએલા છે અને તેઓમાં મારો પ્રભાવ છે. મહર્ષિઓ તથા મનુઓ ભગવાનના મનમાંથી ઉત્પન્ન થએલા છે, કારણ કે ભગવાન મનથીજ સૃષ્ટિ રચે છે. 'તેણે ઇચ્છા કરી, "હું બહુ થાઉં, પ્રજા ઉત્પન્ન કરૂં" વગેરે શ્રુતિ પણ મનથીજ સૃષ્ટિ રચાએલી છે એવો બોધ કરે છે. આ મહર્ષિઓ અને મનુઓની આ લોકમાં સર્વ પ્રજા છે, તેથી સર્વ પ્રજાના કારણરૂપ મહર્ષિ તથા મનુઓના પણ કારણ હોવાથી ભગવાન અનાદિ છે. ૬.

**एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।**

**सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥७॥**

જે મારી આ વિભૂતિ અને યોગને તત્ત્વથી જાણે છે તે તે નિશ્ચલ યોગથી યુક્ત થાય છે. આમાં સંદેહ નથી. ૭

જે મારી આ મહર્ષિ તથા મનુરૂપ વિભૂતિ તથા મારો ઉપર કહ્યો તેવો યોગ અથવા પ્રભાવ તત્ત્વથી જાણે છે, તેને નિશ્ચલ ભક્તિરૂપ યોગ પ્રાપ્ત થાય છે તેમાં કાંઈ પણ સંદેહ નથી. ૭.

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।**

**इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥८॥**

હું સર્વનો પ્રભવ છું. મારાથી સર્વ પ્રવર્તે છે એમ જાણી ભાવવાળા બુદ્ધિમાનો મને ભજે છે. ૮.

અહીંથી ચાર શ્લોકથી (૮-૧૧) ભગવાનની વિભૂતિ તથા યોગના જ્ઞાનથી પ્રાપ્ત થએલી ભક્તિ કેવી રીતે વૃદ્ધિ પામે છે તે કહે છે. હું સર્વ જગતનો પ્રભવ અથવા ઉત્પત્તિસ્થાન છું, ઉપર

કહ્યું તે પ્રમાણે સર્વ જગત મારાથી પ્રવર્તે છે એમ જાણી મારા માહાત્મ્યનું જ્ઞાન થવાથી મારામાં ભાવવાળા બુદ્ધિમાન લોકો મને ભજે છે. ૮.

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥९॥

મારામાં ચિત્તવાળા, મારામાં પ્રાણવાળા, મારો પરસ્પર બોધ કરતા તથા નિત્ય મારી કથા કરતા સંતોષ પામે છે અને રમે છે. ૯.

મારામાં ચિત્તવાળા એટલે મને ચિત્ત જેઓએ અર્પણ કરેલું છે તેવા, તથા મારામાં પ્રાણવાળા અર્થાત્ પ્રાણ, તથા ઇંદ્રિયો જેઓએ મને અર્પણ કરેલી છે તેવા, પરસ્પર મારો બોધ કરે છે તથા નિત્ય મારી કથા કરે છે. આવી રીતે નિત્ય મારૂં સેવામાર્ગ-ની રીતથી ભજન કરે છે તથા મારી કથા કરે છે અને તેમાં સંતોષ પામી આનંદ કરે છે. મને ચિત્ત, પ્રાણ, તથા ઇંદ્રિયો અર્પણ કરેલી હોવાથી તેઓને મારો સંબંધ થએલો છે. આજ બ્રહ્મસંબંધ છે. ભગવાન શ્રીકૃષ્ણને આત્મા સાથે દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ તથા તેઓના ધર્મનું અર્પણ કરવું તે બ્રહ્મસંબંધ. આ પ્રમાણે દેહ, ઇંદ્રિય, પ્રાણ, વગેરે મને અર્પણ કરી મારા દાસ થઈ મારી સેવા કરે છે તથા મારી કથા કરી આનંદ માને છે. ૯.

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥१०॥

તેવા નિરંતર યુક્ત અને પ્રીતિપૂર્વક ભજનારાઓને હું બુદ્ધિયોગ આપું છું તેથી તેઓ મારી સમીપમાં આવે છે. ૧૦.

તેવા નિરંતર દેહથી મારી સાથે યુક્ત અર્થાત્ જેમણે દેહ પણ મને અર્પણ કરેલો છે તેવા, અથવા જેઓ નિરંતર મારી કૃપાથી યુક્ત છે તેવા અને પ્રીતિથી એટલે સ્નેહપૂર્વક મારૂં ભજન કરનારાઓને હું મારી સ્વરૂપાત્મક ભક્તિના ઉપાયરૂપ બુદ્ધિયોગ આપું છું તેથી તેઓ મારી સમીપમાં આવે છે, અર્થાત્ આ યોગથી તેઓને નિર્ગુણ મુક્તિ પ્રાપ્ત થાય છે. ૧૦.

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

તેઓ ઉપરજ કૃપા કરવા તેઓના આત્મભાવમાં રહીને પ્રકાશમાન જ્ઞાનરૂપી દીપકથી હું (તેઓના) અજ્ઞાનથી ઉત્પન્ન થએલા અંધકારને દૂર કરૂં છું. ૧૧

તેઓને આત્મજ્ઞાનનું દાન પણ હુંજ કરૂંછું એમ કહે છે. તેઓના આત્મભાવમાં રહીને અર્થાત્ તેઓનાં અંતરાત્મત્વનો અંગીકાર કરી હું રહું છું, ને તેથી જ્ઞાનરૂપી પ્રકાશમાન દીપકથી તેઓના દેહાધ્યાસ વગેરે અજ્ઞાનરૂપી અંધકારનો હું નાશ કરૂં છું અર્થાત્ મારા ભગવદીઓના યોગ અને ક્ષેમ હુંજ સાચવું છું. ૧૧.

**अर्जुन उवाच ।—**

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३॥

આપ પરબ્રહ્મ છો, પરધામ છો, અને પરમ પવિત્ર છો. સર્વ ઋષિઓ તેમજ દેવર્ષિ નારદ, અસિત, દેવલ, અને વ્યાસ

**આપને શાશ્વત દિવ્ય પુરુષ, આદિદેવ, અજ, અને વિભુ કહે છે અને આપ પણ મને એમ કહો છો. ૧૨-૧૩.**

સર્વથી વિલક્ષણ ભગવાનનો ઉત્તમ યોગપ્રભાવ, અને પોતાના અનન્ય ભક્તના અન્તરાત્મામાં રહેવા માટે વિભૂતિપણું જાણી વિસ્તારથી તે સાંભળવાની ઇચ્છાથી અર્જુન સાત શ્લોકથી ( ૧૨-૧૮ ) ભગવાનની સ્તુતિ કરી પ્રશ્ન કરે છે. આપ પરબ્રહ્મ એટલે વ્યાપક પુરુષોત્તમ છો, પરધામ અર્થાત્ પુરુષોત્તમાત્મક તેજોરૂપ છો, પરમ પવિત્ર એટલે સર્વથી ઉત્તમ પાવન કરનાર છો. આવું આપનું સ્વરૂપ છે તેમાં કાંઈ સંદેહ નથી; કારણ કે ભૃગુ વગેરે સર્વ ઋષિઓ, પરમ ભાગવત દેવર્ષિ નારદ, ભગવદ્ધર્મરૂપ અસિત, દેવલ, અને જ્ઞાનાવતાર વ્યાસજી પણ આપને શાશ્વત અર્થાત્ નિત્ય દિવ્ય પુરુષ એટલે પુરુષોત્તમ, આદિદેવ એટલે મૂલરૂપ અવતારી, અજ એટલે જન્મરહિત, અને વિભુ એટલે સર્વ શક્તિમાન કહે છે, અને આપ પણ મને "હું દેવોનું તથા મહર્ષિઓનું આદિકારણ છું" વગેરે કહો છો, તેથી આપ પરબ્રહ્મ, પરધામ, અને પરમ પવિત્ર છો તેમાં કાંઈ સંદેહ નથી. ૧૨-૧૩.

**सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।**
**न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥**

**હે કેશવ! આપ મને જે કહો છો તે સર્વ હું સત્ય માનું છું, કારણ કે હે ભગવન્! આપની વ્યક્તિને દેવો કે દાનવો જાણતા નથી. ૧૪**

હે ભગવન્! જ્ઞાન પણ સર્વ આપનુંજ છે. ગુણ પણ આપે આપેલાજ બીજે હોય છે તેથી દેવો અને દાનવો પણ આપના અનન્ય સાધારણ યોગપ્રભાવને અથવા આપની ભિન્ન ભિન્ન વિભૂતિરૂપ વ્યક્તિને જાણતા નથી. ૧૪

**स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।**
**भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥**

હે પુરુષોત્તમ ! હે ભૂતભાવન ! હે ભૂતોના ઈશ ! દેવોના દેવ ! જગત્પતિ ! આપ પોતેજ પોતાથી પોતાને જાણો છો. ૧૫

બીજું કોઈ દેવ અથવા દાનવ આપના સ્વરૂપને જાણતું નથી. માત્ર આપ પોતેજ પોતાથી આપના યથાર્થ સ્વરૂપને જાણો છો. બીજા જાણી શકતા નથી; કારણ કે આપ પુરુષોત્તમ છો. બ્રહ્માંડ-પુરાણમાં પણ કહ્યું છે કે "આ પુરુષોત્તમ કોઈથી પણ જાણવા યોગ્ય નથી." પાછળ "જે મને અજ, અનાદિ, ભૂતોના ઈશ જાણે છે." વગેરે કહેલું છે તેનો આથી વિરોધ થતો નથી, કારણ કે જેઓ આપને તેમ જાણે છે તેઓ આપે તેઓને વેદનાત્મક શક્તિનું દાન કરેલું હોવાથી જાણે છે. તેથીજ આપે ત્યાં કહ્યું કે "હું તેઓને બુદ્ધિયોગ આપું છું." આપ તે પ્રમાણે બુદ્ધિયોગ આપો છો કારણ કે આપ "ભૂતભાવન" છો. ભૂતો અથવા પ્રાણીઓને પોતાના ભાવથી યુક્ત કરે તે ભૂતભાવન. ભૂતોમાં આપ પોતાનો ભાવ મૂકો છો, કારણ કે આપ ભૂતેશ અથવા ભૂતોના સ્વામી છો. વળી દેવોના પણ દેવ છો અર્થાત્ પૂજ્યોના પણ પૂજ્ય છો એટલે તેઓની પૂજાથી સંતુષ્ટ થઈ તેમ કરો છો. માત્ર દેવોનાજ પૂજ્ય છો એમ નહિ પણ જગતના પણ પતિ અર્થાત્ રક્ષક છો તેથી દેવોની પેઠે જગતના અન્ય ભૂતોને પણ એવો બુદ્ધિયોગ આપો છો. ૧૫.

**वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।**
**याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥१६॥**

જે વિભૂતિઓ વડે આ લોકોને વ્યાપી આપ રહો છો તે આપની સર્વ દિવ્ય વિભૂતિઓ કહેવા આપ યોગ્ય છો. ૧૬.

દેવો વગેરેને પણ આપની વિભૂતિઓનું જ્ઞાન નથી તેથી આપજ જાણતા હોવાથી આપેજ કહેવી યોગ્ય છે. તેથી જે આપના અંશરૂપ વિભૂતિઓથી આ ત્રણે લોક વ્યાપી આપ રહેલા છો તે આપની અસાધારણ દિવ્ય સર્વ વિભૂતિઓ મને કહો. ૧૬.

**कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।**
**केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥१७॥**

**હે યોગિન્ ! આપનું સદા ચિંતન કરતો હું (આપને) કેવી રીતે જાણી શકું ? હે ભગવન્ મારે આપનું કયા કયા ભાવોમાં ચિંતન કરવું ? ૧૭.**

વિભૂતિઓ શા માટે કહેવી તેનું કારણ કહે છે. કયા કયા પદાર્થોમાં મારે આપનું ચિંતન કરવું, તે વિભૂતિઓ જાણવાથી જણાય. ૧૭.

**विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।**
**भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८॥**

**હે જનાર્દન ! આપનો યોગ તથા વિભૂતિ પુનઃ વિસ્તારથી કહો, કારણ કે અમૃતનું શ્રવણ કરતાં મને તૃપ્તિ થતી નથી. ૧૮.**

પહેલાં આપે સંક્ષેપથી વિભૂતિ તથા યોગ કહેલા છે; પરંતુ પુનઃ તે વિસ્તારથી કહો, કારણ આપના વચનરૂપી અમૃતનું શ્રવણ કરતાં મને તૃપ્તિ થતી નથી. ૧૮.

**श्रीभगवानुवाच ।—**

**हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।**
**प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥१९॥**

હંત ! હે કુરુશ્રેષ્ઠ ! મારી દિવ્ય વિભૂતિઓ મુખ્યતાથી તને કહું છું, કારણ કે મારી વિભૂતિઓના વિસ્તારનો અંત નથી. ૧૯.

અનુકંપા દર્શાવવા 'હંત !' કહે છે. હે કુરૂશ્રેષ્ઠ ! મારી દિવ્ય વિભૂતિઓ મુખ્યતાથી કહું છું, કારણ કે તેના વિસ્તારનો અંતજ નથી. વિભૂતિ એટલે વિવિધરૂપે પોતાના અંશથી પ્રકૃતિમાં આવિર્ભાવ થવો તે સર્વત્ર કોઈ કોઈ અંશથી મારો આવિર્ભાવ થવો તે. સર્વત્ર કોઈ કોઈ અંશથી મારો આવિર્ભાવ છેજ, કારણ કે હું સર્વનો નિયામક છું. તેથી સર્વત્ર મારી વિભૂતિઓ હોવાથી તેના વિસ્તારનો અંત નથી તેથી હું મુખ્ય મુખ્ય વિભૂતિઓ કહું છું. ૧૯.

**अहमात्मा गुडाकेश सर्वभूताशयास्थितः ।**
**अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥ २० ॥**

હે ગુડાકેશ ! સર્વ ભૂતોના અંતઃકરણમાં રહેલો હું આત્મા છું. હું ભૂતોનો આદિ, મધ્ય, તેમજ અંત પણ છું. ૨૦.

પ્રારંભમાં પોતાનો યોગ કહે છે. પ્રાણિમાત્રના અંતકરણમાં રહેલો આત્મા હું છું. શરીરભૂત પૃથિવી વગેરે ભૂતોનો પણ આત્મા હું છું. તેમજ સર્વ ભૂતોનો આદિ, મધ્ય, તેમજ અંત પણ હું છું. તેથી સર્વના આત્મા તરીકે મારૂં ચિંતન કરવું. ૨૦.

**आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।**
**मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥**

આદિત્યોમાં હું વિષ્ણુ છું. જ્યોતિઓમાં હું અંશુમાન રવિ છું. મરુતોમાં હું મરીચિ છું, અને નક્ષત્રોનો હું ચંદ્ર છું. ૨૧.

બાર આદિત્યોમાં હું વિષ્ણુ આદિત્ય છું. અથવા આદિત્ય

એટલે દેવોમાં હું વિષ્ણુ અર્થાત્ વામન છું. જ્યોતિઓમાં હું કિરણુ-વાળો સૂર્ય છું. મરુતોમાં હું મરીચિ છું, અને નક્ષત્રોનો હું ચંદ્ર છું. આ શ્લોકથી આરંભી ભગવાન પોતાની વિભૂતિઓ કહે છે. આ અધ્યાયની સમાપ્તિ સુધી વિભૂતિઓનું નિરૂપણ છે. ૨૧.

**वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।**
**इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥**

વેદોમાં હું સામવેદ છું, દેવોમાં હું ઇંદ્ર છું. ઇંદ્રિયોમાં હું મન છું અને પ્રાણીઓમાં હું ચેતના છું. ૨૨.

વેદોમાં હું ગાનાત્મક મધુર રસવાળો સામવેદ છું. દેવોમાં હું સો યજ્ઞ કરનાર, સર્વ ક્રિયાઓનો ભોક્તા, તથા રાજ્યભોક્તા ઇંદ્ર છું. એકાદશ ઇંદ્રિયો મધ્યે હું બીજી ઇંદ્રિયોનું પ્રેરક મન છું. પ્રાણીઓમાં હું ચેતના અથવા જ્ઞાનશક્તિ છું. ૨૨.

**रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।**
**वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥**

રુદ્રોમાં હું શંકર છું. યક્ષ અને રાક્ષસોમાં હું કુબેર છું. વસુઓમાં હું અગ્નિ છું અને પર્વતોમાં હું મેરુ છું. ૨૩.

એકાદશ રુદ્ર મધ્યે હું સર્વને સુખ આપનાર તથા ભક્તિ અને જ્ઞાનનો ઉપદેશ કરનાર શંકર છું. યક્ષ અને રાક્ષસોમાં હું વિત્તેશ કુબેર છું. વસુઓમાં હું ભગવાનના મુખારવિંદરૂપ અગ્નિ છું. પર્વતોમાં હું સુવર્ણમય મેરુ છું. ૨૩.

**पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।**
**सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥ २४ ॥**

હે પાર્થ ! પુરોહિતોમાં મુખ્ય બૃહસ્પતિ મને જાણ,

**સેનાધિપતિઓમાં હું સ્કંદ છું, અને જલાશયોમાં હું સાગર છું. ૨૪**

હે પાર્થ ! પુરોહિતોમાં મુખ્ય દેવોનો પુરોહિત બૃહસ્પતિ હું છું. સેનાધિપતિઓમાં હું દેવોનો સેનાધિપતિ સ્કંદ છું અને સ્થિર જલાશયોમાં હું રત્નાકર સાગર છું. ૨૪.

**महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।**
**यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२५॥**

**મહર્ષિઓમાં હું ભૃગુ છું, વચનોમાં હું એકાક્ષર છું, યજ્ઞોમાં હું જપ યજ્ઞ છું, સ્થાવરોમાં હું હિમાલય છું. ૨૫.**

મહર્ષિઓમાં હું ભક્તિ કયા દેવની કરવી તેનો નિર્ધાર કરનાર ભૃગુ છું, વચન અથવા અક્ષરોમાં સર્વ અક્ષરોનું બીજ પ્રણવરૂપ ઓંકાર છું; યજ્ઞોમાં હું જપયજ્ઞ છું અને સ્થાવરોમાં હું હિમાલય પર્વત છું. ૨૫.

**अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।**
**गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥२६॥**

**સર્વ વૃક્ષોમાં હું અશ્વત્થ છું, દેવર્ષિઓમાં હું નારદ છું. ગન્ધર્વોમાં હું ચિત્રરથ છું, સિદ્ધોમાં હું કપિલ મુનિ છું ૨૬.**

સર્વ વૃક્ષોમાં હું વૈષ્ણવ સ્વરૂપ પૂજ્ય અશ્વત્થ અથવા પીપળો છું. દેવર્ષિઓમાં હું મહાભાગવત નારદ છું. ગન્ધર્વોમાં હું ચિત્રરથ છું અને સિદ્ધોમાં હું ભગવદવતાર સાંખ્યતત્ત્વનો વક્તા કપિલ મુનિ છું. ૨૬.

**उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।**
**ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥**

અશ્વોમાં મને અમૃત સાથે ઉત્પન્ન થએલો ઉચ્ચૈઃશ્રવા, ગજેંદ્રોમાં ઐરાવત અને માણુસોમાં રાજા જાણ. ૨૭.

અશ્વોમાં હું અમૃત સાથે ઉત્પન્ન થએલો સાત મુખવાળો અશ્વિસ્વરૂપ ઉચ્ચૈઃશ્રવા છું. ઉત્તમ હાથીઓમાં હું ઐરાવત છું. અને માણુસોમાં હું રાજા છું. ૨૭.

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥

આયુધોમાં હું વજ્ર છું, ધેનુઓમાં હું કામધેનુ છું, (કામોમાં) હું પ્રજા ઉત્પન્ન કરનાર કામ છું, સર્પોમાં હું વાસુકિ છું. ૨૮.

શસ્ત્રોમાં હું વજ્ર છું. ગાયોમાં હું કામધેનુ છું. કામોમાં ભગવદીય પ્રજાની ઉત્પત્તિના હેતુરૂપ કામ હું છું. સર્પોમાં હું વાસુકિ છું.

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितृणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

નાગોમાં હું અનંત છું, જલચરોમાં હું વરુણ છું, પિતૃઓમાં હું અર્યમા છું અને સંયમ કરનારમાં હું યમ છું. ૨૯.

નાગોમાં હું અનંત અર્થાત્ શેષ છું, જલચરોમાં હું તેઓના અધિષ્ઠાતા વરુણ છું. પિતૃઓમાં હું શ્રાદ્ધાન્નનો ભોગ કરનાર અર્યમા છું, અને સંયમ કરનારમાં હું યમ છું. ૨૯.

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥

દૈત્યોમાં હું પ્રહ્લાદ છું. ગણનારમાં હું કાલ છું. પશુઓમાં હું સિંહ છું, અને પક્ષિઓમાં ગરુડ છું. ૩૦.

દૈત્યોમાં હું મહાભાગવત દૈત્યકુલનો ઉદ્ધાર કરનાર પ્રહ્લાદ છું. પ્રાણીઓના આયુષ્ય વગેરેની ગણના કરનાર સંવત્સર વગેરેમાં હું કાળ છું. પશુઓમાં હું તેઓનો રાજા સિંહ છું અને પક્ષિઓમાં હું તેઓનો રાજા ગરુડ છું. ૩૦.

**पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।**
**झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥**

**શુદ્ધિ કરનારમાં હું પવન છું, શસ્ત્રધારીઓમાં હું ર ... છું. મત્સ્યોમાં હું મકર છું, વહેતા જલોમાં હું ગંગા છું. ૩૧.**

શુદ્ધિ કરનાર પદાર્થોમાં હું પવન છું, શસ્ત્ર ધારણ કરનારાઓમાં હું દશરથનો પુત્ર રામ છું, અથવા શસ્ત્રધારણ કરનારાઓમાં હું જમદગ્નિનો પુત્ર પરશુરામ છું. મત્સ્યોમાં હું મકર છું. વહેતા જલોમાં હું ભગવત્પાદોદક ગંગા છું. ૩૧.

**सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।**
**अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥३२॥**

**હે અર્જુન ! સૃષ્ટિઓનો આદિ, અંત, તથા મધ્ય પણ હું છું. વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા અને વાદ કરનારાના વાદ હું છું. ૩૨.**

પુષ્ટિ, પ્રવાહ, અને મર્યાદા ત્રણે સૃષ્ટિના આદિ, અંત, અને મધ્ય હું છું. વિદ્યાઓમાં તત્ત્વનો નિર્ધાર કરનારી અધ્યાત્મવિદ્યા અને વાદ કરનારાઓનો તત્ત્વના સ્વરૂપના નિર્ણયાત્મક વાદ હું છું.

**अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च ।**
**अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३॥**

**અક્ષરોમાં હું અકાર છું સમાસોમાં હું દ્વન્દ્વ છું. હું જ**

અક્ષય કાલ છું. સર્વત્ર મુખવાળો ધાતા હું છું. ૩૩.

અક્ષરોમાં હું વાસુદેવવાચક 'अ' છું. શ્રુતિ પણ કહે છે કે 'અકાર સર્વ વાણી છે.' સમાસોમાં ઉભય પદનું જેમાં પ્રાધાન્ય છે તેવો દ્વન્દ્વ સમાસ હું છું. દ્વન્દ્વ સિવાયના સમાસોમાં એક પદનુંજ પ્રાધાન્ય હોય છે, પરંતુ દ્વન્દ્વ સમાસમાં ઉભય પદનું પ્રાધાન્ય હોય છે. પ્રવાહરૂપ અક્ષય કાલ પણ હું જ છું. સર્વત્ર મુખવાળો સૃષ્ટિ ઉત્પન્ન કરનાર ધાતા પણ હું છું. ૩૩.

**मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।**
**कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥**

સર્વને હરનાર મૃત્યુ અને ભવિષ્યમાં થનાર પદાર્થોનો ઉદ્ભવ હું છું. સ્ત્રીઓમાં હું કીર્તિ, શ્રી, વાક્, સ્મૃતિ, મેધા, ધૃતિ અને ક્ષમા છું. ૩૪.

સર્વનો સંહાર કરનાર મૃત્યુ હું છું. ભવિષ્યમાં ઉત્પન્ન થનાર પદાર્થોનો ઉદ્ભવ અર્થાત્ ઉત્પત્તિ હું છું. નારીઓમાં કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, મેધા, ધૃતિ, અને ક્ષમા એ સાત હું છું. ૩૪.

**बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।**
**मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥**

સામોમાં હું બૃહત્સામ છું, છંદોમાં હું ગાયત્રી છું. માસોમાં હું માર્ગશીર્ષ છું, ઋતુઓમાં હું વસંત છું. ૩૫.

સામોમાં હું બૃહત્સામ છું. આ સામથી સર્વેશ્વર તરીકે સ્તુતિ થતી હોવાથી આ સામ ઉત્તમ છે. વેદના છંદોમાં હું ભગવત્સ્વરૂપનું પ્રતિપાદન કરનાર ગાયત્રી છું. માસોમાં હું માર્ગશીર્ષ માસ છું અને ઋતુઓમાં હું જડ પદાર્થોમાં પણ આનંદ ઉત્પન્ન કરનારી અને વૃંદાવનમાં નિત્ય રહેનારી વસંત ઋતુ છું. ૩૫.

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥३६॥

છળનારાઓનું હું દ્યૂત છું, તેજસ્વીઓનું હું તેજ છું. હું જય છું, હું વ્યવસાય છું, સત્ત્વવાળાઓમાં હું સત્ત્વ છું. ૩૬.

છળ કરનારાઓનું દ્યૂત હું છું. તેજસ્વીઓમાં હું તેજ છું. જય હું છું. વ્યવસાય અર્થાત્ ઉદ્યમ અથવા નિશ્ચય હું છું. સત્ત્વવાળાઓમાં એટલે ધૈર્યવાળામાં હું સત્ત્વ અર્થાત્ ધૈર્ય છું. ૩૬.

वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥३७॥

વૃષ્ણિઓમાં હું વાસુદેવ છું, પાંડવોમાં હું ધનંજય છું, મુનીઓમાં પણ હું વ્યાસ છું, કવિઓમાં હું શુક્રાચાર્ય કવિ છું. ૩૭.

વૃષ્ણિઓમાં હું વાસુદેવ છું. વસુદેવના ઘેર ધર્મમય ભગવાનનો પ્રાદુર્ભાવ થએલો છે અને તે અન્યત્ર કેવલ પૂર્ણ પુરુષોત્તમ છે. તેથી વાસુદેવની વિભૂતિમાં ગણના કરેલી છે. અથવા વૃષ્ણિઓમાં વસુદેવના પુત્ર બલભદ્ર મારી વિભૂતિ છે. પાંચ પાંડવો મધ્યે નારાયણના અંશ નરરૂપ ધનંજય અર્થાત્ તું મારી વિભૂતિ છે. મનન કરનાર મુનિઓમાં હું કૃષ્ણ દ્વૈપાયન છું, અને કવિઓમાં હું ઉત્તમ કવિ શુક્રાચાર્ય છું. ૩૭.

दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८ ॥

દમનારાઓનો દંડ હું છું. જયની ઇચ્છાવાળાઓની નીતિ

હું છું. ગુહ્ય પદાર્થોમાં હું મૌન છું, અને જ્ઞાનીઓનું જ્ઞાન હું છું. ૩૮.

દમનારાઓનો સર્વના દોષને હરનાર દંડ હું છું. ૩૮

**यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।**

**न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥**

હે અર્જુન ! સર્વભૂતોનું જે કાંઈ બીજ છે તે હું છું. એવું કોઈ ચર અથવા અચર ભૂત નથી જે મારા વિનાનું હોય. ૩૯.

ચર અથવા અચર ભૂતમાત્ર મારી ઉપર કહેલી બે પ્રકૃતિનુંજ કાર્ય હોવાથી એવું કોઈ સંભવતું નથી કે જે મારા વિનાનું હોય. તેથી સર્વત્ર હું છું. ૩૯.

**नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।**

**एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥**

હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી. આ તો વિભૂતિનો વિસ્તાર મેં ઉદ્દેશથી કહ્યો. ૪૦.

ઉદ્દેશથી એટલે નામમાત્રથી મેં વિભૂતિઓનો વિસ્તાર કહ્યો. મારી દિવ્ય વિભૂતિઓ અનંત હોવાથી તે કહેતાં પાર આવેજ નહિ.

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**

**तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥**

જે જે વિભૂતિવાળું શોભાવાળું અથવા ઉત્કર્ષવાળું સત્ત્વ (છે) તે તે મારા તેજના અંશમાંથી ઉત્પન્ન થએલું તું જાણ. ૪૧.

જે જે સત્ત્વ અથવા પદાર્થ વિભૂતિવાળો એટલે ઐશ્વર્યવાળો, શોભા અથવા સૌંદર્યવાળો, અથવા ઉત્કર્ષવાળો (છે) તે તે મારા

તેજના અંશમાંથી ઉત્પન્ન થએલો છે એમ તું જાણ. જડ, જીવ, અને અંતર્યામી ત્રણેમાં મારા સત્, ચિત્, અને આનંદ અંશોનો અનુક્રમે આવિર્ભાવ હોવાથી જે જે પદાર્થમાં ઐશ્વર્ય, સૌંદર્ય, અથવા ઉત્કર્ષ છે તે મારા ત્રણમાંથી એક અંશમાંથી ઉત્પન્ન થએલ છે. મારી વિભૂતિનો અંત નથી, તેથી મારી વિભૂતિ જાણવાનું આ સામાન્ય લક્ષણ કહ્યું. ૪૧.

अथवा बहुनैतेन किं ज्ञानेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२॥

અથવા હે અર્જુન ! આ બહુ જ્ઞાનથી તને શું ( લાભ છે ? ) હું એક અંશથી આ સર્વ જગતને વ્યાપીને રહેલો છું. ૪૨.

ઉપર સર્વ વિભૂતિઓ કહી તેનો યોગમાં ઉપસંહાર કરે છે. હે અર્જુન ! આ સવ જ્ઞાનથી તને શું લાભ થવાનો છે ? હું પુરુષોત્તમ મારા એક અંશથી અર્થાત્ અક્ષરના મહિમાથી મારા અધ્યાત્મરૂપથી આ સર્વ સ્થૂલ અને સૂક્ષ્મ, ચેતન અને અચેતન જગતને વ્યાપી અથવા ધારણ કરી રહેલો છું. એ મારા યોગનું ઐશ્વર્ય જાણ. આવું મારૂં માહાત્મ્ય છે. ૪૨.

॥ इति दशमोऽध्यायः ॥

---

# ॥ अथैकादशोऽध्यायः ॥

**अर्जुन उवाच ।—**

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥

મારા પર અનુગ્રહ કરવા આપે જે પરમ ગુહ્ય અધ્યાત્મ

વચન કહ્યાં તેથી મારો આ મોહ નષ્ટ થયો. ૧.

ગયા અધ્યાયના અંતે ભગવાને પોતાનો પરમ અસાધારણ યોગ કહ્યો, અને કહ્યું કે "હું એક અંશથી આ સર્વ જગતને વ્યાપી રહેલો છું." આવું ભગવાનનું રૂપ સાંભળી તેનાં દર્શન કરવાની ઇચ્છા થવાથી ચાર શ્લોકથી ( ૧–૪ ) અર્જુન એ રૂપનાં દર્શન માટે પ્રાર્થના કરે છે. આપે મારા ઉપર અનુગ્રહ કરવા પરમ ગુહ્ય અધ્યાત્મ વચનથી મને બોધ દીધો. તેનાથી મારો આપના ઐશ્વર્યના અજ્ઞાનરૂપ મોહ નષ્ટ થયો, અર્થાત્ આપના માહાત્મ્યનું ભાન કરાવનાર આપની વાણીનું મને શ્રવણ થયું. પરંતુ આપના તેવા રૂપનું દર્શન થયું નથી. ૧.

**भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।**

**त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥**

હે કમલપત્ર જેવા ચક્ષુવાળા! આપથી ભૂતોની ઉત્પત્તિ તથા લય તેમજ ( આપનું ) અવ્યય માહાત્મ્ય પણ મેં વિસ્તારથી સાંભળ્યાં. ૨.

આપમાંથી ભૂતમાત્રની ઉત્પત્તિ તથા સર્વ ભૂતોનો લય થાય છે એ મેં વિસ્તારથી સાંભળ્યું, તેમજ આપનું અવ્યય માહાત્મ્ય પણ મેં સાંભળ્યું. ૨.

**एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।**

**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥**

હે પરમેશ્વર! આપે આપનું સ્વરૂપ જેવું કહ્યું તેવુંજ છે. હે પુરુષોત્તમ! આપનાં ઐશ્વર રૂપનાં દર્શન કરવા ઇચ્છું છું. ૩.

આપના વચનમાં મને અવિશ્વાસ નથી. આપે જેવું આપનું

સ્વરૂપ વર્ણવ્યું તે તેવુંજ છે તેમાં મને અવિશ્વાસ નથી. આજ દર્શાવે છે કે મારો મોહ દૂર થયો છે. હે પુરુષોત્તમ, આપના તે ઐશ્વરરૂપ અર્થાત્ આપના ઐશ્વર્યવાળાં રુપનું દર્શન કરવાની મારી ઇચ્છા છે.૩.

**मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।**

**योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥४॥**

**હે પ્રભો ! હે યોગેશ્વર ! જો તે મારાથી જોઈ શકાય તેવું આપ માનતા હો તો આપ મને આપના અવ્યય સ્વરૂપ નાં દર્શન કરાવો. ૪.**

આ દર્શન જીવની કૃતિથી પ્રાપ્ત થાય તેવાં નથી પરંતુ ઈશ્વરની ઇચ્છા હોય તોજ થઇ શકે તેમ હોવાથી કહે છે કે હે પ્રભો ! જો તે મારાથી જોઈ શકાય તેવું આપ માનતા હો તો મને આપના તે અવ્યય સ્વરૂપનાં દર્શન કરાવો. ૪.

**श्री भगवानुवाच ।—**

**पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।**

**नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥**

**હે પાર્થ ! નાના પ્રકારના, વિધવિધ વર્ણ અને આકૃતિ વાળાં મારાં સેંકડો અને હજારો દિવ્ય રૂપો તું જો. ૫.**

અર્જુને એ પ્રમાણે પ્રાર્થના કરી તેથી પોતાનું અદ્‌ભુત અક્ષર સ્વરૂપ દર્શાવવા ભગવાન **પ્રથમ** ચાર ( ૫–૮ ) શ્લોકથી તેનાં દર્શન કરવા માટે અર્જુનને સાવધાન કરે છે. હે પાર્થ ! મારાં સેંકડો અને હજારો અર્થાત્ તારી ઇચ્છામાં આવે તેટલાં દિવ્ય રૂપો તું જો. ૫.

**पश्यादित्यान्वसून् रुद्रानाश्विनौ मरुतस्तथा ।**

**बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥६॥**

હે ભારત ! આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનકુમારો, તથા પ્રથમ નહિ જોએલાં એવાં બહુ આશ્ચર્યો તું જો. ૬.

એકજ સ્થાનમાં અન્યોન્ય વિરુદ્ધ ધર્મો જે રૂપમાં રહેલાં હોય તે આશ્ચર્યરૂપ છે. એવાં બહુ આશ્ચર્યો જો. ૬.

**इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।**

**मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥७॥**

હે ગુડાકેશ, મારા આ દેહમાં સ્થાવર જંગમ સહિત સર્વ જગત એક સ્થળે રહેલું આજ જો, અને અન્ય જે જોવાની ઇચ્છા હોય તે જો. ૭.

આ અર્થાત્ આ અક્ષર સ્વરૂપ મારા દેહમાં સ્થાવર જંગમ સહિત સર્વ જગત એકજ સ્થળે રહેલું તું આજ જો. અહીં જગતનું પ્રત્યક્ષ દર્શન કરવાનું કહેલું હોવાથી જગત સત્ય છે, મિથ્યા નથી એમ સિદ્ધ થાય છે. અન્ય જે કાંઈ જોવાની ઇચ્છા હોય તે પણ તું જો. ૭.

**न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।**

**दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥**

પરંતુ આજ તારા ચક્ષુથી મારાં દર્શન કરવા તું સમર્થ નથી, ( તેથી ) તને દિવ્ય ચક્ષુ આપું છું. મારો ઐશ્વર યોગ તું જો. ૮.

આ તારા પ્રાકૃત ચક્ષુઓ જે માત્ર પરિમિત વસ્તુનુંજ ગ્રહણ કરી શકે તેવાં છે તેનાથી મારાં અલૌકિક અક્ષર સ્વરૂપનાં દર્શન થઈ શકશે નહિ, તેથી હું તને દિવ્ય ચક્ષુ આપું છું. તેથી તું

મારો ઐશ્વર યોગ અર્થાત્ જેની અંદર સર્વ વિરુદ્ધ ધર્મો આશ્રય કરી રહેલા છે તેવું રૂપ જો. ૮.

**संजय उवाच ।—**

एवमुक्त्वा ततो राजन्महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥९॥
अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥
दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥११॥

હે રાજન્! મહાયોગેશ્વર હરિએ એમ કહીને પછી અનેક મુખ અને નયનવાળું, અનેક અદ્ભુત દર્શનવાળું, અનેક દિવ્ય આભરણોવાળું, દિવ્ય અનેક આયુધો ધારણ કરેલું, દિવ્ય માલા અને વસ્ત્રો ધારણ કરેલું, દિવ્ય ગંધોના લેપવાળું સર્વ આશ્ચર્યવાળું, પ્રકાશમાન, અનન્ત, સર્વત્ર મુખવાળું (પોતાનું) પરમ ઐશ્વર રૂપ અર્જુનને દેખાડ્યું. (૯. ૧૧.)

હે રાજન્! સર્વકારણસમર્થ મહાયોગેશ્વર હરિએ એ પ્રમાણે કહી અર્જુનને પોતાનું પરમ ઐશ્વર રૂપ દેખાડયું. આ રૂપને અનેક મુખ અને નયન હતાં, તેમાં અનેક અદ્ભુત દેખાવો હતા. કિરીટ વગેરે અનેક દિવ્ય આભરણો ધારણ કરેલાં હતાં, તેમજ ભક્તોના તાપને દૂર કરનાર ગદા વગેરે અનેક દિવ્ય આયુધો, અને દિવ્ય માલા અને વસ્ત્રો ધારણ કરેલાં હતાં, દિવ્ય ગંધોનો લેપ કરેલો હતો. તે રૂપ સર્વ આશ્ચર્યોવાળું હતું અર્થાત્ તેમાં સર્વ પરસ્પર

વિરુદ્ધ ધર્મો રહેલા હતા. તે પ્રકાશમાન અનંત અને સર્વત્ર મુખવાળું હતું. (૯–૧૧)

**दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।**
**यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१२॥**

જો આકાશમાં એક સાથે ( ઉદય પામેલા ) એક હજાર સૂર્યનો પ્રકાશ ઉત્પન્ન થાય તો તે તે મહાત્માના પ્રકાશના જેવો થાય. ૧૨.

આ અલૌકિક રૂપના પ્રકાશનું અદ્ભુત ઉપમાથી વર્ણન કરે છે. આકાશમાં જો એક હજાર સૂર્ય એક સાથે ઉદય પામે તો તેમનો જે પ્રકાશ થાય તે એ મહાત્માના પ્રકાશ સમાન કદાચ થાય ! અર્થાત્ તે મહાત્માના પ્રકાશ જેવો તે થાય નહિ, પરંતુ તે મહાત્માના પ્રકાશનું ભાન તેનાથી કદાચ થઈ શકે. ૧૨.

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।**
**अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥१३॥**

તે સમયે પાંડવે દેવોના દેવના શરીરમાં એક સ્થલે રહેલું અને અનેક પ્રકારે વિભકત થએલું સંપૂર્ણ જગત્ જોયું. ૧૩.

પોતાના માહાત્મ્યના જ્ઞાન વિના ભક્તિ દૃઢ થઈ શકે તેમ નહિ હોવાથી ભગવાને કૃપાથી જ્યારે અર્જુનને પોતાના અક્ષરસ્વરૂપનાં દર્શન કરાવ્યાં ત્યારે અર્જુને ચેતન અને અચેતન ચૌદલોક સહિત અનેક પ્રકારે વિભક્ત થએલું સર્વ જગત દેવોના પણ દેવ શ્રીપુરુષોત્તમના શરીરમાં એક સ્થળે રહેલું જોયું. આવીજ રીતે શ્રીયશોદાજીએ મૃત્સ્નાભક્ષણના પ્રસંગમાં ભગવાનના મુખારવિંદમાં સર્વ જગત જોયું હતું, પરંતુ શ્રીયશોદાજીનો પ્રેમ પોતામાં દૃઢ થાય તે માટે ભગવાને તેમના

માહાત્મ્યજ્ઞાનનું પોતાની વૈષ્ણવી માયાથી તરતજ તિરોધન કર્યું હતું એ શુદ્ધ પુષ્ટિનું માહાત્મ્ય છે. અર્જુનનો શુદ્ધ પુષ્ટિમાં અધિકાર નથી, પરંતુ મર્યાદાપુષ્ટિમાં અધિકાર છે, તેથી ભગવાને કૃપા કરી તેને અક્ષરસ્વરૂપનાં દર્શન કરાવી પોતાના માહાત્મ્યનું ભાન કરાવ્યું, પરંતુ શ્રીયશોદાજી પેઠે તેનો પ્રેમ દઢ કરવા તેના માહાત્મ્યના જ્ઞાનનું વૈષ્ણવી માયાથી તિરોધન કર્યું નથી. ૧૩.

**ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।**
**प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥१४॥**

**પછી વિસ્મય પામેલા અને રોમાંચિત થએલા અર્જુને મસ્તકથી દેવને પ્રણામ કરી, હાથ જોડી ( નીચે પ્રમાણે ) કહ્યું. ૧૪.**

દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થવાથી ભગવાનના સ્વરૂપનાં દર્શન થવાથી વિસ્મય પામેલા એટલે આશ્ચર્યરસમાં નિમગ્ન થએલા અને રોમાંચિત થએલા અર્જુને દેવને મસ્તકથી પ્રણામ કરી હાથ જોડી નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. ૧૪.

**पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।**
**ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥**

**હે દેવ! આપના દેહમાં સર્વ દેવોને તથા ભૂતોના સમૂહોને, કમલાસન ઉપર બેઠેલા બ્રહ્માને, ઈશને, સર્વ ઋષિઓને, અને દિવ્ય સર્પોને હું જોઉં છું. ૧૫.**

અહીંથી સત્તર શ્લોકથી ( ૧૫-૩૧ ) અર્જુન ભગવાનની સ્તુતિ કરે છે. ભગવાનની ૧૬ કળાઓરૂપ ૧૬ શ્લોક, અને ૧ શ્લોક પ્રાર્થનાનો મળી ૧૭ શ્લોકથી વિજ્ઞપ્તિ કરે છે. ૧૫.

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ।।१६।

હું આપને અનેક બાહુ, ઉદર, મુખ, અને નેત્રવાળા અને સર્વતઃ અનંત રૂપવાળા જોઉં છું. હે વિશ્વેશ્વર ! આપનો અંત, મધ્ય, અથવા આદિ હું જોતો નથી, આપને વિશ્વરૂપ જોઉં છું. ૧૬.

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ।।१७।।

કિરીટવાળા, ગદાવાળા, ચક્રવાળા, તેજના સમૂહરૂપ, સર્વતઃ પ્રકાશમાન, જેની સામે દૃષ્ટિ થઈ ન શકે તેવા, સર્વ બાજુએ પ્રદીપ્ત અગ્નિ અને સૂર્યના જેવી કાંતિવાળા તથા પ્રમાણુ થઈ ન શકે તેવા હું આપને જોઉં છું. ૧૭.

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ।।१८।।

આપ અક્ષર છો. પરમ જાણુવા યોગ્ય છો. આપ આ વિશ્વના પરમ નિધાન છો. આપ શાશ્વત ધર્મનું રક્ષણુ કરનાર અવ્યય છો. હું આપને સનાતન પુરુષ માનું છું. ૧૮.

આપ અક્ષર સ્વરૂપ પરમબ્રહ્મ છે. તેથીજ જ્ઞાનીઓને અને ભક્તોને જાણુવા યોગ્ય છો. અહીં ભગવાનને અક્ષર કહ્યા તેથી સર્વની ઉત્પત્તિ તેમનામાંથી છે એમ કહ્યું. હવે લયસ્વરૂપ કહે છે. આપ આ વિશ્વના પરમ નિધાન અથવા લયસ્થાન છો. હવે પાલકપણું કહે છે. આપ શાશ્વત ધર્મનું રક્ષણ કરનાર છો. ગુણાત્મક ન હોતાં અવ્યય એટલે અવિનાશી અથવા નિત્ય છો. હું આપને સનાતન પુરુષ અથવા પુરુષોત્તમ માનું છું. આપ પુરુષોત્તમ છો એવો મારો નિશ્ચય છે. ૧૮.

अनादिमध्यान्तमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपन्तम्॥१९॥

આદિ, મધ્ય, તથા અંત રહિત, અનંત વીર્યવાળા, અનંત બાહુવાળા, ચંદ્ર અને સૂર્યરૂપી નેત્રવાળા, પ્રદીપ્ત અગ્નિ જેના મુખમાં છે તેવા અને પોતાના તેજથી આ વિશ્વને તપાવતા હું આપને જોઉં છું. ૧૯.

द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

આકાશ અને પૃથિવીનું આ અંતર અને સર્વ દિશાઓ આપ એકલાંએ વ્યાપેલાં છે. હે મહાત્મન્ આપનું આ અદ્ભુત ઉગ્ર રૂપ જોઈને ત્રણે લોક બહુ વ્યથિત થએલા છે. ૨૦.

अमी हि त्वां सुरसंघा विशन्ति केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवन्ति त्वां स्तुतिभिःपुष्कलाभिः॥

આ દેવોનાં ટોળાં આપમાં પ્રવેશ કરે છે. કેટલાકો ભય પામી હાથ જોડી સ્તુતિ કરે છે. મહર્ષિ અને સિદ્ધોનાં ટોળાંઓ 'સ્વસ્તિ' એમ કહી પુષ્કલ સ્તુતિથી આપનું સ્તવન કરે છે. ૨૧.

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गन्धर्वयक्षासुरसिद्धसंघा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

રુદ્રો, આદિત્યો, વસુઓ, અને સર્વે સાધ્યો, બે અશ્વિનીકુમારો, મરુતો, પિતૃઓ, ગન્ધર્વો, યક્ષો, અસુરો, અને સિદ્ધોના સમૂહો સર્વ વિસ્મિત થઈ આપનાં દર્શન કરે છે. ૨૨.

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥२३॥

હે મહાબાહો! બહુ મુખ અને નેત્રવાળા, બહુ બાહુ સાથળ અને ચરણવાળા, બહુ ઉદરવાળા, અને ઘણી દાઢોથી વિકાળ આપનાં મોટાં રૂપને જોઈને લોકો તેમજ હું બહુ વ્યથિત થયા છીએ. ૨૩.

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो॥

હે વિષ્ણો! આકાશને સ્પર્શ કરતા, પ્રકાશમાન, અનેક રંગવાળા, પ્રસારેલ મુખોવાળા, પ્રદીપ્ત અને વિશાલ નેત્રોવાળા આપને જોઈને જેનો અંતરાત્મા બહુ વ્યથિત થએલો છે એવો હું ધૈર્ય અથવા શાંતિ પ્રાપ્ત કરી શકતો નથી. ૨૪.

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२५॥

દાઢોથી વિકાલ અને કાલાગ્નિ જેવાં આપનાં મુખો જોઈનેજ હું દિશાઓ જાણતો નથી અને મને શાંતિ મળતી નથી. તેથી હે દેવેશ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ. ૨૫.

આપનાં વિકાળ અને કાલાગ્નિ જેવાં મુખો જોઈ નેજ હું દિશાઓ જાણતો નથી એટલે કઈ દિશામાં નાસવું તે મને સૂઝ પડતી નથી, કોઈ દિશામાં નાસવાથી ભય દૂર થાય તેવું જણાતું મથી. ૨૫.

अमी च त्वा धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः॥२६॥

वक्त्राणि ते त्वरमाणा विशन्ति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनान्तरेषु संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥२७॥

અને આ ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો તેમજ ભીષ્મ, દ્રોણ, અને સૂતપુત્ર ભૂપાલોના સમૂહો સાથે અને આપણા પણ મુખ્ય યોદ્ધાઓ સાથે દાઢોથી વિકાલ અને ભયાનક આપનાં મુખો પ્રતિ દોડીને આપમાં પ્રવેશ કરે છે. કેટલાકો ચુરેચુરા થએલા મસ્તકોથી દાંતોની ફાટોમાં ચોંટેલા દેખાય છે. ૨૬–૨૭.

यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥२८॥

જેમ નદીઓના અનેક જલના પ્રવાહો સમુદ્રનીજ તરફ વહે છે તેમ આ નરલોકના વીરપુરુષો આપનાં સર્વ બાજુએ જ્વલતાં મુખોમાં પ્રવેશ કરે છે. ૨૮.

નદીઓના પ્રવાહો પોતાના લયસ્થાનરૂપ સમુદ્ર પ્રતિ વહી સમુદ્રમાં લય પામે છે તેવી રીતે આ વીરપુરુષો આપનાં જ્વલતાં મુખોમાં પ્રવેશ કરી લય પામે છે. ૨૮.

લયનું અથવા નાશનું દૃષ્ટાંત ઉપર કહ્યું તેમાં નાશ પ્રકટ નહિ લાગવાથી નાશનો પ્રકાર વિશેષ સ્પષ્ટ કરવા બીજું દૃષ્ટાંત કહે છે.

यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशन्ति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशन्ति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः॥२९॥

જેમ પતંગીઆઓ વધારે વેગવાળા થઈ પ્રજ્વલિત અગ્નિમાં પોતાના નાશ માટે પ્રવેશ કરે છે તેમજ લોકો પણ વધારે વેગવાળા થઈ આપના મુખોમાં પોતાના નાશ માટે પ્રવેશ કરે છે. ૨૯.

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥३०॥

આપ જ્વલતા મુખોથી ચારે તરફથી સર્વ લોકોને ગળતાં ચાહો છો. હે વિષ્ણુ! આપનાં ઉગ્ર તેજો પોતાની કાંતિથી સર્વ જગત્‌ને ભરી દઇ પ્રકાશે છે. ૩૦.

आख्याहि मे को भवानुग्ररूपो नमोस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१

ઉગ્રરૂપવાળા આપ કોણ તે મને કહો. હે દેવવર! આપને નમસ્કાર હો! આપ પ્રસન્ન થાઓ. આદ્ય (પુરુષ) આપને જાણવા ઇચ્છું છું, કારણ કે આપની પ્રવૃત્તિ હું જાણતો નથી. ૩૧.

અર્જુનને ભય થએલો હોવાથી 'આપ પ્રસન્ન થાઓ' એમ કહે છે. આપ આદ્ય પુરુષ છો અને આ ભયંકર આકારમાં સર્વથી વિલક્ષણ દેખાઓ છો તેથી આપને જાણવા ઇચ્છું છું, કારણ કે આપની પ્રવૃત્તિ પણ હું જાણતો નથી. ૩૧.

श्रीभगवानुवाच ।—

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ।

હું લોકોનો ક્ષય કરનાર વૃદ્ધિ પામેલો કાલ છું, લોકોનો સંહાર કરવા અહીં પ્રવૃત્ત થએલો છું. દરેક સૈન્યમાં જે યોદ્ધાઓ ઉભેલા છે તે સર્વે તારા વિના પણ રહેવાના નથી. ૩૨.

હું કાલ છું. કાલરૂપ હોવાથી અસુરાવેશવાળા જીવોનું મૃત્યુ

કરનાર છું; તેથી અસુરાવેશવાળા જીવોનો સંહાર કરવા અહીં પ્રવૃત્ત થએલો છું. આજ સંકર્ષણભાવ છે, કારણકે સંકર્ષણ વ્યૂહ સંહાર કરનાર છે. તારા વિના પણ એટલે તું કોઈને નહિ મારે તોપણ આ ઉભય સૈન્યમાં જે યોદ્ધાઓ ઉભા રહેલા છે તેમાંથી કોઈપણ રહેવાનો નથી; કારણકે તું તેઓને નહિ મારે તોપણ કાલરૂપ હું તેઓને ગળી જઈશ, અને તેઓનો તિરોભાવ થઈ જશે. ૩૨.

**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुङ्क्ष्वराज्यं समृद्धम् ।**
**मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥**

**તેથી તું ઊઠ. યશ પ્રાપ્ત કર. શત્રુઓને જીતી સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ. પ્રથમથીજ મેંજ આમને મારેલા છે. હે સવ્યસાચિન્ ! તું નિમિત્ર માત્ર થા. ૩૩.**

હે સવ્યસાચિન્ એટલે ડાબા હાથથી બાણ ફેંકનાર ! આ સર્વે યોદ્ધાઓને કાલરૂપ મેંજ મારેલા છે. તારે માત્ર નિમિત્ત થઈ યશ પ્રાપ્ત કરવાનો છે, તેથી ઊઠ, અને શત્રુઓને મારી સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ. ૩૩.

**द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान् ।**
**मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युध्यस्व जेतासि रणे सपत्नान् ॥**

**દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ, તેમજ અન્ય વીર યોદ્ધાઓને મેં મારેલા છે તેમને તું હણ. વ્યથા પામ નહિ. યુદ્ધ કર. સંગ્રામમાં તું શત્રુઓને જીતીશ. ૩૪.**

'ભીષ્મ દ્રોણ વગેરેને હું કેમ મારૂં ?' એવી શંકા કર નહિ. આ સર્વ યોદ્ધાઓને મેં મારેલાજ છે, તેઓ કાલદૃષ્ટિથી અથવા પ્રારબ્ધ કર્મ વડેજ જીવે છે. તેમને હણ. તું દુઃખી ન થતાં યુદ્ધ કર. તું શત્રુઓને સંગ્રામમાં જીતીશ. ૩૪.

संजय उवाच ।—

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृताञ्जलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य॥३५॥

કેશવનું આ વચન સાંભળીને, ઘણાજ ભયભીત થએલા અને ધ્રૂજતા અર્જુને હાથ જોડી શ્રીકૃષ્ણને નમસ્કાર કરી તથા પ્રણામ કરી ગદ્ગદ કંઠે પુનઃ (નીચે પ્રમાણે) કહ્યું. ૩૫.

अर्जुन उवाच ।—

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यंति च सिद्धसंघाः॥३६॥

હે હૃષીકેશ ! આપની કીર્તિથી જગત હર્ષ પામે છે અને પ્રસન્ન થાય છે, રાક્ષસો ભય પામી દિશાઓમાં દોડે છે, અને સર્વ સિદ્ધોના સમૂહો નમન કરે છે તે યોગ્યજ છે. ૩૬.

અહીંથી ( ૩૬ થી ૪૬ ) અગીઆર શ્લોકથી અર્જુન ભગવાનની પ્રાર્થના કરે છે. આ ૩૬ મો શ્લોક રક્ષોઘ્નમંત્ર એટલે રાક્ષસોને મારવાનો મંત્ર છે. તે રક્ષોઘ્નમંત્રશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. ૩૬.

कस्माच्च ते न नमेरन्महात्मन्गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनन्त देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥

હે મહાત્મન્ ! બ્રહ્માથી પણ મોટા આદિકર્તા આપને (તેઓ) કેમ ન નમે ? હે અનન્ત ! હે દેવોના ઈશ ! હે જગન્નિવાસ ! આપ અક્ષર છો, સત્ છો, અસત્ છો, અને જે 'પર' છે તે છો. ૩૭.

આપ વિરુદ્ધ સર્વ ધર્મના આશ્રય હોવાથી સત્ છો, અને અસત્ પણ છો. જે પર કારણ એટલે પુરુષોત્તમ છે તે પણ આપ છો.

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥३८॥

આપ આદિદેવ છો, પુરાણ પુરુષ છો. આપ આ વિશ્વનું પરમ નિધાન છો. આપ વેત્તા છો, વેદ્ય છો, અને પરમ ધામ છો. હે અનંતરૂપ ! વિશ્વ આપથી વ્યપાએલું છે. ૩૮.

આપ આદિદેવ છો અથવા દેવોના આદિ છો. આપ પુરાણ પુરુષ અથવા પુરુષોત્તમ છો. આ વિશ્વનું પરમ નિધાન અથવા લયસ્થાન પણ આપ છો. વેત્તા એટલે જાણનાર તેમજ વેદ્ય એટલે જાણવા યોગ્ય પદાર્થ પણ આપ છો, પર ધામ એટલે પુરુષોત્તમનું પર ધામ અક્ષર પણ આપ છો, અને આપના અનંતરૂપથી આ વિશ્વ વ્યપાઈ રહેલું છે. ૩૮.

वायुर्यमाग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमोनमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते॥३९॥

આપ વાયુ છો, યમ છો, અગ્નિ છો, વરુણ છો, ચંદ્ર છો, પ્રજાપતિ છો, અને પ્રપિતામહ છો. આપને પુનઃ હજારો વાર નમસ્કાર હો, અને આપને ફરીથી પણ નમસ્કાર હો. ૩૯.

વાયુ એટલે સર્વને પ્રેરનાર સર્વના પ્રાણરૂપ આપ છો. તેમજ યમ એટલે સર્વને નિયમમાં રાખનાર, અગ્નિ એટલે સર્વના આધાર, વરુણ એટલે જલના અધિપતિ સર્વ રસના પૂરક, ચંદ્ર એટલે સર્વને

આનંદ આપનાર, પ્રજાપતિ એટલે સર્વને ઉત્પન્ન કરનાર, અને પ્રપિતામહ એટલે બ્રહ્માના પણ ઉત્પાદક આપ છો. તેથી સર્વરૂપ આધિદૈવિક સ્વરૂપ હોવાથી આપને હજારોવાર પુનઃ પુનઃ નમસ્કાર હો. ૩૯.

**नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।**
**अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥**

હે સર્વ ! આપને આગળથી તેમજ પાછળથી નમસ્કાર હો, અને આપને સર્વ તરફથી નમસ્કાર હો. હે અનંત વીર્યવાળા ! આપ અપરિમિત પરાક્રમવાળા છો. આપ સર્વને વ્યાપો છો તેથી સર્વરૂપ છો. ૪૦.

હે સર્વ એટલે સર્વરૂપ ! આપને સર્વ બાજુએથી નમસ્કાર હો. આપને નમસ્કાર કરવા સિવાય બીજું કાંઈ કરવું શક્ય નથી. આપ એક હોવા છતાં સર્વરૂપવાળા હોવાથી અનંત વીર્યવાળા છો. આપનું પરાક્રમ પણ અપરિમિત અથવા નિઃસીમ છે. આપ સર્વને વ્યાપો છો અર્થાત્ જૂદાં જૂદાં રૂપથી પદાર્થમાત્ર થઈ સર્વરૂપ થાઓ છો તેથી આપ સર્વરૂપ છો. ૪૦.

**सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।**
**अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥४१॥**
**यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।**
**एकोऽथ वाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥**

હે અચ્યુત ! આપનો આ મહિમા નહિ જાણવાથી મેં આપને સખા જાણી પ્રમાદને લીધે, અથવા પ્રણયથી વગર વિચારે 'હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા !' એમ

જે કહેલું છે તથા વિહાર, શય્યા, આસન, અને ભોજનમાં એકાંતમાં અથવા તેઓની (સખાઓની) સમક્ષ વિનોદ માટે જે આપનો અનાદર કરેલો છે તેની અપ્રમેય આપની પાસે હું ક્ષમા યાચું છું. ૪૧–૪૨.

આપના અલૌકિક માહાત્મ્ય વગેરે નહિ જાણવાથી મેં આપને સામાન્ય પુરુષ જાણી જે કાંઈ કહેલું છે તેની તથા વિહાર, શય્યા વગેરેમાં આપનો જે અનાદર કરેલો છે તેની હું ક્ષમા માગું છું. ૪૧–૪૨.

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्चगुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकःकुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव:॥४३

હે અપ્રતિમ પ્રભાવવાળા ! આપ આ સ્થિર અને જંગમ લોકના પિતા છો, અને મોટા પૂજ્ય ગુરુ છો; ત્રણ લોકમાં પણ આપની સમાન અન્ય નથી, તો (આપથી) અધિક ( તો હોયજ ) ક્યાંથી ? ૪૩.

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ॥
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥

તેથી પ્રણામ કરી, કાયાથી દંડવત્ (પ્રણામ) કરી, આપ સ્તુત્ય ઇશ્વરની હું પ્રસન્નતા યાચું છું. હે દેવ ! જેમ પિતા પુત્રનો, મિત્ર મિત્રનો, અને પ્રિય પ્રિયાનો (અપરાધ) સહન કરે તેમ આપ ( મારા અપરાધ ) સહન કરવા યોગ્ય છો. ૪૪.

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥४५॥

**પ્રથમ નહિ જોએલું જોઇને હર્ષ પામું છું, (તો પણ) અને મારૂં મન ભયથી વ્યથિત થએલું છે. હે દેવ! મને તેજ (આપનું) રૂપ દેખાડો. હે દેવેશ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ. ૪૫**

એવી રીતે ક્ષમા માગી હવે ગુણાતીત પ્રભુની પ્રાર્થના કરે છે. આપનું આ પૂર્વે નહિ જોએલું રૂપ જોવાથી હર્ષ થાય છે, પરંતુ લોકોનું ગ્રસન કરતા જોઈ મન ભયથી વ્યથિત થાય છે. વસ્તુતઃ આપ ગુણાતીત છો, તેથી મને ભક્તને આપના તેજ ગુણાતીત ચતુર્ભુજ રૂપનું દર્શન કરાવો, કારણ કે આપનું ચતુર્ભુજ રૂપ શાંત હોવાથી અમને તો તેજ ઉત્તમ છે. અહિં વિશ્વરૂપ કરતાં મર્યાદામય શુદ્ધ સત્ત્વાત્મક ચતુર્ભુજ રૂપ ઉત્તમ કહેલું હોવાથી અક્ષરબ્રહ્મના ઉપાસકો કરતાં શુદ્ધ સત્ત્વમય ચતુર્ભુજરૂપના ઉપાસકો ઉત્તમ છે. ૪૫.

**किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।**
**तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥४६॥**

**તેવાજ મુકુટવાળા, ગદાવાળા, તથા હસ્તમાં ચક્રવાળા આપનાં દર્શન કરવા હું ઇચ્છું છું. હે સહસ્રબાહુવાળા! હે વિશ્વમૂર્તે! તેજ ચતુર્ભુજ રૂપવાળા થાઓ. ૪૬.**

તે રૂપનું વર્ણન કરે છે. તેવાજ એટલે પૂર્વે મને જેવાં દર્શન થતાં હતાં તેવાજ મુકુટધારી, ગદાધારી, ચક્રપાણિ રૂપનાં આપનાં દર્શન કરવાની મારી ઇચ્છા છે તેથી આપ તેવુંજ ચતુર્ભુજ રૂપ ધારણ કરો. આ શ્લોકથી અર્જુનને ભગવાનના નિરંતર ષડ્ગુણોથી અલંકૃત ચતુર્ભુજ રૂપથી દર્શન થતાં હતાં એમ જણાય છે. ૪૬.

श्रीभगवानुवाच ।—

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनन्तमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥

હે અર્જુન ! પ્રસન્ન થઈ મેં આત્મયોગથી આ તેજો-મય વિશ્વરૂપ, અનન્ત, આદ્ય, અને તારા વિના પૂર્વે કોઈએ જોએલું નહિ એવા મારા પર રૂપનું તને દર્શન કરાવ્યું. ૪૭

સ્વતઃ પ્રવૃત્તિ ઉત્પન્ન કરાવનાર અક્ષરસ્વરૂપનાંજ દર્શનથી પુષ્ટિમિશ્ર ભક્તને તેમાં ભયરહિત રુચિ ઉત્પન્ન થતી નથી. ક્ષર અને અક્ષરથી અતીત આનંદરસના સમુદ્રરૂપી હરિના સ્વરૂપામૃતમાં નિમગ્ન થએલા ભકતોને હરિનાં સ્વરૂપ વિના અન્યત્ર કોઈ:સ્થળે રુચિ થતી નથી એમ જાણી ભગવાન અર્જુનને સાંત્વન કરતાં નીચે પ્રમાણે કહે છેઃ—

સર્વના મૂલરૂપ, ઉપનિષદોએ જેના સ્વરૂપનું પ્રતિપાદન કરેલું છે તેવા દ્વિભુજવાળા, લાવણ્યસમુદ્ર, મહામનોરમ, ગુણાતીત, સર્વ વેદાંતોથી વેદ્ય, પરતત્ત્વ, પોતાના આશ્રિત ( ભકતો ) પ્રતિ વાત્સલ્ય અને કરુણાના સમુદ્રરૂપ, અચિંત્ય ઐશ્વર્ય અને યોગવાળા મેં અંશી ભગવાન્ કૃષ્ણે તારા ઉપર પ્રસન્ન થઈ મારા ઐશ્વર્યના યોગથી આ તેજોમય વિશ્વરૂપ અનંત આદ્યરૂપનું તને દર્શન કરાવ્યું. અન્ય સ્વ-રૂપનાં દર્શન કરાવવાનું સામર્થ્ય દ્વિભુજવાળા સદાનંદરૂપ શ્રીકૃષ્ણ-માંજ છે એમ આથી સ્પષ્ટ થાય છે. શ્રીકૃષ્ણ મૂળરૂપ અને અવતારી હોવાથી અન્ય રૂપોનાં દર્શન કરાવી શકે છે, તેથીજ કહેલું છે કે "શ્રીકૃષ્ણના સ્વરૂપનું દર્શન કરાવવાનું અન્ય અવતારમાં સામર્થ્ય નથી. અન્યનાં રૂપોનું દર્શન કરાવવાનું શ્રીકૃષ્ણમાંજ સામર્થ્ય છે."૪૭.

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥

હે કુરુપ્રવીર ! વેદો, યજ્ઞ, અધ્યયન, દાનો, ક્રિયાઓથી અથવા ઉગ્ર તપોથી પણ નૃલોકમાં તારા વિના અન્યથી મારાં આ રૂપનાં દર્શન થવા શક્ય નથી. ૪૮.

મારા અનુગ્રહથી પ્રાપ્ય ભક્તિ વિના અન્ય કોઇપણ સાધનથી મારાં આ રૂપનાં પણ દર્શન શક્ય નથી. કેવલ અક્ષર વગેરે રૂપના તેઓના ઉપાસકોને વેદ, અધ્યયન, વગેરે સાધનોથી દર્શન થાય, પરંતુ હું પુરુષોત્તમ શ્રીકૃષ્ણ માત્ર અનન્ય ભક્તિથીજ પ્રાપ્ય હોવાથી વેદ વગેરે સાધનોથી મારાં દર્શન થવાં શક્ય નથી. તારા ઉપર મારો અનુગ્રહ હોવાથી તને મારાં દર્શન થયાં, પરંતુ અન્યને તેવાં દર્શન થવાં શક્ય નથી. ભગવાનનો અનુગ્રહ તેજ પુષ્ટિ એમ શ્રીમદ્ભાગવતમાં પણ કહેલું છે. ભગવાન્ ભાષ્યકાર ( શ્રીમદાચાર્યચરણ ) પણ કહે છે કે " કૃતિથી સાધ્ય જ્ઞાન, ભક્તિ વગેરે સાધનોનો શાસ્ત્ર બોધ કરે છે, તેવાં શાસ્ત્રોમાં કહેલાં સાધનોથી મુક્તિ થાય તે મર્યાદા ( માર્ગ ) છે; પરંતુ સાધનોથી રહિતને પણ ( ભગવાન ) પોતાના સ્વરૂપ બળથીજ પોતાની પ્રાપ્તિ કરાવે તે પુષ્ટિ કહેવાય છે. " આ પ્રમેયમાર્ગનું શ્રીમદ્ભાગવતના છઠ્ઠા સ્કંધમાં અજામિલના આખ્યાનમાં ધર્મ અને વિષ્ણુના દૂતોના સંવાદમાં નિરૂપણ થએલું છે, અને તેની ઉપપત્તિ ' ભક્તિહેતુ ' વગેરે ગ્રંથોમાં દર્શાવેલી છે. ૪૮.

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥४९॥

મારૂં આ આવું ઘોર રૂપ જોઈને તને વ્યથા અથવા

વિમૂઢતા ન થાઓ. તું ભયરહિત, પ્રસન્ન મનવાળો થઈ મારાં આ તેજ (પ્રથમના) રૂપનાં પુનઃ દર્શન કર. ૪૯.

संजय उवाच ।—

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

વાસુદેવે અર્જુનને એ પ્રમાણે કહી પુનઃ પોતાનું (પ્રથમનું) રૂપ દેખાડયું; અને ત મહાત્માએ પુનઃ સૌમ્ય વપુ ધારણ કરી બીધેલા તેને (અર્જુનને) આશ્વાસન આપ્યું.૫૦.

ભગવાને અર્જુનને એ પ્રમાણે કહી પોતાનું ચતુર્ભુજ રૂપ દર્શાવ્યું; પરંતુ એ રૂપવાળા પાસે પણ સારથિપણું કરાવવું યોગ્ય નથી એમ માની અર્જુનને નીચે ઉતરી સ્તુતિ કરવા તત્પર જોઈ મહાત્મા ભગવાને પુનઃ સૌમ્ય દ્વિભુજ રૂપ ધારણ કરી અર્જુનને આશ્વાસન આપ્યું. ૫૦.

अर्जुन उवाच ।—

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

હે જનાર્દન ! આ આપનું સૌમ્ય માનુષરૂપ જોઈને હું હમણાં સચેત થયો છું, અને પ્રકૃતિમાં આવ્યો છું. ૫૧.

આ આપનું સૌમ્ય એટલે સુંદર માનુષ અર્થાત્ દ્વિભુજ રૂપ જોઈ મારૂં ચિત્ત અને પ્રકૃતિ સ્વસ્થ થયાં છે. ૫૧.

श्रीभगवानुवाच ।—

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥५२॥

જે આ મારા રૂપનાં તેં દર્શન કર્યાં તેનાં દર્શન થવાં અતિ કઠિન છે, દેવો પણ આ રૂપના દર્શનની નિત્ય આકાંક્ષા રાખે છે. ૫૨.

જે મારા રૂપનાં તને દર્શન થયાં તેનાં દર્શન થવાં અ... ...ભ છે, કેમકે દેવો પણ એનાં દર્શન કરવા નિરંતર આકાંક્ષા રા... ; પરંતુ તેઓમાં અનુગ્રહનું બીજ નહિ હોવાથી તેઓને પણ દર્શન થતાં નથી. ૫૨.

**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।**
**शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५३॥**

જેવાં મારાં તને દર્શન થયાં તેવાં દર્શન વેદોથી, તપથી, દાનથી તથા યજ્ઞથી થવાં શક્ય નથી. ૫૩.

'જેનું તે વરણ કરે છે તેનાથી જ તે પ્રાપ્ય છે' વગેરે વાક્યોથી ભગવાન્ માત્ર અનુગ્રહથીજ લભ્ય હોવાથી અનુગ્રહ વિના વેદો, તપ, યજ્ઞ વગેરે સાધનોથી ભગવાનની પ્રાપ્તિ થતી નથી; તેથી મારા વરણથી તને મારાં જેવાં દર્શન થયાં, તેવાં વેદાદિ સાધનોથી પણ કોઈને થાય તેમ નથી. ૫૩.

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥**

પરંતુ હે અર્જુન ! હે પરંતપ ! અનન્ય ભક્તિથી એવા પ્રકારનો હું જ્ઞાન થવાને, દર્શન થવાને, તથા તત્ત્વથી પ્રવેશ થવાને શક્ય છું. ૫૪.

જેનું ભગવાન વરણ કરે તે જીવ અનન્ય ભક્તિથી ભગવાનને પ્રાપ્ત કરી શકે છે એમ કહે છે. હે અર્જુન ! હે પરંતપ ! જો કે મેં

સર્વનો નિરોધ કરવા અવતાર ધારણ કરેલો છે તોપણ સર્વ લોકોને મારૂં યથાર્થ દર્શન થતું નથી. આસુર આવેશવાળા જીવો મને સાધારણ મનુષ્ય માને છે, પરંતુ તેમને મારૂં તત્ત્વથી દર્શન થતું નથી. જેઓના ઉપર મારો અનુગ્રહ છે, જેઓનું મેં વરણ કરેલું છે તેઓ મારી અનન્ય ભક્તિથી મારૂં યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેઓને મારૂં તત્ત્વથી દર્શન થાય છે અને તેઓનો મારામાં પ્રવેશ થાય છે. અહીં મુખ્ય સાધન અનન્ય ભક્તિ કહેલી છે. અન્ય એટલે ઐહિક અથવા પારલૌકિક માટેનો યત્ન જેમાં નથી તે અનન્યભક્તિ. ૫૪.

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥५५॥

**હે પાંડવ ! મારા માટે કર્મ કરનાર, મને પરાયણ, સંગરહિત, સર્વ પ્રાણીઓ પ્રતિ નિર્વૈર જે મારો ભક્ત હોય તે મને પ્રાપ્ત કરે છે. ૫૫.**

હે પાંડવ ! જે મારા માટે કર્મ કરે છે, અર્થાત્ જે ફલની કામનાથી કર્મ કરતો નથી, પરંતુ 'હું પ્રભુનો સહજ દાસ છું' એમ સમજી પ્રભુની સેવા વગેરે પ્રભુને માટેજ જે કર્મ કરે છે, જે મને પરાયણ છે અર્થાત્ જેને હુંજ પરમ અથવા સર્વસ્વ છું, જે પુત્ર સ્ત્રી વગેરે લૌકિક અવૈષ્ણવના સંગરહિત છે, જે સર્વ પ્રાણીઓ પ્રતિ નિર્વૈર અથવા દ્વેષરહિત છે, એવો મારો ભક્ત મને પ્રાપ્ત કરે છે. ૫૫.

॥ इत्येकादशोऽध्यायः ॥

# ॥ अथ द्वादशोऽध्यायः ॥

अर्जुन उवाच ।—

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥

એવી રીતે નિરંતર યુક્ત થઇ જે ભક્તો આપની સર્વ પ્રકારે સેવા કરે છે, અને જેઓ અવ્યક્ત અક્ષરની ઉપાસના કરે છે તેઓમાં યોગવિત્તમ કોણ ? ૧.

આઠમા અધ્યાયના શ્લોક ૧૧–૧૩ સુધીમાં અક્ષરની ઉપાસના કહી, વિશ્વરૂપનું પણ અક્ષર તરીકે નિરૂપણ કર્યું, વળી અક્ષર ભગવદ્ધામ છે તેથી ભગવાનથી કાંઈક ભિન્ન છે એમ જણાય છે તેથી ભગવાન અને ભગવદ્ધામરૂપ અક્ષર એ બેની ઉપાસના કરનારમાં કોણ શ્રેષ્ઠ છે એની જિજ્ઞાસા થવાથી અર્જુન પ્રશ્ન કરે છે. અધ્યાય ૧૧ શ્લોક ૫૫માં ભગવાને પોતાની સેવાનો પ્રકાર કહ્યો તે પ્રમાણે નિત્ય ભગવત્સેવામાં યુક્ત રહેનાર જે ભક્તો સૌમ્યરૂપ, ભક્તોને માટે શરીર ધારણ કરનાર, સર્વ વિભૂતિઓના મૂળરૂપ, નિરવધિ નિરતિશય સૌંદર્ય, સૌશીલ્ય, સર્વજ્ઞત્વ, સત્યસંકલ્પત્વ વગેરે અનંત ગુણોના નિધિરૂપ, કેવલ આનંદમય કર, પાદ, મુખ, ઉદર, વગેરે અંગોવાળા, પોતાની માયાથી મનુષ્ય વિગ્રહ ધારણ કરેલા પરિપૂર્ણ પુરુષોત્તમ આપનીજ સેવા કરે છે અને અન્ય દેવોની ઉપાસના કરતા નથી, અને જે ભક્તો અવ્યક્ત અક્ષરની ઉપાસના કરે છે તે બે મધ્યે વિશેષ યોગ્ય જાણનાર કોણ છે તે આપ કહો. ૧.

श्रीभगवानुवाच ।—

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥

જેઓ મારામાં મન રાખી, નિત્યયુક્ત રહી, ઉત્તમ શ્રદ્ધા રાખી મને સેવે છે તેઓને હું યુક્તતમ માનું છું. ૨.

શ્રીભગવાન અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપે છે. સર્વના નિયંતા, સકલ અલૌકિક ગુણોવાળા, સાક્ષાત્ મન્મથના પણ મન્મથ, પરમાનંદ, રસાત્મક, સર્વના મૂળભૂત સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ મારામાં જેઓ મન રાખી, માત્ર પ્રેમથી અથવા બીજા હરકોઈ સંબંધથી નિત્ય યુક્ત રહી, 'આપણા ભજનીય પ્રિયતમ પ્રભુ આજ છે અન્ય કોઈ નથી' એમ શ્રદ્ધા રાખી મારી સેવા કરે છે, તેઓ એ બેમાં વશેષ યોગ્ય જાણનાર છે. ૨.

**ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।**
**सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥**
**सन्नियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ॥**
**ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥४॥**

પરંતુ જેઓ ઇંદ્રિયોના સમૂહને નિયમમાં રાખી, સર્વત્ર સમાન બુદ્ધિવાળા થઈ, સર્વ ભૂતોના હિતમાં પ્રીતિવાળા થઈ અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વવ્યાપક, અચિન્ત્ય, કૂટસ્થ, અચલ, અને નિત્ય અક્ષરની ઉપાસના કરે છે તેઓ મનેજ પ્રાપ્ત કરે છે. ૩-૪.

'તુ' 'પરંતુ' શબ્દ ભેદ દર્શાવે છે. તેથી ભગવાનની ઉપાસના કરનાર અને અક્ષરની ઉપાસના કરનારમાં ભેદ છે. અક્ષરમાં અને ભગવાનમાં ભેદ સ્પષ્ટજ છે. અક્ષર અનિર્દેશ્ય એટલે વાણીથી નામ આપી શકાય નહિ તેવું છે જ્યારે ભગવાનનાં પોતાની ઇચ્છાથી

અલૌકિક નામો હોય છે. અક્ષર અવ્યક્ત છે, જ્યારે ભગવાન વ્યક્ત છે. અક્ષર સર્વત્ર રહેલું છે, જ્યારે ભગવાન ભક્તોથીજ પ્રાપ્ય છે. અક્ષર અચિંત્ય છે અને ભગવાનનું ભક્તોથી ચિંતન થઈ શકે છે. અક્ષર કૂટસ્થ હોવાથી સર્વને સમાન અથવા સાધારણ છે, ભગવાન અસાધારણ છે. અક્ષર અચળ એટલે સ્થિર છે, ભગવાન વિહાર કરે છે. અક્ષર ધ્રુવ અર્થાત્ સ્થિરરૂપ છે; ભગવાન તે ધામમાં રહેનાર ઈશ્વર છે. તેથી જેઓ અક્ષરની ઉપાસના કરે છે તેઓને બ્રહ્માનંદની અથવા ભગવાનનીજ અંતે પ્રાપ્તિ થાય છે. ૩–૪.

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥**

**અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળા તેઓને અધિક ક્લેશ થાય છે, કારણકે દેહીઓને અવ્યક્ત ગતિ દુઃખથી પ્રાપ્ત થાય છે. ૫.**

અક્ષરના ઉપાસકોને પણ મારી પ્રાપ્તિ થાય છે, પરંતુ તેઓને અવ્યક્ત રીતેજ પ્રાપ્તિ થાય છે, અને પ્રાપ્તિ થયા પછી પણ સુખનો અનુભવ થતો નથી એમ કહે છે. અક્ષરના ઉપાસકોને (૧) અધિક ક્લેશ થાય છે. અને (૨) દુઃખથી અવ્યક્ત ગતિ પ્રાપ્ત થાય છે. સર્વ ભૂતોના હિતમાં પ્રીતિવાળા હોય તેવાજ અક્ષરના ઉપાસકોને આ ફળની પણ પ્રાપ્તિ થાય છે. મારા અવ્યક્ત દેહરૂપ અક્ષરમાં જેઓનું ચિત્ત આસક્ત છે તેઓને તે અવ્યક્ત ગતિનીજ પ્રાપ્તિ થાય; પરંતુ તે દેહમાં રહેલા સાક્ષાત્ રસસ્વરૂપ આનંદરૂપ પરમાત્માની પ્રાપ્તિ થતી નથી. અવ્યક્ત ગતિની પ્રાપ્તિ થાય છે એટલે તેઓના સ્વરૂપની હાનિ થાય છે. જેમ મીઠું જલમાં નાખવાથી જલમાં તેનો લય થાય

છે અને જળ સાથે તેનું લયરૂપ ઐક્ય થાય છે તેમ અક્ષરના ઉપાસકોનું અક્ષર સાથે લયરૂપ ઐકય થાય છે. વળી અક્ષરની ઉપાસના કરતી વખતે એટલે સાધનદશામાં પણ તેઓને અધિક ક્લેશ થાય છે, કારણ કે નિર્વિશેષ અક્ષર સાથે અભેદની ભાવના કરવી એ ક્લેશ વિના થઇ શકે નહિ. અક્ષરની ઉપાસનામાં આપણુને ક્લેશ બહુ છે અને ફળ પણ અવ્યક્ત ગતિજ છે તે પણ દુઃખથી પ્રાપ્ત થાય છે. આથી વિરુદ્ધ ભગવાનની સેવા કરવામાં આરંભથી અંત સુધી આનંદજ પ્રાપ્ત થાય છે. ૫.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ६ ॥

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥

પરંતુ હે પાર્થ ! જેઓ સર્વ કર્મો મને અર્પણ કરી, મને પરાયણ રહી, અનન્યજ યોગથી મારૂં ધ્યાન ધરતા મનેજ ભજે છે તેવા મારામાં પરોવેલા ચિત્તવાળાઓનો હું અલ્પ સમયમાંજ મૃત્યુયુક્ત સંસારસાગરમાંથી ઉદ્ધાર કરનાર થાઉં છું. ૬–૭.

એ પ્રમાણે અક્ષરની ઉપાસના કરનારાઓનું ફળ કહી ભગવાનની ભકિત કરનારાઓ વિષે કહે છે. 'तु' પરંતુ શબ્દ ભેદ દર્શાવે છે. હે પાર્થ ! જેઓ મને સ્વામીને સર્વ લૌકિક તથા વૈદિક કર્મો અર્પણ કરી, અન્યનું જેમાં ચિંતન પણ ન હોય તેવા અનન્ય ભક્તિના યોગથી મારૂં ધ્યાન અને ભજન કરે છે અને જેઓનું

ચિત્ત નિત્યપ્રિય પરમાત્મા મારામાં પરોવાએલું છે તેઓનો હું મૃત્યુયુક્ત સંસાર સાગરમાંથી અલ્પ સમયમાંજ ઉદ્ધાર કરું છું. અહીં ભગવાન 'तेषामहम्' 'તેઓનો હું' એમ કહે છે તેથી તેઓના સંબંધવાળાજ ભગવાન છે અર્થાત્ આવા ભકતોને ભગવાનનો નિત્ય સંબંધ છે એમ સિદ્ધ થાય છે. સંસારમાં રહેલા જીવો માત્ર આવી રીતે ભગવાનનું ભજન કરે તેથી તેઓનો ઉદ્ધાર કેમ થાય એવી શંકા કરવી નહિ, કારણ કે 'તેઓનું ચિત્ત ભગવાનમાં પરોવાએલું' હોવાથી તેઓને સંસારનું કાંઈ બંધન રહેતું નથી. "મારામાં જેઓની બુદ્ધિ રહેલી છે તેઓનો કામ કામ માટે કલ્પાતો નથી. સેકેલા અથવા ઉકાળેલા દાણા બીજને માટે ઇષ્ટ નથી" એમ ભગવાને પણ કહેલું છે. (શ્રીમદ્‌ભાગવત. ૧૦-૨૨-૨૬.) તેથી જેમ સેકેલા અથવા ઉકાળેલા દાણા બી તરીકે ઉપયોગમાં આવી નવું વૃક્ષ અથવા છોડ ઉત્પન્ન કરી શકતા નથી, તેમ જેઓનું ચિત્ત ભગવાનમાં પરોવાએલું છે તેઓના કામ વગેરે દોષ સાધારણ માણસોના કામ પેઠે કામની વૃદ્ધિ કરતા નથી, તેથી તેઓનો સંસારના સંબંધમાંથી અલ્પ સમયમાંજ ઉદ્ધાર થાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી. ૬-૭.

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ॥**
**निवसिष्यासि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥**

મારામાંજ મન રાખ. મારામાં બુદ્ધિનો પ્રવેશ કરાવ. હવે પછી તું મારામાંજ રહીશ એમાં સંશય નથી. ૮.

એ પ્રમાણે મારા ભકતોનો હું અલ્પ સમયમાંજ સંસારસાગરમાંથી ઉદ્ધાર કરું છું તેથી હરકોઈ સંબંધથી પોતાને વિષે મન રાખનારને નિર્ગુણ બનાવનાર પ્રકટ રૂપ પુરુષોત્તમ પરમાત્મા મારામાંજ

મન રાખ; તેમજ સંકલ્પ-વિકલ્પરૂપ બુદ્ધિનો પણ મારામાંજ પ્રવેશ કરાવ. આ પ્રમાણે કરવાથી તું મારામાંજ રહીશ, પરંતુ અક્ષર વગેરે ધામમાં તારો લય થશે નહિ. અથવા તું મારામાંજ રહીશ એટલે તું મારી સેવા માટે સદાચારી સમીપમાં રહીશ એમાં કાંઇ સંશય નથી. ૮.

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥९॥**

હે ધનંજય ! જો તું મારામાં સ્થિર ચિત્ત રાખી ન શકે તોપછી અભ્યાસયોગથી મને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખ. ૯.

જો એ પ્રમાણે મારામાં સ્થિર ચિત્ત રાખી ન શકે તો અન્ય ઉપાય કહું છું. ચિત્ત સ્થિર રાખવાનો અભ્યાસ કર. અથવા અભ્યાસથી તેને સ્થિર કરી મને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખ. ૯.

**अभ्यासेऽप्य समर्थोऽसि मत्कर्मपरमो भव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥**

અભ્યાસમાં પણ અસમર્થ હો તો મારા માટે કર્મ કરનાર થા. મારા માટે કર્મ કરતાં પણ તને સિદ્ધિ પ્રાપ્ત થશે. ૧૦.

ચિત્ત સ્થિર રાખવા માટે અભ્યાસ કરવાની પણ તારામાં શક્તિ ન હોય તો મારી સેવા વગેરે કર્મ ફળની કામના વિના મારી પ્રીતિને અર્થેજ કર. આવી રીતે ફળની કામના વિના કેવળ મારા માટેજ કર્મ કરતાં પણ તને સિદ્ધિ પ્રાપ્ત થશે. ૧૦.

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥

વળી આ કરવાને પણ તું અશક્ત હો તોપછી મારા યોગનો આશ્રય કરી મનને વશ કરી સર્વ કર્મોના ફળનો ત્યાગ કર. ૧૧.

મારી પ્રીતિ અર્થે કર્મ કરવા પણ તું અશકત હો તોપછી મારા યોગનો અર્થાત્ મારા અને તારા સેવ્યસેવક સંબંધનો આશ્રય કરી એટલે સેવ્યસેવક ભાવનું સ્મરણ રાખી ચિત્તને વશ કરી સર્વ કર્મોના ફળનો ત્યાગ કર. ઈશ્વરની આજ્ઞા પ્રમાણે આચાર્યે ઉપદેશ કરેલા માર્ગની રીતે ફળની કામના રાખ્યા વિના યથાશકિત સ્વધર્મનું આચરણ કરવાથી પણ અંતે સુખજ પ્રાપ્ત થાય છે એમ નિશ્ચય કરી પ્રભુનું શરણ રાખવું. આ સંબંધી વિશેષ વિસ્તારપૂર્વક નિરૂપણ આગળ કરવામાં આવશે. ૧૧.

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥१२॥

કારણ કે અભ્યાસ કરતાં જ્ઞાન વધારે સારૂં છે, જ્ઞાનથી ધ્યાન ઉત્તમ છે, અને ધ્યાનથી કર્મના ફલનો ત્યાગ (ઉત્તમ છે.) ત્યાગથી તરતજ શાંતિ ( પ્રાપ્ત થાય ) છે. ૧૨.

અભ્યાસ કરતાં ઉપદેશાર્થો યુકિતસહિત સર્વનું જ્ઞાન પ્રાપ્ત થાય તે સારૂં. તે જ્ઞાન કરતાં પણ ધ્યાન ઉત્તમ છે, અને ધ્યાનથી પણ સર્વ કર્મોનો ત્યાગ ઉત્તમ છે. સર્વ કર્મોનો ત્યાગ કરવાથી તરતજ શાંતિ પ્રાપ્ત થાય છે. લાભ અથવા હાનિમાં, જય અથવા પરાજયમાં

ચિત્તની પ્રસન્નતા અથવા શાંતિ રહે તે શાંતિ. શાંતિ પ્રાપ્ત થવાથી કૃતાર્થતા થાય છે. અથવા શાંતિ એટલે ભગવાનની ભક્તિમાં સ્થિતિ થવી તે, અર્થાત્ ભગવદ્ભક્તિ. આ ભક્તિનાંજ સ્વરૂપનું શ્લોક ૧૩–૧૯ સુધી નિરૂપણ કરેલું છે. ૧૨.

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥१३॥**
**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥१४॥**

**(૧) સર્વ પ્રાણીઓનો અદ્વેષી, (૨) મિત્ર, (૩) કરુણાવાળો, (૪) મમતા રહિત, (૫) નિરહંકારી, (૬) સુખ અને દુઃખમાં સમાન, (૭) ક્ષમાવાળો, (૮) નિત્ય સંતુષ્ટ, (૯) યોગ આચરનાર, (૧૦) ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, (૧૧) દૃઢ નિશ્ચયવાળો, (૧૨) જેણે મન અને બુદ્ધિ મારામાં પરોવેલાં છે તેવો મારો જે ભક્ત હોય તે મને પ્રિય છે. ૧૩–૧૪.**

અહીંથી સાત શ્લોકથી (૧૩–૧૯) ભક્તના ૩૨ લક્ષણો ભગવાનનો અનુગ્રહ અથવા પુષ્ટિ સૂચવનારાં છે તે કહે છે. (૧) પ્રાણિમાત્રનો દ્વેષ ન કરે; (૨) પ્રાણિ માત્રનો મિત્ર અથવા ભક્તોનો મિત્ર (૩) પ્રાણિમાત્ર પ્રતિ કરુણાવાળો અથવા જેઓ ભક્ત નથી તેઓના પ્રતિ તેઓનું સંસાર દુઃખ જોઈ કરુણાવાળો. (૪) મમતા રહિત (૫) પોતે ઉત્તમ છે એમ અહંકાર રહિત, (૬) સુખ અને દુઃખ જેને સમાન છે તેવો (૭) દુષ્ટલોકો અપમાન કરે તોપણ તે સહન કરી ક્ષમા કરનાર (૮) નિરંતર સંતુષ્ટ રહેનાર, ભગ-

વાનની સેવામાં ઉપયોગી થોડું ઘણું જે દ્રવ્ય જેવી રીતે પ્રાપ્ત થાય તેનાથી સંતોષમાં રહેનાર, (૯) યોગ આચરનાર એટલે મારૂં સદા-ચિંતન કરનાર (૧૦) ઇંદ્રિયોને નિયમમાં રાખનાર (૧૧) ભગવાનની સેવામાંજ જેનો દૃઢ નિશ્ચય છે તેવો. (૧૨) તે પણ માત્ર બહાર-થીજ એવો નિશ્ચય રાખનાર નહિ; પરંતુ મન અને બુદ્ધિ પણ જેણે મારામાંજ પરોવેલાં છે તેવો જે મારો ભકત છે તે મને પ્રિય છે. 'જે મારો ભકત' એમ અહીં ભગવાને 'મારો ભકત' કહેલું હોવાથી અહીં પુષ્ટિભકતનાજ ગુણો કહેલા છે, કારણ કે ભગવાનને પ્રિય થવું તે તે કોઈ પોતાના પ્રયત્નથી કરી શકતું નથી. ભગવાન જેનું વરણ કરે તેજ ભગવાનને પ્રિય થઈ શકે. આ પુષ્ટિમાર્ગ પ્રવાહમાર્ગથી બહુજ ભિન્ન છે. પ્રવાહમાર્ગ સાધારણ છે, સર્વ સામાન્ય જીવો પ્રવાહમાર્ગમાં છે, પરંતુ ભકિત માત્ર ભગવાનના અનુગ્રહથીજ પ્રાપ્ય હોવાથી પુષ્ટિમાર્ગ તેથી બહુજ વિલક્ષણ છે. "વેદોથી તપથી" એ શ્લોકમાં ( અધ્યાય. ૧૧. શ્લોક. ૫૩–૫૪ ) કહ્યા પ્રમાણે વેદમાર્ગ અથવા મર્યાદામાર્ગથી પણ આ માર્ગ ઉત્તમ છે. આ સર્વ પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ ગ્રંથમાં જોવું. ૧૩–૧૪

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥**

**(૧૩) જેનાથી લોકને ઉદ્વેગ થતો નથી અને જેને લોકથી ઉદ્વેગ થતો નથી અને (૧૪) જે હર્ષ, ક્રોધ, ભય, અને ખેદથી મુક્ત છે તે મને પ્રિય છે. ૧૫.**

(૧૩) જે સદા સેવામાં પરાયણ હોવાથી તથા પ્રાણિમાત્રનો મિત્ર અને કરુણાવાળો હોવાથી જેનાથી લોકોને ઉદ્વેગ થતો નથી,

અને તે પોતે લોકોને સંસારમાં મચી રહેલા જોઇને તેમનાથી ઉદ્વેગ પામતો નથી પરંતુ સેવા વગેરે પોતાના ધર્મમાં નિષ્ઠા રાખે છે, અને (૧૪) જેને પોતાની ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થવાથી હર્ષ થતો નથી, ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત નહિ થવાથી ક્રોધ થતો નથી, કોઈ સ્થળેથી ભય અથવા ચિંતા પ્રહ્લાદની પેઠે થતા નથી તેવો મારો ભક્ત મને પ્રિય છે. ૧૫.

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।**
**सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥**

(૧૫) અપેક્ષા રહિત, (૧૬) પવિત્ર, (૧૭) ચતુર, (૧૮) ઉદાસીન, (૧૯) વ્યથા રહિત, અને (૨૦) સર્વ આરંભનો જેણે પરિત્યાગ કરેલો છે તેવો મારો ભક્ત મને પ્રિય છે. ૧૬.

(૧૫) મારી સેવાથી અન્ય, સાલોક્ય, સાર્ષ્ટિ સામીપ્ય અથવા સાયુજ્ય મુક્તિની પણ જેને અપેક્ષા નથી એવો, (૧૬) પવિત્ર આચારવાળો, (૧૭) ભગવાનની સેવામાં તથા ભગવાન શૃંગાર કરવામાં ચતુર, (૧૮) સેવાથી ભિન્ન ભાર્યા, ગૃહ વગેરેમાં ઉદાસીન, (૧૯) વ્યથારહિત એટલે ભાર્યા તથા અસત્ પુરુષો કાંઈ આક્ષેપ કરે તો વ્યથારહિત તે સહન કરનાર* અને (૨૦) સર્વ આરંભનો જેણે પરિત્યાગ કરેલો છે. અર્થાત્ આરબ્ધ કર્મના ફળની અપેક્ષા રાખી નથી, પ્રત્યુત ફળનો ત્યાગ જેણે કરેલો છે તેવો મારો ભક્ત મને પ્રિય છે. ૧૬.

---

* ' भार्यादीनां तथाऽन्येषामसतश्चाक्रमं सहेत् '
( વિવેક ધૈર્યાશ્રય ૭. )

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१७॥**

(૨૧) જે હર્ષ પામતો નથી, (૨૨) દ્વેષ કરતો નથી, (૨૩) શોક કરતો નથી, અને (૨૪) આકાંક્ષા રાખતો નથી, અને (૨૫) જેણે શુભ અને અશુભનો પરિત્યાગ કરેલો છે તેવો તેવો જે ભક્તિવાળો છે તે મને પ્રિય છે. ૧૭.

(૨૧) લૌકિક પદાર્થની પ્રાપ્તિ થવાથી જેને હર્ષ થતો નથી, તેમજ (૨૨) અપ્રિય પ્રસંગ પ્રાપ્ત થતાં જેને દ્વેષ થતો નથી. (૨૩) ધન વગેરેનો વ્યય થવા છતાં જે શોક કરતો નથી, તેમજ (૨૪) તેની આકાંક્ષા અથવા ઇચ્છા રાખતો નથી અને (૨૫) જેણે શુભ અને અશુભ સર્વ કર્મના ફળનો ત્યાગ કરેલો છે તેવો મારી ભકિત કરનાર મને પ્રિય છે. ૧૭.

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।**
**शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥१८॥**
**तुल्यनिंदा स्तुतिर्मौनी संतुष्टो येनकेनचित् ।**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥**

(૨૬) શત્રુ અને મિત્ર પ્રતિ તેમજ માન અને અપમાનમાં, ટાઢ અને તાપમાં, સુખ અને દુઃખમાં જે સમાન છે, (૨૭) જે સંગથી રહિત છે, (૨૮) જેને નિંદા અને સ્તુતિ સમાન છે, (૨૯) જેણે વાણીને નિયમમાં રાખેલી છે, (૩૦) જે જે કાંઈ પ્રાપ્ત થાય તેથી સંતોષ પામે છે, (૩૧) જે

સ્થાન રહિત છે, અને (૩૨) સ્થિર મતિવાળો છે તેવો ભક્તિવાળો મને પ્રિય છે. ૧૮–૧૯.

(૨૬) જે શત્રુ અને મિત્ર પ્રતિ સમાન છે, તેમજ જેને માન અને અપમાન, ટાઢ અને તાપ, તથા સુખ અને દુઃખ સમાન છે; (૨૭) જે અભક્તના સંગથી રહિત છે, (૨૮) જેને પોતાની નિંદા અથવા સ્તુતિ સમાન છે એટલે જેને પોતાની નિંદા સાંભળવાથી દુઃખ થતું નથી તેમજ સ્તુતિ સાંભળી હર્ષ થતો નથી. (૨૯) જેણે વાણીને નિયમમાં રાખેલી છે, (૩૦) જે જે કાંઈ પ્રાપ્ત થાય તેથી સંતોષ માને છે અને તેથી ભગવાનની સેવા કરે છે, (૩૧) જેને સ્થાન અથવા ઘરબાર નથી, અથવા જેની ઘરમાં આસક્તિ નથી, અને (૩૨) જેની મારામાં સ્થિર મતિ છે તેવો ભક્તિવાળો મને પ્રિય છે. ૧૮–૧૯.

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ॥
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥

વળી જે શ્રદ્ધા રાખી મને પરમ જાણનાર ભક્તો આ ધર્મ્ય અમૃતનું કહ્યા પ્રમાણે સેવન કરે છે તેઓ મને બહુ પ્રિય છે. ૨૦.

વળી જે દૈવી જીવો શ્રદ્ધા રાખી મને પરમ જાણે છે અર્થાત્ મારી ભક્તિમાંજ નિષ્ઠા રાખે છે, અને આ ધર્મ્ય એટલે સેવાધર્મ રૂપી અમૃતનું તને કહ્યું તે પ્રમાણે સેવન કરે છે, તેઓ મને બહુજ પ્રિય છે. અહીં જે સેવન કરે છે એમ સામાન્યતાથી કહેલું હોવાથી ત્રૈવર્ણિક ભક્તિ કરી શકે તેમ નથી, પરંતુ સર્વ વર્ણવાળા ભક્તિ કરી શકે છે. ૨૦.

એ પ્રમાણે આ અધ્યાયમાં અવ્યકતની ઉપાસનાના માર્ગમાં દુઃખ છે, મર્યાદાથી પણ દુઃખ છે, પરંતુ શ્રીકૃષ્ણની ભક્તિના માર્ગમાં પુષ્ટિ અથવા ભગવાનના અનુગ્રહથી સુખજ છે એવો ઉપદેશ કરેલો છે. લોકોનો ઉદ્ધાર કરનાર ભગવાન શ્રીકૃષ્ણે આ અધ્યાયમાં સર્વ સંદેહો દૂર થાય તેવી રીતે ભક્તિયોગરૂપી અમૃતનાં વચનો અર્જુનને કહ્યાં છે.

॥ इति द्वादशोऽध्यायः ॥



# ॥ अथ त्रयोदशोऽध्यायः ॥

**श्रीभगवानुवाच ।–**

**इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञमिति तद्विदः ॥१॥**

**હે કૌન્તેય ! આ શરીર ક્ષેત્ર કહેવાય છે. એ ક્ષેત્રને જે જાણે છે, તેને જાણનારાઓ ક્ષેત્રજ્ઞ કહે છે. ૧.**

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ૧૮ અધ્યાય છે. તેમાં પહેલા ૭ અધ્યાય સૂત્રરૂપ છે. અધ્યાય ૭થી અધ્યાય ૧૨ સુધીના ૭ અધ્યાયો આ સૂત્રની વૃત્તિરૂપ છે અને અધ્યાય ૧૩થી અધ્યાય ૧૮ સુધીના ૭ અધ્યાયો ભાષ્યરૂપ છે. વૃત્તિરૂપ સાતમા અધ્યાયના આરંભમાં 'પરા' અને 'અપરા' એમ બે પ્રકારની પ્રકૃતિ કહેલી છે. અહીં પ્રકૃતિ, પુરુષ વગેરેનો ભગવાન વિસ્તારથી બોધ કરે છે. અહીં અર્જુનનો પ્રશ્ન નથી, પરંતુ આ અધ્યાય ભાષ્યરૂપ હોવાથી પ્રશ્ન વિનાજ ભગવાન ઉપદેશ કરે છે. અર્જુનના પ્રશ્ન તરીકે એક ક્ષેપક શ્લોક કેટલાક મૂકે છે, પરંતુ તે યોગ્ય નથી, કારણ કે આ અધ્યાય ભાષ્યરૂપ હોવાથી પ્રશ્ન અહીં સંભવતો નથી, તેમજ ઘણી શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની પ્રતોમાં એ શ્લોક નથી. 'જેમ પિંડમાં તેમ બ્રહ્માંડમાં એ નિયમ પ્રમાણે પ્રથમ જે જડ અનાત્મરૂપ પ્રકૃતિ કહેલી છે તેના પરિણામરૂપ આ શરીર પુરુષનું નિવાસ સ્થાન હોવાથી ક્ષેત્ર કહેવાય છે. પુરુષ આવા ક્ષેત્રરૂપ શરીરને પોતાથી ભિન્ન તરીકે ન જાણતો હોય તો તે માત્ર ક્ષેત્રીજ છે, પરંતુ ક્ષેત્રજ્ઞ નથી. આવો જીવ સંસારી છે; પરંતુ જે

પુરુષ પોતાથી ભિન્ન તરીકે ક્ષેત્ર જાણે છે તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે. આ શરીરને પોતાથી ભિન્ન ક્ષેત્ર તરીકે જાણે છે અને પોતાને દ્રષ્ટા જાણે છે. જો કે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન સંસારદશામાં પણ હોય છે પરંતુ તે દશામાં તેઓનું ભિન્ન તરીકે જ્ઞાન હોતું નથી, પરંતુ એકજ તરીકે જ્ઞાન હોય છે. આમ છતાં ક્ષેત્ર ભોગ્ય છે અને ભોક્તા પુરુષથી તે જુદુંજ છે, એમ શબ ઉપરથી જણાય છે; કારણ કે ક્ષેત્ર અને પુરુષ એકજ છે એવું જ્ઞાન જ્યારે ઉભયનો સંબંધ હોય ત્યારેજ સંભવી શકે; પરંતુ ક્ષેત્ર અથવા પુરુષ એકલા હોય ત્યાં સંભવી શકે નહિ. વેદ્ય શરીર અથવા ક્ષેત્ર વેત્તા પુરુષથી ભિન્ન છે, કારણ કે ઘટ અને ઘટ જોનાર ભિન્ન હોય છે એમ જોવામાં આવે છે. ‘હું દેહ છું’ એવી પ્રતીતિ અતિમંદ પુરુષોનેજ હોય છે. ક્ષેત્ર અને પુરુષ ભિન્ન છે, એવું જ્ઞાન પોતાના આત્મરૂપ ક્ષેત્રજ્ઞને ભિન્ન તરીકે જાણનાર વિદ્વાનનેજ હોય છે, સર્વને હોતું નથી. ૧.

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ॥**

**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥२॥**

વળી હે ભારત! સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ મને જાણ. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન (છે) તે મને સંમત છે. ૨.

ક્ષેત્ર પુરુષથી ભિન્ન છે એવું જાણનાર ક્ષેત્રજ્ઞ પણ સર્વ ક્ષેત્રોમાં હુંજ છું. કારણ કે ક્ષેત્રી તરીકે સંસાર નિમગ્ન જીવ ક્ષેત્રને પોતાથી ભિન્ન તરીકે જાણે છે તે મારો અંશ તથા મારારૂપ હોવાથી હુંજ છું એમ જાણ, કારણ કે તેનામાં મારા ગુણોનો આવિર્ભાવ થએલો છે. જીવમાં બ્રહ્મના ગુણો વિશેષતાથી હોવાથી તેને ‘બ્રહ્મ’ પણ કહે છે એમ બ્રહ્મસૂત્ર અધ્યાય ૨ પાદ ૩ સૂત્ર ૨૯થી પણ જણાય છે.

ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન મને સંમત છે એમ કહી ભગવાન આ જ્ઞાન ઉત્તમ છે એવો ઉપદેશ કરે છે. ૨.

**तत् क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ॥**
**स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥**

**તે ક્ષેત્ર જે (દ્રવ્ય) છે, જેવું છે, જે વિકારોવાળું છે, જેથી છે, અને જે (સ્વભાવવાળું) છે, તથા તે (ક્ષેત્રજ્ઞ) જે છે, અને જે પ્રભાવવાળો છે તે ટૂંકમાં મારી પાસેથી સાંભળ. ૩.**

ક્ષેત્ર જે દ્રવ્ય છે, જેવું છે એટલે જેનો આશ્રય છે, જે વિકારવાળું છે અર્થાત્ તેનામાં જે વિકારો છે, જેથી છે એટલે જે પ્રયોજનથી તેનો ઉદ્ભવ થએલો છે અને જે સ્વભાવવાળું છે તે મારી પાસેથી ટૂંકમાં સાંભળ; તેમજ તે ક્ષેત્રજ્ઞ જે છે અર્થાત્ ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ અને તેનો જે પ્રભાવ છે તે મારી પાસેથી ટૂંકમાં સાંભળ. ૩.

**ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ॥**
**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥**

**તે ઋષિઓએ બહુ પ્રકારે ગાએલું છે, તેમજ જુદાં જુદાં વેદવાક્યોએ પણ જુદું ગાએલું છે, અને હેતુવાળા નિશ્ચિત બ્રહ્મસૂત્રનાં પદોએ પણ ગાએલું છે. ૪.**

તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સ્વરૂપને ઋષિઓએ બહુ પ્રકારે ગાએલું છે, તેમજ વેદના જુદા જુદા છંદોમાં તેનું જુદું જુદું વર્ણન કરેલું છે, કોઈ છંદમાં તેને ધ્યાન કરવા યોગ્ય, કોઈમાં ધારણા યોગ્ય, કોઈમાં વૈરાજરૂપ કહેલું છે. તેમજ વેદવ્યાસે રચેલાં યુક્તિવાળાં તથા પાકા નિશ્ચયવાળા બ્રહ્મસૂત્રોના અધિકરણોમાં પણ બહુ પ્રકારથી

ગાએલું છે, આ સર્વના સારરૂપ તેનું યથાર્થ સ્વરૂપ હું તને ટૂંકમાં કહું છું તે સાંભળ. ૪.

**महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ॥**
**इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥५॥**
**इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ॥**
**एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥**

**મહાભૂતો, અહંકાર, બુદ્ધિ તથા અવ્યક્ત, અને દશ અને એક ઇંદ્રિયો, તથા પાંચ ઇંદ્રિયોના વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતના, અને ધૃતિ. આ વિકાર સહિત ક્ષેત્ર ટૂંકમાં કહ્યું. ૫–૬.**

પૃથિવી, અપ્, તેજ, વાયુ, અને આકાશ એ પંચ મહાભૂતો ક્ષેત્ર છે. ક્ષેત્ર આ પંચમહાભૂતરૂપી દ્રવ્ય છે. હવે ક્ષેત્ર જેવું છે અર્થાત્ જેઓનો આશ્રય છે તે કહે છે. અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત અર્થાત્ મહત્તત્ત્વ, પાંચ જ્ઞાનેંદ્રિય અને પાંચ કર્મેન્દ્રિય તથા એક મન મન મળી અગિઆર ઇંદ્રિયો, તથા પાંચ ઇંદ્રિયોના વિષયો તેનો આશ્રય કરી રહેલા છે. હવે તેનાં વિકારો કહે છે. ઇચ્છા, દ્વેષ, સુખ અને દુઃખ, સંઘાત એટલે સર્વનું એકત્ર થવું તે; ચેતના એટલે વિવેક વગેરેરૂપી પ્રાણીની વૃતિ અને ધૃતિ અથવા ધૈર્ય એ તેના વિકારો છે. ઇચ્છા, દ્વેષ, સુખ, અને દુઃખ એ ચાર જો કે આત્માના ધર્મો છે તોપણ ચિદંશરૂપ આત્મામાં ક્ષેત્રના સંબંધથીજ એ ધર્મો થતા હોવાથી તેઓનો આશ્રય પણ ક્ષેત્રજ છે, અને તેઓ ક્ષેત્રનાજ વિકાર છે, એમ કહેલું છે. સુખ અને દુઃખના ભોગ કરનાર, ભોગ અથવા

મોક્ષને સાધનાર ચિદંશભૂત વસ્તુતઃ અવ્યક્ત પુરુષના આધાર તરીકે ઉત્પન્ન થએલું પંચમહાભૂતમય શરીર અહંકાર વગેરેનો આશ્રય છે, ઇચ્છા વગેરે તેના વિકારો છે, ધર્મ, અર્થ, કામ, અને મોક્ષરૂપી ચાર અર્થને તે પ્રાપ્ત કરાવનાર છે, મારી ભક્તિ થઈ શકે તે માટે મેં મારી ઇચ્છાથી તેનો ઉદ્દ્ભવ કરાવેલો છે અને તેનો નશ્વર સ્વભાવ છે. તે ક્ષેત્ર સ્થૂલ તથા સૂક્ષ્મ દેહરૂપ છે. આ પ્રમાણે વિકાર સહિત ક્ષેત્ર તને ટૂંકમાં કહ્યું. ૫–૬.

अमानित्वमदंभित्वमहिंसा क्षान्तिरार्जवम् ॥
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥७॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ॥
जन्ममृत्युजराव्याधिदुःख दोषानुदर्शनम् ॥८॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ॥
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥९॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ॥
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थ दर्शनम् ॥
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

અમાનિપણું, અદંભિપણું, અહિંસા, ક્ષમા, ઋજુતા, આચાર્યની સેવા, પવિત્રતા, સ્થૈર્ય, ચિત્તનો નિગ્રહ, ઇંદ્રિયોના વિષયો પ્રતિ વૈરાગ્ય, અને વળી અહંકારનો અભાવ, જન્મ, મરણ, જરા, અને વ્યાધિમાં દુઃખ તથા દોષનો વિચાર, પુત્ર, પત્ની, ગૃહ વગેરેમાં આસક્તિ તથા સંગનો અભાવ, ઇષ્ટ

અથવા અનિષ્ટની પ્રાપ્તિમાં નિત્ય સમચિત્તપણું, તથા મારામાં અનન્ય યોગથી અવ્યભિચારિણી ભક્તિ, એકાંત પ્રદેશનું સેવન, લોકોની સભામાં અરતિ, નિત્ય અધ્યાત્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના અર્થનો વિચાર. આને જ્ઞાન કહે છે, આથી અન્યથા (હોય) તે અજ્ઞાન છે. ૭-૧૧.

હવે તે ક્ષેત્રમાં આત્માના જ્ઞાનના ગુણો કહે છે. અહીંથી સાડાચાર શ્લોકથી ( ૭–૧૦ાા ) જ્ઞાનના ગુણો કહેલા છે, એટલે પાંચ શ્લોકથી (૭–૧૧ાા જ્ઞાનનો બોધ કરેલો છે. અમાનિપણું એટલે પોતાના ગુણોની ઉત્તમતાના વર્ણનમાં આનંદ ન માનવો તે. અદંભિપણું એટલે લોકને દેખાડવા માટેજ ધર્મ વગેરેનું આચરણ ન કરવું તે. અહિંસા એટલે બીજાઓને પીડા ન કરવી તે. ક્ષમા એટલે દુષ્ટ વગેરેના અપમાનનું સહન. ઋજુતા એટલે નિષ્કપટપણું. આચાર્યની સેવા. પવિત્રતા બાહ્ય અને અભ્યંતર એમ બે પ્રકારની છે. માટી, જળ વગેરેથી બાહ્ય પવિત્રતા સિદ્ધ થાય છે, અને ભગવાનનું સ્મરણ કરવાથી અભ્યંતર પવિત્રતા સિદ્ધ થાય છે. કલેશ વગેરેમાં પણ ભગવત્પરાયણ રહેવું તે સ્થૈર્ય. આત્મા એટલે ચિત્તનો નિગ્રહ, અથવા આત્મા વિનિગ્રહ એટલે શીત, ક્ષુધા વગેરેના સહનથી દેહનો સંયમ. ઇંદ્રિયોના વિષયો પ્રતિ વૈરાગ્ય, અને વળી અહંકારનો અભાવ- મૂળમાં ' एव ' શબ્દ છે તેથી આ ગુણ આવશ્યક છે એવો બોધ થાય છે. જન્મ મરણ વગેરેમાં દુઃખ અને દોષનો વિચાર; કારણ કે જન્મરહિત બ્રહ્મના અંશનો યોનિ અને મળ સાથે સંબંધ થવો તે જન્મ છે, તેને ભગવાનનું વિસ્મરણ થાય તે મરણ છે. જરા એટલે વૃદ્ધાવસ્થાથી શક્તિ ક્ષીણ થાય છે, અને વ્યાધિમાં કલેશ થાય છે તેથી તેઓમાં દુઃખ તથા દોષનો વિચાર થવો યોગ્ય છે. પુત્ર, પત્ની ગૃહ વગેરેમાં આસક્તિનો અભાવ, તથા તેમના સુખ દુઃખથી પોતે

સુખ દુઃખ માની લઈ તન્મય ન થવું એ તેઓના સંગનો અભાવ. ઇષ્ટ અથવા અનિષ્ટ પદાર્થની પ્રાપ્તિ થાય તોપણ ભગવદિચ્છાથી પ્રાપ્તિ થઈ તે ઉત્તમજ છે એમ જાણી ચિત્તને સમ રાખવું તે ચિત્તની સમતા. અને સર્વ ગુણોના હૃદયરૂપ ઉત્તમ ગુણ મારામાં અવ્યભિચારિણી અનન્ય ભક્તિ. ભગવત્સેવામાં પ્રતિબંધક ન હોય તેવા વિવિક્ત એકાંત પ્રદેશનું સેવન. લોકોની સભામાં અર્થાત્ લૌકિક સભાઓમાં પ્રીતિનો અભાવ. નિત્ય અધ્યાત્મજ્ઞાન એટલે આત્માના સ્વરૂપનું નિત્ય જ્ઞાન. તત્ત્વજ્ઞાન એટલે ભગવાન અથવા મોક્ષ, તેનું દર્શન અથવા વિચાર. આ ગુણો જ્ઞાન કહેવાય છે. આ જ્ઞાન છે એટલે આ ગુણો વિદ્યાનાં કાર્ય છે. આથી વિરુદ્ધ હોય તે અજ્ઞાન એટલે અવિદ્યાનું કાર્ય છે. ૭–૧૧.

આ પ્રમાણે જ્ઞાનનો ઉપદેશ કરી હવે ૭ શ્લોકથી (૧૨–૧૭) 'જ્ઞેય' નો બોધ કરે છે.

**ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ॥**
**अनादिमत्परं ब्रह्म न सत्तन्नाऽसदुच्यते ॥१२॥**

જે જ્ઞેય છે તે કહું છું, તે જાણી મોક્ષ પ્રાપ્ત કરે છે. તે અનાદિ પરબ્રહ્મ છે, તે સત્ અથવા અસત્ કહેવાતું નથી. ૧૨.

હવે જ્ઞેય કહું છું. જ્ઞેયનું સ્વરૂપ જાણવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. જ્ઞાનીઓ શાસ્ત્રજ્ઞાનથી આજ ફળ પ્રાપ્ત કરે છે. જ્ઞેય અનાદિમત્પર બ્રહ્મ છે. અનાદિમત્ એટલે આદિરહિત. પરબ્રહ્મ જ્ઞેય છે. અથવા અનાદિ મત્પર બ્રહ્મ જ્ઞેય છે. અનાદિ એટલે આદિરહિત. મત્પર એટલે હું જેનાથી પર છું તેવું મારા ધામરૂપ અક્ષરબ્રહ્મ. તે સર્વ વિરુદ્ધ ધર્મોનો આશ્રય હોવાથી સત્ અથવા અસત્ કહેવાતું નથી.

તે સત્ છે કે અસત્ છે એવો નિશ્ચય પણ થઈ શકે તેમ નથી અર્થાત્ તે બહુ દુર્જ્ઞેય છે. ૧૨.

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ॥**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥**

**તે સર્વત: પાણિ અને પાદવાળું છે, સર્વત: અક્ષિ, શિર: અને મુખોવાળું છે, સર્વત: શ્રુતિવાળું છે, અને લોકમાં સર્વને ઢાંકી રહે છે. ૧૩.**

તે બ્રહ્મ સાકાર છે કે નિરાકાર છે તેવી શંકા થાય તે માટે કહે છે. તેને સર્વત્ર પાણિ અને પાદ છે '**सर्वतः पाणिपादांतं**' એવો પણ પાઠ છે. તેનો 'તેને સર્વત્ર પાણિ અને પાદના અંત છે' એવો અર્થ થાય છે, તેથી સર્વત્ર ગતિ અને ક્રિયા માટે તે સમર્થ છે. તેમજ તેને સર્વત્ર ચક્ષુઃ શિર, અને મુખ છે તેથી તેને સર્વત્ર જ્ઞાન તથા ભોગ છે અને તે સર્વત્ર પ્રધાન છે. તે સર્વત્ર શ્રુતિ એટલે કર્ણવાળું છે અર્થાત્ તે સર્વત્ર શ્રવણ કરે છે. આ પ્રમાણે હોવા છતાં તે પરિચ્છિન્ન નથી પરંતુ લોકમાં સર્વને ઢાંકી રહે છે અર્થાત્ વ્યાપક છે. ૧૩.

**सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ॥**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥**

**તે સર્વ ઇંદ્રિયોના ગુણોના આભાસવાળું અને સર્વ ઇંદ્રિયોથી રહિત છે, આસક્તિરહિત તેમજ સર્વને ધારણ કરનાર છે, નિર્ગુણ તેમજ ગુણોનો ભોગ કરનાર છે. ૧૪.**

બ્રહ્મ અનંત અને અવ્યક્ત હોવાથી તેને સર્વત્ર પાણિ અને પાદના અંત, અક્ષિ, શિર, અને મુખ તથા શ્રુતિ છે, તેથી તે સર્વત્ર

સર્વ કાર્ય કરે છે. શ્રુતિ પણ કહે છે કે "તે પાણિ અને પાદ રહિત દોડનાર તથા ગ્રહણ કરનાર છે તે ચક્ષુરહિત જુએ છે અને કર્ણ રહિત શ્રવણ કરે છે" અહિં બ્રહ્મને પ્રાકૃત ઇંદ્રિયો નથી પરંતુ સર્વ અપ્રાકૃત અર્થાત્ દિવ્ય ઇંદ્રિયો છે એવો બોધ છે. તેવીજ રીતે આ શ્લોકમાં પણ કહે છે. બ્રહ્મ સર્વ ઇંદ્રિયોના ગુણોના આભાસવાળુ છે પરંતુ પ્રાકૃત ઇંદ્રિયમાત્રથી રહિત છે. તેવીજ રીતે બીજા વિરુદ્ધ ધર્મો બ્રહ્મમાં છે તે કહે છે. બ્રહ્મ આસક્તિરહિત છે છતાં સર્વને ધારણ કરનાર છે. બ્રહ્મ નિર્ગુણ છે છતાં ગુણોનો ભોગ કરનાર છે. ૧૪.

**बहिरन्तश्च भूतानामचरं चरमेव च ॥**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥१५॥**

તે ભૂતોની બહાર તેમજ અંદર છે, અચર તેમજ ચર છે, તે સૂક્ષ્મ હોવાથી અવિજ્ઞેય છે, તે દૂર રહેલું તેમજ સમીપમાં છે. ૧૫.

બ્રહ્મ ભોગ કરનાર અથવા ભોક્તૃ હોય તો તે વ્યાપક હોઈ શકે નહિ એવી શંકા થાય તે માટે કહે છે કે તે ભૂતોની બહાર તેમજ અંદર છે. સ્થિર તથા જંગમ ભૂતોના ભોક્તા તરીકે તે ભૂતોની બહાર છે. આત્મરૂપથી તે સર્વની અંદર છે. એવી રીતે બ્રહ્મ ભૂતોની અંદર તથા બહાર હોય તોપણ ભૂતોથી ભિન્ન હોવાથી વ્યાપક હોઈ શકે નહિ એવી શંકા દૂર કરવા કહે છે કે તે અચર તેમજ ચર છે. અચર એટલે સ્થાવર, ચર એટલે જંગમ. સ્થાવર તથા જંગમ સર્વ બ્રહ્મજ છે. બ્રહ્મ સ્થાવર છે એમ "હે સૌમ્ય, આ પૂર્વે સતજ હતું" શ્રુતિ બોધ કરે છે. "હે શ્વેતકેતુ! તે તું છે." શ્રુતિ જંગમ જીવ પણ બ્રહ્મ છે એવો બોધ કરે છે. અહીં મૂળમાં 'एव च' 'તેમજ' છે તથી સ્થાવર બ્રહ્મ જંગમ છે, અને જંગ-

મજ બ્રહ્મ સ્થાવર છે એવો અથ થાય છે. તેથી તે વિરુદ્ધ ધર્મોનો આશ્રય છે એમ દર્શાવેલું છે. બ્રહ્મ ભૂતોથી ભિન્ન નથી, પરંતુ સ્થાવરજંગમ સર્વ ભૂતો બ્રહ્મજ છે. આમ હોવા છતાં બ્રહ્મનું સર્વને જ્ઞાન થતું નથી, કારણ કે બ્રહ્મ સૂક્ષ્મ હોવાથી અવિજ્ઞેય છે, તેથી પાછળ જ્ઞાનના ગુણો કહ્યા તે જેનામાં હોય તેને બ્રહ્મનું જ્ઞાન થાય છે. વળી બ્રહ્મ દૂર છે તેમજ સમીપ પણ છે. અહીં પણ તે વિરુદ્ધ ધર્મોનો આશ્રય છે એવો બોધ કરેલો છે. આ શ્લોકમાં બ્રહ્મના વિરુદ્ધ ધર્મોને આશ્રય છે એમ જણાવેલું છે. "તે હાલે છે, તે હાલતું નથી; તે દૂર છે, તે સમીપ છે; તે આ સર્વની અંદર છે, તે સર્વની બહાર છે" એ શ્રુતિ પણ આજ બોધ કરે છે. ૧૫.

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ॥**
**भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१६॥**

તે ભૂતોમાં અવિભક્ત હોવા છતાં વિભક્ત હોય તેમ રહેલું છે. તે જ્ઞેય ભૂતોનું પાલક, ગ્રાસ કરનાર, તેમજ ઉત્પાદક છે. ૧૬.

ગયા શ્લોકમાં બ્રહ્મ સર્વની અંદર તથા બહાર, દૂર તથા સમીપ રહેલું છે એમ કહેલું હોવાથી જુદા જુદા અવયવોથી જુદે જુદે સ્થળે રહેલું હશે એવી શંકા થાય તે દૂર કરે છે. બ્રહ્મ સર્વ ભૂતોમાં અવિભકત અથવા એકજ છે, છતાં વિભકત એટલે જુદું જુદું હોય તેમ રહેલું છે. અર્થાત્ બ્રહ્મની અનંત મૂર્તિઓ પણ એકજ છે તેમાં પરસ્પર ભેદ નથી, પરંતુ પોતાની ઇચ્છાથીજ અમુક અમુક સ્વરૂપથીજ પ્રકટ થતું હોવાથી જુદું જુદું હોય તેમ રહેલું છે. બ્રહ્મ પાલકરૂપથી ભૂતોનું પાલન કરનાર, સંહારકરૂપથી ભૂતોનો ગ્રાસ કરનાર તેમજ પ્રજાપતિરૂપથી ભૂતોનું ઉત્પાદક છે. ૧૬.

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ॥
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१७॥

તે જ્યોતિઓનું પણ જ્યોતિ: છે, તમ:થી પર કહેવાય છે. તે જ્ઞાન છે, જ્ઞેય છે, જ્ઞાનથી પ્રાપ્ય છે, અને સર્વના હૃદયમાં રહેલું છે. ૧૭.

જ્યોતિ: એટલે પ્રકાશ કરનાર, પ્રકાશક. રવિ, ચંદ્ર, વગેરે પ્રકાશ કરનારાઓનું પણ તે જ્યોતિ: અથવા પ્રકાશક છે. તેથી મૂળ પ્રકાશક તેજ છે. તે તમઃ પ્રકૃતિથી પર છે, તે જ્ઞાન એટલે જેનાથી જ્ઞાન પ્રાપ્ત થાય તે જ્ઞાનના સાધનરૂપ અમાનિપણું વગેરે પાછળ ગુણો કહ્યા તે છે. વળી તે જ્ઞેય અથવા જાણવા યોગ્ય છે તથા જ્ઞાનથી પ્રાપ્ય પણ તેજ છે. વળી તે સર્વના હૃદયમાં રહેલું છે અર્થાત્ અંતર્યામિ પણ તે છે. ૧૭.

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ॥
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥

આ રીતે ક્ષેત્ર તથા જ્ઞાન અને જ્ઞેય ટૂકમાં કહ્યાં. મારો ભક્ત આ જાણીને મારા ભાવ માટે યોગ્ય થાય છે. ૧૮

આ રીતે ( ૫–૬ શ્લોકથી ) ક્ષેત્ર, ( ૭–૧૧ શ્લોકથી ) જ્ઞાન, અને (૧૨–૧૭ શ્લોકથી ) જ્ઞેય ટૂંકમાં કહ્યાં. આ સર્વનું જ્ઞાન પ્રાપ્ત કરી મારો ભક્ત મારા ભાવ માટે એટલે ઐશ્વર્ય વગેરે મારા ગુણો પ્રાપ્ત કરવા યોગ્ય થાય છે. ૧૮.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ॥
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥१९॥

પ્રકૃતિ બે પ્રકારની છે, ૧. કાર્ય અને ૨. કારણ. કાર્યરૂપ પ્રકૃતિ તે અવિદ્યાવાળી જીવાત્માની ઉપાધિ, અને કારણરૂપ પ્રકૃતિ તે પરમાત્માની માયા. એવી જ રીતે પુરૂષના પણ બે પ્રકાર છે. ૧. કારણ અને ૨. કાર્ય. કારણ-પુરૂષ તે અંશી મૂલપુરૂષ ભગવાન્ ૨. કાર્યપુરૂષ તે કારણરૂપના કાર્ય અંશો, જીવાત્માઓ, જીવાત્મા ભગવદિચ્છાથી પ્રાપ્ત થતી કાર્યરૂપ પ્રકૃતિનું સેવન કરે છે. આ ઉભય ભગવાનના અંશરૂપ છે. પ્રકૃતિ સ્વભાવથી સદ્રૂપ છે, પુરૂષ ચિદ્રૂપ છે. ઉભય પોતાના કારણસ્વરૂપ ભગવાનથી અનન્ય હોવાથી અનાદિ જ છે એમ જાણ. જીવના બંધના કારણરૂપ ઇચ્છા દ્વેષ વિગેરે વિકારો તથા મોક્ષના કારણરૂપ સત્વ વિગેરે ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન થએલા છે એમ જાણ.

જ્યારે સર્ગ કરવાની પ્રભુની ઇચ્છા થાય છે ત્યારે ભગવાનના અંશરૂપ ભગવાનની માયા કારણપ્રકૃતિ મૂલપુરૂષ અક્ષર સાથે સંસૃષ્ટ થઇ મહત્ અહંકાર વિગેરે રૂપ થાય છે. કાર્યરૂપ પ્રકૃતિ અવિદ્યાથી અધ્યસ્ત થઇ પોતાના ઇચ્છા દ્વેષ વિગેરે વિકારોથી જીવાત્માના બંધરૂપ થાય છે, પરંતુ તેનું જ અમાનિપણું વિગેરે જ્ઞાનસાધન ગુણો પાછળ કહ્યા તેનાથી જ્ઞાન પ્રાપ્ત થાય તો તે પોતાના વિકારોથી જીવાત્માને મોક્ષ પ્રાપ્ત કરાવે છે એવો અર્થ છે. ૧૯.

**कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ॥**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥**

કાર્યના કારણના કર્તાપણામાં પ્રકૃતિ હેતુ કહેવાય છે.
સુખ તથા દુઃખના ભોક્તાપણામાં પુરૂષ હેતુ કહેવાય છે.૨૦.

સૃષ્ટિમાં પુરૂષ તથા પ્રકૃતિથી ક્યાં ક્યાં કાર્ય થાય છે તે કહે છે. બંધના કારણ ઇચ્છા દ્વેષ વિગેરે વિકારો અને મોક્ષના કારણ સત્ત્વ વિગેરે ગુણોના કર્તાપણામાં, અર્થાત્ બંધ અને મોક્ષના કારણરૂપ વિકારો તથા ગુણો ઉત્પન્ન કરવામાં પ્રકૃતિ હેતુ કહેવાય છે. એટલે પુરૂષથી અધિષ્ઠિત પ્રકૃતિ આ કારણો ઉત્પન્ન કરે છે. આ કારણો પ્રકૃતિથી ઉત્પન્ન થાય છે એમ પાછલા શ્લોકમાં (૧૯) પણ કહેલું છે. આ કારણો પ્રકૃતિથી ઉત્પન્ન થાય છે અને પુરૂષ આ કારણો ઉત્પન્ન કરવામાં પ્રકૃતિને માત્ર ચેતવે છે. સુખ અને દુઃખના ભોક્તાપણામાં પુરૂષ હેતુ કહેવાય છે. પ્રકૃતિથી ઉત્પન્ન થએલા વિકાર તથા ગુણોથી પ્રાપ્ત થતું દુઃખ અથવા સુખ પ્રકૃતિ સાથે સંસૃષ્ટ થઇ પુરૂષ ભોગવે છે. વિકાર અથવા ગુણોની ઉત્પત્તિ તથા સુખ દુઃખના ભોગ એ ઉભય વસ્તુતઃ ક્ષેત્ર અથવા દેહના જ ધર્મ છે, પરંતુ વિકારો તથા ગુણોનું પર્યવસાન જડમાં હોવાથી તેમની ઉત્પત્તિમાં ક્ષેત્રનું પ્રાધાન્ય છે તેથી તેમને પ્રકૃતિથી ઉત્પન્ન થએલા કીધા છે, અને સુખ તથા દુઃખના ભોગનું પર્યવસાન ચેતનમાં હોવાથી તેમાં ચેતનનું પ્રાધાન્ય હોવાથી તેવા ભોગનો હેતુ પુરૂષને કહેલો છે. વસ્તુતઃ પુરૂષ અને પ્રકૃતિ સંયોગ વિના કાંઇ કાર્ય થતું નથી. ૨૦.

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ॥
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

પ્રકૃતિમાં રહી પુરૂષ પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ગુણોનો ભોગ કરે છે. આનો ગુણનો સંગ સારી અથવા ખરાબ યોનિમાં જન્મનું કારણ છે.

પુરૂષ અને પ્રકૃતિનાં જૂદાં જૂદાં કાર્ય કરી, હવે પ્રકૃતિના પરિણામરૂપ ક્ષેત્રના સંસર્ગથી જ પુરૂષ ભોક્તા થાય છે એમ કહે છે. પુરૂષ પ્રકૃતિમાં એટલે પ્રકૃતિના પરિણામરૂપ ક્ષેત્રમાં રહી પ્રકૃતિથી ઉત્પન્ન થએલા સત્ત્વ વિગેરે ગુણોનો પ્રકૃતિના કાર્યરૂપ ઇંદ્રિયોથી ભોગ કરે છે. જીવ આ પ્રમાણે ગુણોનો ભોગ કરે છે પણ અન્તર્યામી પેઠે ભોગ કર્યા વિના રહેતો નથી. આ પ્રમાણે પ્રકૃતિના સંસર્ગથી પુરૂષના અક્ષરસ્વભાવનું તિરોધાન થાય છે, અને પ્રકૃતિના ગુણો સાથે તેને સંગ થવાથી તેનો સારી અથવા ખરાબ યોનિમાં જન્મ થાય છે. આવી રીતે પુરૂષના સારી અથવા ખરાબ યોનિમાં જન્મનું કારણ તેનો પ્રકૃતિ સાથે સંગ જ છે એમ જાણવું. ૨૧.

**उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥**

**આ દેહમાં ઉપદ્રષ્ટા, અનુમંતા, ભર્તા, ભોક્તા, મહેશ્વર તથા પરમાત્મા એમ પણ કહેવાતો બીજો પુરૂષ છે. ૨૨**

અહિં અન્તર્યામીનું નિરૂપણ કરેલું છે. "બે સાથે રહેનાર મિત્ર પક્ષીઓ એક વૃક્ષ ઉપર રહે છે, તેમાંનો એક સ્વાદિષ્ટ પિપ્પલ (ફલ) ખાય છે, બીજો ખાધા વિના જોયા કરે છે" શ્રુતિમાં કહેલા વૃક્ષરૂપી આ દેહમાં જીવથી અન્ય 'પરમાત્મા', 'પર પુરૂષ' કહેવાતો બીજો પણ પુરૂષ અન્તર્યામી છે. આ અન્તર્યામી અસંગ છે. જીવ સંગવાળો થાય છે અન્તર્યામી સંગરહિત રહે છે, તેથીજ તે 'પર પુરૂષ' 'પરમાત્મા' વિગેરે કહેવાય છે તે ઉપદ્રષ્ટા અથવા સાક્ષી છે. ભોગનો તેને સંગ થતો નથી, પરંતુ તે તે મુખ્ય ભોક્તા

છે તે અનુમંતા અથવા અનુમતિ આપનાર, ભર્તા એટલે ધારણ કરનાર અથવા પાલક અને મહેશ્વર અથવા નિયમમાં રાખનાર છે. તે આ દેહમાંજ હોવા છતાં તેને ભોગનો સગ નહિ હોવાથી તે નિર્લેપ છે. પ્રાણ ધારણ કરનાર જીવ ભોગનો સગી થવાથી લેપવાળો થાય છે, પણ આ અન્તર્યામી લેપરહિત રહે છે. ૨૨

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ॥**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥**

જે આવી રીતે પુરૂષને તથા ગુણો સાથે પ્રકૃતિને જાણે છે તે સર્વથા વર્તમાન હોવા છતાં પુનઃ જન્મતો નથી. ૨૩

આ રીતે વસ્તુતઃ અક્ષરના પ્રભાવવાળા, ક્ષેત્રજ્ઞ, બ્રહ્મના અંશરૂપ, ચેતન, જીવરૂપ તથા અન્તર્યામીરૂપ ઉભય પ્રકારના પુરૂષને જે સ્વરૂપથી વિવિક્ત અથવા પ્રકૃતિના સંગરહિત નિર્ગુણ જાણે છે તથા ગુણો સાથે પ્રકૃતિ રહેલી છે એમ જે જાણે છે તે સર્વથા દેહમાં હોવા છતાં અથવા સર્વથા ગુણો સાથે રહેલો હોવા છતાં પુનઃ જન્મતો નથી. તે ગુણ પ્રવાહરૂપી સંસારમાં પુનઃ આવતો નથી, પરંતુ મુક્તિ પ્રાપ્ત કરે છે. એવો અર્થ છે. ૨૩

**ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।**
**अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥**

કેટલાકો ધ્યાનથી આત્મામાં આત્માથી આત્માને જૂએ છે; બીજાઓ સાંખ્યયોગથી અને બીજાઓ કર્મયોગથી જૂએ છે.

ઉપર જણાવ્યું તેમ માત્ર જ્ઞાનથીજ મુક્તિ થતી હોય તો બીજાં સાધનો નિરર્થક થઈ જાય એવી શંકા થવાથી અન્ય સાધનો અ-

હિંથી બે શ્લોકથી ( ૨૪-૨૫ ) કહે છે. કેટલાકો જ્ઞાનીઓ આત્મામાં એટલે પોતાના હૃદયમાં આત્માથી એટલે મનવડે આત્માને એટલે આત્મરૂપ ભગવાનને ધ્યાનરૂપ સાધનથી જૂએ છે. બીજાઓ સાંખ્ય-યોગ અર્થાત્ નિત્ય અને અનિત્ય વસ્તુઓના વિવેકરૂપ યોગથી એ પ્રમાણે જૂએ છે. અથવા બીજાઓ સાંખ્યથી અર્થાત્ નિત્યાનિત્ય વસ્તુઓના વિવે રૂપ સાધનથી આત્માને જૂએ છે અને બીજે યોગથી એટલે ધારણા, ધ્યાન, સમાધિ વિગેરે આઠ અંગવાળા યોગરૂપ સાધનથી આત્માને જૂએ છે અને કેટલાક બીજા કર્મયોગથી એટલે નિષ્કામ કર્મ કરી આત્માને જૂએ છે. ૨૪

अन्ये त्वेवमजानन्तः श्रुत्वाऽन्येभ्य उपासते ।
तेऽपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

બીજાઓ તો એમ નહિ જાણતાં અન્ય પાસેથી શ્રવણ કરી ઉપાસના કરે છે. શ્રુતિપરાયણ તેઓ પણ મૃત્યુને તરી જાય છે. ૨૫

અતિમંદ અધિકારવાળા બીજાઓ તો પોતાને જ્ઞાન અથવા અનુભવ નહિ હોવા છતાં ગુરૂ વિગેરે અન્યની પાસેથી શ્રવણ કરી આત્માની ઉપાસના કરે છે. આવી રીતે શ્રુતિમાં કહેલા પ્રકારથી શ્રદ્ધાથી ઉપાસના કરનાર પણ મૃત્યુ એટલે સંસારને તરી જાય છે અર્થાત્ મુક્ત થાય છે. ૨૫

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

હે ભરતર્ષભ ! જે કાંઇ સ્થાવર અથવા જંગમ પદાર્થ

**ઉત્પન્ન થાય છે તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી (થાય છે એમ) જાણુ. ૨૬**

પ્રકૃતિથી સંસૃષ્ટ થએલા આત્માથી એટલે પ્રકૃતિ અને પુરૂષના સંયોગથીજ સ્થાવર અથવા જંગમ વસ્તુમાત્ર ઉત્પન્ન થાય છે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો સંયોગ થાય ત્યારેજ વસ્તુની ઉત્પત્તિ થાય છે. કેવળ ક્ષેત્ર અથવા કેવલ ક્ષેત્રજ્ઞથી કોઈ વસ્તુની ઉત્પત્તિ થતી નથી. ૨૬

**समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।**
**विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥ ३७ ॥**

સર્વ ભૂતોમાં સમાન રહેતા અને વિનાશ થતાઓમાં વિનાશ ન થતા પરમેશ્વરને જે જૂએ છે તે જૂએ છે. ૨૭

સારી રીતે બોધ થઇ શકે તે માટે અહિંથી પુનઃ આત્મદર્શન કહે છે. આત્મા ત્રણ પ્રકારનો છે. (૧) અન્તર્યામી (૨) પુરૂષ (૩) અવ્યક્ત પ્રથમ અહિંથી બે શ્લોકથી (૨૭–૨૮) અન્તર્યામીના દર્શનથી શું ફલ થાય છે તે કહે છે. સર્વ ભૂતોમાં સમાન રહેનાર પરમેશ્વર અન્તર્યામીને જે જૂએ છે તથા વિનાશ થતાં પ્રકૃતિનાં કાર્ય રૂપ શરીરોમાં વિનાશ નહિ પામનાર અને 'જ્ઞાતા' તરીકે સમાન આકાર વાળા અન્તર્યામીને જે જૂએ છે તે સત્ય જૂએ છે. ૨૭

**समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ॥**
**न हिनस्त्यात्मनात्मानं ततो याति परांगतिम् ॥ २८ ॥**

**સર્વત્ર સારી રીતે રહેલા ઇશ્વરને સમ જોનાર આત્માથી આત્માને હણતો નથી. તેથી પરા ગતિ પામે છે. ૨૮**

સર્વત્ર સારી રીતે રહેલા ઇશ્વર અન્તર્યામીને સર્વત્ર સમાન

જોનાર આત્માથી આત્માને હણુતો નથી અર્થાત્ આત્માને અન્યથા જાણુતો નથી, પરંતુ આત્માને યથાર્થ જાણે છે. આત્માનું અન્યથા જ્ઞાન તેજ આત્માનું હનન છે. શ્રુતિ કહે છે કે "જે અન્યથા હોનાર આત્માને અન્યથા જાણે છે તે આત્માપહારી ચોરે શું પાપ નથી કર્યું?" તેથી આત્માનું અન્યથા જ્ઞાન તેજ આત્મહનન છે. આત્માને સર્વત્ર સમાન જાણુનાર આત્માને હણુતો નથી અર્થાત્ આત્માને યથાર્થ જાણે છે. તેથી આત્માને યથાર્થ જાણુતો હોવાથી તે સચ્ચિદાનંદ ભગવદ્ધામ અક્ષરરૂપ પરા ગતિને પ્રાપ્ત કરે છે, ૨૮

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ॥
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥

સર્વ તરફ પ્રકૃતિથીજ કર્મો થાય છે એમ તથા આત્મા અકર્તા છે એમ જે જૂએ છે તે જૂએ છે. ૨૯

હવે દ્વિતીય પ્રકારના આત્મા પુરૂષના જ્ઞાનનું ફલ કહે છે. કર્મ સર્વશઃ પ્રકૃતિથીજ થાય છે અને આત્મા વસ્તુતઃ અકર્તા છે એમ જે જૂએ છે તે સત્ય જૂએ છે. કર્મ કરવામાં ચેષ્ટાની આવશ્યકતા છે. ચેષ્ટા પ્રકૃતિનો ગુણ છે. તેથી કર્મ કરવામાં અર્થાત્ કર્તૃત્વમાં ચેષ્ટા આવશ્યક હોવાથી કર્તૃત્વ પ્રકૃતિને અધીન છે. તેથી પ્રકૃતિથીજ કર્મો થાય છે. આવું કર્તૃત્વ કેવલ જીવસ્વરૂપ માત્ર અણુકદવાળા ચિદ્રૂપ આત્મામાં સંભવતું નથી. આ પ્રાકૃત કર્તૃત્વ છે. પુરૂષ શ્રીપુરૂષોત્તમનો અંશ હોવાથી, અને શ્રીપુરૂષોત્તમ મુખ્ય કર્તા હોવાથી પુરૂષમાં શ્રી પુરૂષોત્તમ ભાવના અનુસંધાનથીજ કર્તૃત્વ સંભવે, પરંતુ સ્થુલ તથા સુક્ષ્મ દેહની ઉપાધિવાળા પુરૂષ જે કર્મ કરે છે તે વસ્તુતઃ પુરૂષનું કર્મ નથી, પરંતુ પ્રકૃતિનું છે. આ કર્તૃત્વ

પણ પ્રાકૃત છે. તે પુરૂષમાં નથી, પરંતુ પ્રકૃતિમાં રહેલું છે, તેથી આત્મા પુરૂષને ઉપાધિરહિત તથા અકર્તા તરીકે જે જૂએ છે તેજ જૂએ છે, બીજાઓ અંધ છે. ૨૯.

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ॥**

**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥**

**જ્યારે ભૂતોના પૃથગ્ભાવને એકમાં રહેલો જૂએ છે અને તેમાં જ વિસ્તાર (જૂએ છે) ત્યારે બ્રહ્મ પામે છે. ૩૦**

હવે આત્માના તૃતીય પ્રકાર અવ્યક્ત અક્ષર બ્રહ્મના જ્ઞાનનું ફલ કહે છે. દેવો, મનુષ્યો વિગેરે ભૂતોમાં રહેલા દેવત્વ, મનુષ્યત્વ, દીર્ઘત્વ, હ્રસ્વત્વ, સ્થુલત્વ, કૃશત્વ વિગેરે જૂદા જૂદા સર્વ ભાવોને અર્થાત્ જૂદા જૂદા જણાતા સર્વ ભાવોને એક પ્રકૃતિસ્થ સમષ્ટિ પુરૂષ અથવા અવ્યક્ત અક્ષરમાં રહેલા જૂએ છે અને તેમાંથીજ પાછા તેઓ નીકળી વિસ્તાર પામે છે એમ જૂએ છે અને અનુભવ કરે છે ત્યારે અક્ષર બ્રહ્મ પામે છે અર્થાત્ અનવચ્છિન્ન અક્ષરાત્મા સાથે ઐક્ય પ્રાપ્ત કરે છે.

અહિં આત્માના ત્રણ પ્રકારનો બોધ કર્યો. તેનું દષ્ટાંત નીચે પ્રમાણે ઘટે છે. ક્ષુદ્ર અથવા છૂટક છૂટક પ્રવાહ જેવા વ્યષ્ટિ અર્થાત્ જૂદા જૂદા જીવાત્મા છે. સમષ્ટિસ્વરૂપ ગંગાના નીર પેઠે અનવચ્છિન્ન પ્રવાહ જેવું છે. ( અથાત્ જલ પેઠે સર્વ પુરૂષ છે ) તેની શક્તિ જેવું અક્ષર છે અને તેના દેવતા જેવા પરમેશ્વર હરિ છે. શ્રીમદાચાર્યચરણ વિરચિત સિદ્ધાન્ત મુક્તાવલિમાં પણ આ અર્થનું પ્રતિપાદન કરેલું છે.

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ॥
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ ३१ ॥

આ પરમાત્મા અનાદિ હોવાથી તથા નિર્ગુણ હોવાથી અવ્યય છે. હે કૌન્તેય ! તે શરીરમાં રહેલો હોવા છતાં (કાંઇ) કરતો નથી અને લેપાતો નથી. ૩૧

પુરૂષને સ્વતઃ પ્રાકૃત સંબંધ નથી એમ કહે છે. આ પરમાત્મા એટલે પુરૂષ અથવા જીવ અક્ષરરૂપ હોવાથી અનાદિ તથા નિર્ગુણ છે અને તેથી અવ્યય છે માત્ર ભગવાનની ઇચ્છાથીજ તે ભગવાનથી જુદો પડેલો છે, તેથી તે શરીરમાં રહેલો હોવા છતાં સ્વતઃ કાંઇ કરતો નથી તેમ કોઇ કાર્યથી લેપાતો નથી; પરંતુ માત્ર અધ્યાસથી કર્તા હોય તેમ માને છે. ૩૧.

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ॥
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥

જેમ સર્વત્ર રહેલું આકાશ સૂક્ષ્મ હોવાથી લેપાતું નથી તેમ દેહમાં સર્વત્ર રહેલો આત્મા લેપાતો નથી ૩૨.

પુરૂષ નિર્ગુણ હોવાથી કાંઇ કરતો ન હોય તો પણ દેહની સાથે તેનો નિત્ય સંબંધ હોવાથી દેહના સ્વભાવથી તે કેમ ન લેપાય તેવી શંકા થાય તે દૂર કરવા આકાશનું દૃષ્ટાંત આપે છે. જેમ આકાશ સર્વત્ર રહેલું છે. છતાં સૂક્ષ્મ હોવાથી કોઇ પદાર્થથી લેપાતું નથી તેમજ આત્મા દેહમાં સર્વત્ર રહેલો હોવા છતાં સૂક્ષ્મ પરમાણુના કદનો હોવાથી લેપાતો નથી. આત્મા અણુ કદનો છે, છતાં તેનો ચૈતન્ય ગુણ સર્વ શરીરમાં પ્રસરી રહેતો હોવાથી આત્માને શરીરમાં સર્વત્ર રહેલો કહેલો છે, જેમ શરીરના

એક અવયવમાં ચંદન લગાડેલ હોય તો પણ તેની શીતળતા સર્વ શરીરમાં પ્રસરી રહે છે તેમ અણુ પરિમાણ આત્મા માત્ર હૃદયમાં રહેલો હોવા છતાં તેનું ચૈતન્ય સર્વ શરીરમાં પ્રસરી રહે છે.

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ॥**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥**

**હે ભારત! જેમ એક રવિ આ સર્વ લોકને પ્રકાશે છે તેમ ક્ષેત્રી સર્વ ક્ષેત્રને પ્રકાશે છે. ૩૩.**

આત્મા સર્વ દેહમાં કેવી રીતે વ્યાપી રહેલો છે તે સ્પષ્ટ કરવા આ બીજું દૃષ્ટાંત આપે છે. જેમ એક સૂર્ય આ સર્વ લોકને પ્રકાશે છે તેમ ક્ષેત્રી સર્વ દેહને પ્રકાશે છે. ચૈતન્ય એ આત્માનો જ્ઞાનરૂપ ધર્મ છે, પ્રાકૃત ધર્મ નથી. અહિં પુરૂષને 'ક્ષેત્રી' કહેલો છે, 'ક્ષેત્રજ્ઞ' કહેલો નથી. તેથી અજ્ઞાનાવસ્થામાં પુરૂષ ક્ષેત્રજ્ઞ નથી, પરંતુ ક્ષેત્રીજ છે, અને જ્યારે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી ભગવાનના ગુણો પ્રાપ્ત કરે છે ત્યારે તે 'ક્ષેત્રજ્ઞ' થાય છે એવો અહિં બોધ કરેલો છે એમ જાણવું ૩૩

**क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।**
**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३४ ॥**

**એવી રીતે જ્ઞાનચક્ષુથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો ભેદ તથા ભૂતોનો પ્રકૃતિમાંથી મોક્ષ જેથી થાય તે જે જાણે છે તેઓ પરને પામે છે. ૩૪**

એવી રીતે જ્ઞાનચક્ષુથી એટલે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી જે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો ભેદ જાણે છે તથા ભૂતોનો પ્રકૃતિમાંથી મોક્ષ અમાનિત્વ વિગેરે જે સાધનોથી થાય છે તે જે જાણે છે તે પર એટલે પુરૂષોત્તમની પ્રાપ્તિ કરાવનાર તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરે છે. ૩૪

**॥ इति त्रयोदशोऽध्यायः ॥**

## ॥ अथ चतुर्दशोऽध्यायः ॥

પુરૂષ અનાદિ તથા નિર્ગુણ હોવાથી સ્વતઃ વિમલ છે, પરંતુ પ્રકૃતિ અનાદિ હોવા છતાં ત્રણ ગુણવાળી હોવાથી મલિન છે. આ અધ્યાયમાં પ્રકૃતિના ત્રણ ગુણોના વિભાગપૂર્વક પ્રકૃતિના સંબંધવાળા આ જગત્માં ગુણાતીત કોઈકજ હોય છે એમ કહેવામાં આવશે.

ગયા અધ્યાયમાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી સ્થાવર જંગમ વસ્તુમાત્ર ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે. આ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો સંયોગ નિરીશ્વર સાંખ્યના મત પ્રમાણે સ્વતંત્રતાથી થતો નથી, પરંતુ ભગવાનની ઇચ્છાથીજ થાય છે. પુરૂષનો સારી અથવા ખરાબ યોનિમાં જન્મ થવાનું કારણ તેનો પ્રકૃતિના ગુણોનો સંગજ છે એમ કહેલું છે, અને અંતે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો ભેદ તથા ભૂતોનો પ્રકૃતિમાંથી મોક્ષ જેનાથી થાય છે તે જે જાણે તે પરને પામે છે એમ કહેલું છે. આ અધ્યાયમાં પ્રકૃતિના સત્વ વિગેરે ગુણોથી આ વિચિત્ર જગત્ થાય છે એવો બોધ કરશે. પરંતુ આરંભમાં બે શ્લોકથી ગયા અધ્યાયના અંતે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો ભેદ વિગેરે જાણનાર પરને પ્રાપ્ત કરે છે એમ કહેલું છે તે પરનું વિવેચન કરે છે.

**श्रीभगवानुवाच—**

**परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥**

જ્ઞાનોમાં ઉત્તમ જ્ઞાન 'પર' તને પુનઃ કહીશ. સર્વે મુનિઓ તે જાણીને અહિંથી પરા સિદ્ધિ પામેલા છે. ૧

ગયા અધ્યાયના અંતે 'પર' પ્રાપ્ત કરે છે એમ કહ્યું તે પર

સર્વ જ્ઞાનોમાં ઉત્તમ જ્ઞાન છે, કારણ કે તે જેની શક્તિ તથા મહિમા અચિન્ત્ય છે એવા શ્રી પુરુષોત્તમનું યથાર્થ જ્ઞાન છે. તે હું તને પુનઃ વિસ્તારથી વિવેચન કરી કહીશ. સર્વે મુનિઓ પણ તે જાણીને અહિંથી એટલે આ ત્રિગુણાત્મક સૃષ્ટિમાંથી પરા સિદ્ધિ એટલે ગુણાતીત મુક્તિ પામેલા છે. ૧

**इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।**
**सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥ २ ॥**

આ જ્ઞાનનો આશ્રય કરીને મારા સાધર્મ્યને પ્રાપ્ત થએલા સર્ગસમયે પણ જન્મતા નથી અને પ્રલયસમયે વ્યથા પામતા નથી. ૨

આ જ્ઞાનનો આશ્રય કરીને મારા સમાન ઐશ્વર્ય વિગેરે છ ગુણોને પ્રાપ્ત થએલા સર્ગસમયે જન્મતા નથી તેમજ પ્રલયસમયે વ્યથા પામતા નથી. પરંતુ નિત્ય મારી સમીપમાં રહે છે. ૨.

**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।**
**संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ४ ॥**

હે ભારત! મહદ્ બ્રહ્મ મારી યોનિ છે. તેમાં હું ગર્ભ મૂકું છું. તેમાંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. ૩.

એવી રીતે શ્રીપુરૂષોત્તમ સંબંધી જ્ઞાનની પ્રશંસા કરી, અર્જુનમાં તે સાંભળવાની અભિલાષા ઉત્પન્ન કરી પોતાની અચિન્ત્ય શક્તિ, વૈભવ તથા લીલા દર્શાવે છે. પ્રથમ સર્ગની ઉત્પત્તિ કહે છે. ગુણાતીત મુનિઓ સર્ગ સમયે પણ જન્મતા નથી એમ પાછળ કહેલું હોવાથી સર્ગ પણ સગુણ છે. મહદ્ બ્રહ્મ એટલે બ્રહ્મના સંકલ્પભૂત

પ્રકૃતિ મારી યોનિ છે. ગુણોના કારણરૂપ પ્રકૃતિ મારી યોનિ છે. તેમાં હું અક્ષરાત્મા પુરૂષ બીજરૂપ ગર્ભ મૂકું છું. તેમાંથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. સર્વ પ્રાણિ માત્ર મારી પ્રકૃતિ તથા પુરૂષના સંસર્ગથી ઉત્પન્ન થાય છે તે સંસર્ગ સ્વતંત્રતાથી થતો નથી, પરંતુ મારી ઇચ્છાથી થાય છે એમ દર્શાવવા 'મારી' યોનિ છે એમ કહેલ છે.૩

**सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः ॥**

**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥**

હે કૌન્તેય ! સર્વ યોનિઓમાં જે મૂર્તિઓ સંભવે છે તેઓની મહદ્ બ્રહ્મ યોનિ છે અને હું બીજદાતા પિતા છું.૪.

એવી જ રીતે કાર્ય અવસ્થાવાળો ચિત્ તથા અચિત્‌નો સર્ગ પણ મેંજ કરેલો છે એમ કહે છે. આ કાંઇ નવિન નથી, પરંતુ લોકમાં સર્વત્ર એમ જ જોવામાં આવે છે. પિતા અને ક્ષેત્રથી પ્રાણી માત્રની ઉત્પત્તિ થાય છે. જગત્‌માં સર્વ યોનિઓમાં જે જે મૂર્તિઓની ઉત્પત્તિ થાય છે તેમાં વસ્તુતઃ મહદ્ બ્રહ્મ યોનિ છે અને બીજ આપનાર પિતા હું છું. તેથી જ વિષ્ણુપુરાણ વિગેરે ગ્રંથોમાં પણ લક્ષ્મી અને નારાયણ વિગેરે સ્ત્રી તથા પુરૂષના સ્વરૂપ ઉત્પત્તિ કરનાર કહેલાં છે. ૪.

**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ॥**

**निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥**

હે મહાબાહો ! પ્રકૃતિમાંથી ઉત્પન્ન થએલા સત્ત્વ, રજઃ અને તમઃ એ ગુણો દેહમાં અવ્યય દેહીને બંધન કરે છે.

સત્વ, રજઃ અને તમઃ એ ત્રણ પ્રકૃતિના ગુણો છે, આ ગુણો

આત્માના નથી, પરંતુ પ્રકૃતિના છે અને દેહમાં રહેલા અવ્યય દેહી અર્થાત્ ચેતન પુરૂષને બંધન કરે છે. દેહમાં અહંભાવ ઉત્પન્ન કરનાર પ્રકૃતિના ધર્મ જ પુરૂષને બંધન કરે છે. પ્રકૃતિ ઉદ્દભૂત થાય ત્યારે તે આ ગુણોરૂપ થાય છે. આ દેહમાં અહંભાવનું અભિમાન કરાવનાર ગુણો અણુપરિમાણવાળા જીવને તે અવ્યય હોવા છતાં બંધન કરે છે.

**तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ॥**
**सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥**

**તેમાં સત્ત્વ નિર્મલ હોવાથી પ્રકાશક અને અનામય છે. હે અનઘ ! તે સુખના સંગથી તથા જ્ઞાનના સંગથી બંધન કરે છે. ૬.**

હવે અહિંથી અનુક્રમે ગુણોના લક્ષણ તથા તે કેવી રીતે બંધન કરે છે તે કહે છે. પ્રથમ સત્ત્વગુણનું લક્ષણ કહે છે. સત્ત્વગુણ નિર્મલ હોવાથી પ્રકાશક એટલે જ્ઞાન ઉત્પન્ન કરનાર તથા અનામય એટલે નિરોગી રાખનાર છે. તે જીવને જ્ઞાનનો તથા સુખનો સંગ કરાવે છે અને જ્ઞાન તથા સુખના સંગથી બંધન કરાવે છે. જ્ઞાન અને સુખનો સંગ થવાથી તેઓના લૌકિક તથા વૈદિક સાધનો કરવા પુરૂષની પ્રવૃત્તિ થાય છે અને તેથી તેવા સાધનોના ફલરૂપ જ્ઞાન તથા સુખનો અનુભવ કરવા યોગ્ય યોનિઓમાં તેનો જન્મ થાય છે. આવી રીતે સત્વગુણ મર્યાદા દ્વારા પુરૂષને બંધન કરાવે છે. આ સત્ત્વગુણ પણ પ્રાકૃત છે. ‘હું સુખી છું તથા શબ્દ વિગેરેના જ્ઞાનવાળો છું’ એમ જ્ઞાન તથા સુખનો સંગ ઉત્પન્ન કરાવી તે બંધન કરાવે છે. ૬.

**रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ॥**
**तन्निबध्नाति कौन्तेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥**

**હે કૌન્તેય ! તૃષ્ણા અને આસક્તિથી ઉત્પન્ન થતા રજોગુણને રાગરૂપ જાણ. તે દેહીને કર્મના સંગથી બંધન કરે છે.**

અમુક પદાર્થ માટે આસક્તિ અને તે પ્રાપ્ત કરવાની તૃષ્ણાથી રજોગુણની ઉત્પત્તિ થાય છે. તે રાગરૂપ અર્થાત્ અનુરાગરૂપ છે. તે ગુણ જીવને પદાર્થની પ્રાપ્તિ કરવા માટે કર્મમાં પ્રેરે છે અને કર્મમાં આસક્તિ ઉત્પન્ન કરી બંધન કરે છે.

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ॥**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥**

**હે ભારત ! સર્વ દેહીઓને મોહ ઉત્પન્ન કરનાર તમોગુણને અજ્ઞાનથી ઉત્પન્ન થએલો જાણ. તે પ્રમાદ આલસ્ય અને નિદ્રાથી બંધન કરે છે. ૮.**

તમોગુણ વિરૂદ્ધજ્ઞાનથી અથવા અવિદ્યાથી ઉત્પન્ન થએલો છે, તે મોહ ઉત્પન્ન કરે છે, અને પ્રમાદ આલસ્ય તથા નિદ્રાથી બંધન કરે છે.

**सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ॥**
**ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥**

**હે ભારત ! સત્ત્વ સુખમાં આસક્તિ કરાવે છે, રજ કર્મમાં અને તમઃ જ્ઞાનને ઢાંકી પ્રમાદમાં આસક્તિ કરાવે છે. ૯.**

અહિં ત્રણે ગુણોના અનુક્રમે સ્વભાવ કહેલા છે. ૯.

**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ॥**
**रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥**

હે ભારત ! રજઃ અને તમોગુણનો અભિભવ કરી સત્વ ( પ્રકટ ) થાય છે, સત્વ અને તમોગુણનો અભિભવ કરી રજઃ ( પ્રકટ થાય છે ), અને સત્વ તથા રજોગુણનો અભિભવ કરી તમઃ ( પ્રકટ થાય છે. ) ૧૦.

અદૃષ્ટને લીધે ત્રણમાંથી બે ગુણોનો અભિભવ કરી એટલે બે ગુણોને ઢાંકી ત્રીજો ગુણ પ્રકટ થાય છે. આ ગુણ જે બીજાઓને ઢાંકી દઇ વૃદ્ધિ પામે છે તે પોતાનું કાર્ય કરી બંધન કરે છે. ૧૦

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥

આ દેહમાં સર્વ દ્વારોમાં જ્યારે પ્રકાશ તથા જ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે સત્વ વૃદ્ધિ પામ્યું છે એમ જાણવું. ૧૧

એક ગુણ બીજા બેને ઢાંકી વૃદ્ધિ પામ્યો છે એમ શાથી જણાય એવી આકાંક્ષા થાય તે માટે ગુણના કાર્ય ઉપરથી અમુક ગુણ વૃદ્ધિ પામ્યો છે એમ જણાય છે એમ કહે છે. આ દેહમાં ઇંદ્રિય વિગેરે દ્વારોમાં જ્યારે પ્રકાશ અને જ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે પ્રકાશ તથા જ્ઞાન સત્વગુણનાં કાર્ય હોવાથી સત્વગુણની વૃદ્ધિ થઇછે એમ જાણવું.

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

હે ભરતર્ષભ ! લોભ પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશમ અને સ્પૃહા એ જ્યારે રજો ગુણની વૃદ્ધિ થાય છે ત્યારે ઉત્પન્ન થાય છે. ૧૨.

લોભ, પ્રવૃત્તિ એટલે પ્રયોજન વિના પણ ચલસ્વભાવ, કર્મોનો

આરંભ અથવા કર્મો કરવામાં ઉદ્યોગ, અશમ એટલે અશાંતિ અને સ્પૃહા એટલે હરકોઇ પદાર્થ પ્રાપ્ત કરવાની ઇચ્છા આ સર્વ રજોગુણની વૃદ્ધિ થાય ત્યારે ઉત્પન્ન થાય છે આ સર્વ રજોગુણનાં કાર્ય હોવાથી આમની ઉત્પત્તિ થાય ત્યારે રજોગુણની વૃદ્ધિ થઇ છે એમ જાણવું.

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ॥
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥ १३ ॥

હે કુરૂનંદન ! અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ તથા મોહ એ જ્યારેતમોગુણની વૃદ્ધિ થાય ત્યારે ઉત્પન્ન થાય છે.

અપ્રકાશ વિગેરે તમોગુણનાં કાર્ય હોવાથી એ જ્યારે ઉત્પન્ન થાય ત્યારે તમોગુણની વૃદ્ધિ થઇ છે એમ જાણવું. ૧૩.

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ॥
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥

સત્ત્વગુણની વૃદ્ધિ હોય ત્યારે જો દેહધારી મૃત્યુ પામે તો ઉત્તમ જ્ઞાનીઓના શુદ્ધ લોકોને પ્રાપ્ત કરે છે. ૧૪

હવે સત્ત્વ વિગેરે ગુણોની વૃદ્ધિ હોય ત્યારે મૃત્યુ થાય તો શું ફલ મળે છે તથા કેવી ગતિ થાય છે તે કહે છે. સત્ત્વગુણની વૃદ્ધિ હોય ત્યારે મૃત્યુ થાય તો ઉત્તમ ઉપાય જાણનાર યોગીઓના દેહ પ્રાપ્ત કરે છે, અર્થાત્ યોગીઓના ઉત્તમ કુલમાં તેનો જન્મ થાય છે. ત્યાં જન્મ થવાથી આત્માના યથાર્થ જ્ઞાનના સાધનરૂપ પુણ્ય કર્મોનો તે અધિકારી થાય છે અને ઉત્તમ લોક પ્રાપ્ત કરે છે. ૧૪.

रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ॥
तथा प्रलीनस्तमसि मूढयोनिषू जायते ॥ १५ ॥

રજો ગુણ (ની વૃદ્ધિ) માં મૃત્યુ પામી કર્મસંગીઓમાં જન્મે છે, તેમજ તમોગુણ ( ની વૃદ્ધિ ) માં મૃત્યુ પામેલ મૂઢયોનિમાં જન્મે છે. ૧૫.

તમોગુણની વૃદ્ધિ હોય ત્યારે જે મરણ પામેલ હોય તે કર્મસંગીઓ અર્થાત્ કર્મમાં આસક્તિવાળા લોકોમાં જન્મે છે તેમજ તમોગુણની વૃદ્ધિમાં જે મરણ પામેલ હોય તે મૂઢયોનિ એટલે નીચ લોકમાં અથવા અસુરોમાં જન્મે છે. ૧૫.

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ॥**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥**

સુકૃત કર્મનું ફલ સાત્વિક તથા નિર્મળ કહે છે, રાજસનું ફલ દુઃખ અને તામસનું ફલ અજ્ઞાન કહે છે. ૧૬

મરણ થયા પહેલાં આ લોકમાં સાત્વિક વિગેરે કર્મનું શું ફલ થાય છે તે કહે છે સત્ત્વગુણથી થતાં સુકૃત કર્મનું ફલ સાત્વિક અને નિર્મલ હોય છે તેમજ રજોગુણથી થતાં રાજસકર્મનું ફલ દુઃખ અને તમોગુણથી થતાં તામસ કર્મનું ફલ અજ્ઞાન હોય છે. ૧૬

**सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ॥**
**प्रमादमोहौ तमसो भवतो ऽज्ञानमेव च ॥ १७ ॥**

સત્ત્વથી જ્ઞાન થાય છે, તેમજ રજો ગુણથી લોભ જ થાય છે અને તમોગુણથી પ્રમાદ, મોહ તથા અજ્ઞાન થાય છે.

સત્વગુણથી વસ્તુનું યથાર્થ અપરોક્ષ જ્ઞાન થાય છે, રજોગુણથી સ્વર્ગ વિગેરે ફલોનો લોભ થાય છે અને તમોગુણથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન થાય છે. ૧૭

**उर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ॥**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥ १८ ॥**

**સત્ત્વમાં રહેલા ઉપર જાય છે, રાજસો મધ્યે રહે છે અને અધમ ગુણની વૃત્તિમાં રહેલા તમાસો નીચે જાય છે.**

હવે ગુણોથી જૂદી જૂદી ગતિ થાય છે તે કહે છે. સત્ત્વમાં રહેલા સાત્ત્વિકો ઊપર સત્યલોક વિગેરે લોકમાં અથવા મોક્ષપર્યંત જાય છે. રાજસોને લોભ હોવાથી મધ્યે મનુષ્ય લોકમાં રાજ્ય વિગેરેના સુખરૂપ ફલમાં રહે છે. અધમ ગુણ તમોગુણની વૃત્તિઓ પ્રમાદ મોહ વિગેરેમાં રહેલા તામસ લોકો નીચે અર્થાત્ મધ્યથી પણ નીચે અતળ વિગેરે અસુરોના સ્થાનમાં જાય છે. અથવા તામસો નીચે નરકોમાં અથવા નીચયોનિમાં જાય છે. ૧૮.

**नाऽन्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति ॥**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधि गच्छति ॥ १९ ॥**

**જ્યારે દ્રષ્ટા ગુણોથી અન્ય કર્તાને જોતો નથી અને ગુણોથી પરને જાણે છે ત્યારે તે મારા ભાવને પામે છે. ૧૯**

આવી રીતે ગુણના સંગથી સર્વ પ્રકારના ભેદ ઉત્પન્ન થાય છે તથા જીવોને બંધન પ્રાપ્ત થાય છે એમ દર્શાવી હવે ગુણોના વિવેકથી ગુણથી પર થઇ બંધથી મુક્ત થઇ મોક્ષ પ્રાપ્ત કરે છે. એમ અહિંથી બે (૧૯–૨૦) શ્લોકથી કહે છે. જ્યારે દ્રષ્ટા ગુણથી અન્ય કોઇને કર્તા જોતો નથી, માત્ર ગુણોજ પોતાને અનુકૂળ કાર્યમાં પ્રવૃત્તિ કરાવે છે એમ જ્યારે જૂએ છે, અને આત્મા ગુણોથી પર છે એમ જ્યારે જાણે છે ત્યારે તે મારા ભાવને એટલે બ્રહ્મના અક્ષર ભાવને અથવા અક્ષર બ્રહ્મને પ્રાપ્ત કરે છે. શ્રુતિ પણ " બ્રહ્મ

જાણનાર બ્રહ્મજ થાય છે" એમ કહે છે. તેથી જ્યારે દ્રષ્ટાને બ્રહ્મનું એવું યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે તે અક્ષર બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

**गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ॥**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तो ऽमृतमश्नुते ॥ २० ॥**

દેહની જેમાંથી ઉત્પત્તિ થાય છે તેવા આ ત્રણ ગુણોનું અતિક્રમણ કરી, જન્મ, મૃત્યુ, જરા તથા દુઃખથી મુક્ત થઇ દેહી અમૃતનો ભોગ કરે છે. ૨૦

આ પ્રાકૃત દેહની જેમાંથી ઉત્પત્તિ થાય છે તેવા આ સત્ત્વ, રજઃ અને તમઃ એ ત્રણ ગુણનું મારો ભાવ પ્રાપ્ત થવાથી અતિક્રમણ કરી, જન્મ મૃત્યુ જરા તથા દુઃખથી મુક્ત થઇ દેહી અમૃત એટલે મોક્ષ પ્રાપ્ત કરે છે. અથવા ત્રણ ગુણોનું અતિક્રમણ કરી પ્રાકૃત દેહથી થતાં જન્મ મૃત્યુ જરા તથા દુઃખથી મુક્ત થઇ દેહી એટલે અલૌકિક દેહધારણ કરનાર અમૃત અથવા બ્રહ્માનંદનો ભોગ કરે છે. આ પ્રમાણે અર્થ લઇએ તો 'દેહી' શબ્દ સાર્થક થાય છે. પ્રથમના અર્થમાં 'દેહી' એટલે 'દેહવાળો' શબ્દ અર્થ હીન થાય છે, શ્રુતિ પણ કહે છે કે 'તે સર્વ કામો ભોગવે છે.' તેથી બીજો અર્થ વધારે યોગ્ય છે. ૨૦

**अर्जुन उवाच—**

**कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ॥**
**किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥**

હે પ્રભો! આ ત્રણ ગુણોનું અતિક્રમણ કરેલો કયા ચિન્હોથી થાય (જણાય)? તે કેવા આચારવાળો હોય અને આ ત્રણ ગુણોનું કેવી રીતે અતિક્રમણ કરે છે? ૨૧

આ ત્રણ ગુણોનું અમુક પુરૂષે અતિક્રમણ કરેલું છે એમ કયા ચિન્હોથી જણાય ? અતિક્રમણ જેણે કરેલું હોય તેનો આચાર કેવો હોય ? અને અતિક્રમણ કેવી રીતે એટલે કયા ઉપાયથી થાય ? જીજ્ઞાસા થવાથી અર્જુન આ પ્રમાણે પ્રશ્ન કરે છે. ૨૧

**श्रीभगवानुवाच—**

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ॥
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥ २२ ॥
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ॥
गुणा वर्त्तन्त इत्येव योऽवतिष्ठति नेंगते ॥ २३ ॥
समदुःखसुखः स्वस्थः समलोष्ठाश्मकांचनः ॥
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ २४ ॥
मानपमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ॥
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥

હે પાંડવ ! પ્રકાશ, પ્રવૃત્તિ તથા મોહ પ્રવૃત્ત થએલા હોય તેનો જે દ્વેષ કરતો નથી તથા નિવૃત્ત થએલા હોય તેની આકાંક્ષા રાખતો નથી, જે ઉદાસીન પેઠે રહેલો ગુ-ણોથી જરા પણ ચલતો નથી, ગુણોજ વર્તન કરે છે એમજ જાણી જે રહે છે અને ( કાંઈ ) ચેષ્ટા કરતો નથી, જેને સુખ તથા દુઃખ સમાન છે, જે સ્વસ્થ છે, જેને માટીનું ઢેપું, પથ્થર તથા કાંચન સમાન છે, જેને પ્રિય તથા અ-પ્રિય સમાન છે, જે ધીર છે, જેને પોતાની. નિંદા તથા સ્તુતિ સમાન છે; જે માન તથા અપમાનમાં પણ સમ છે,

**જેને મિત્ર તથા શત્રુપક્ષ સમાન છે, અને જેણે સર્વ આરંભો-નો સર્વથા ત્યાગ કરેલો છે તે ગુણાતીત કહેવાય છે. ૨૨**

આ ચાર (૨૨-૨૫) શ્લોકથી ભગવાન્ અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપતાં ગુણાતીતનું સ્વરૂપ, તેનો આચાર તથા ગુણાતીતપણાનાં લક્ષણ કહે છે. સત્ત્વગુણનું કાર્ય પ્રકાશ અથવા જ્ઞાન, રજોગુણનું કાર્ય પ્રવૃત્તિ અને તમોગુણનું કાર્ય મોહ, આ પ્રવૃત્ત થએલા હોય તોપણ તે-ઓને ગુણોનાંજ કાર્ય જાણી જે તેઓનો દ્વેષ કરતો નથી તેમજ નિવૃત્ત થયાં હોય તો તેઓની આકાંક્ષા અથવા ઇચ્છા રાખતો નથી, જે ગુણથી પર આત્માના જ અવલોકનથી તૃપ્તિ પામતો હોવાથી આત્માથી ભિન્ન ગુણોનાં કાર્ય વિગેરે સર્વ અનાત્મ પ્રતિ ઉદાસીન રહે છે અને ગુણો-થી જેને દ્વેષ આકાંક્ષા વિગેરે ઉત્પન્ન નહિ થવાથી ગુણોથી જે જરા પણ ચલતો નથી, ગુણોનાં પ્રકાશ વિગેરે સર્વ કાર્યોમાં ગુણોની-જ પ્રવૃત્તિ છે એમ જાણી જે રહે છે અને ગુણ પ્રમાણે પોતે ચેષ્ટા કરતો નથી, જે પોતે સ્વસ્થ એટલે આત્મામાં જ રહેનાર હોવાથી સત્ત્વનું કાર્ય સુખ તથા રજોગુણનુ કાર્ય દુઃખ વિગેરે જેને સમાન છે તેમજ ઢેફું, પથ્થર તથા સુવર્ણ પણ જેને સમાન છે, જે ધીરપુરૂષને પ્રિય તથા અપ્રિય તેમ જ પોતાની નિંદા તથા સ્તુતિ માન તથા અપમાન, તેમજ મિત્ર તથા શત્રુ સમાન છે અને જેણે દેહના અભિમાનથી થતાં સર્વ કર્મોનો સારી રીતે ત્યાગ કરેલો છે તે ગુણાતીત કહેવાય છે. અહિં પણ સર્વત્ર સમભાવનું નિરૂપણ કરેલું છે. આ જ સમભાવનું પાછળ સાંખ્ય તથા યોગના સાર તરીકે નિ-રૂપણ કરેલું છે તેનું અહિં સ્મરણ કરાવેલું છે. (૨૨-૨૫)

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥**

**અને જે મને અવ્યભિચારી ભક્તિયોગથી સેવે છે તે આ ગુણોનું અતિક્રમણ કરી બ્રહ્મભાવ પ્રાપ્ત કરે છે. ૨૬.**

એ પ્રમાણે જ્ઞાનમાર્ગીય ગુણાતીતના લક્ષણ કહી ભક્તો કેવલ અનન્ય ભક્તિથી જ ગુણાતીત થાય છે એમ કહે છે. જે અવ્યભિચારી અર્થાત્ ઐકાંતિક અનન્ય ભક્તિયોગથી મારી સેવા કરે છે તે આ ગુણોનું અતિક્રમણ કરી અક્ષરબ્રહ્મના ભાવને પ્રાપ્ત કરે છે. આવી રીતે અનન્ય ભક્તને બ્રહ્મભાવ અવાંતર ફલ તરીકે પ્રાપ્ત થાય છે.

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥२७॥**

**કારણ કે અમૃત તથા અવ્યય બ્રહ્મની, શાશ્વત ધર્મની અને ઐકાન્તિક સુખની પ્રતિષ્ઠા હું છું. ૨૭.**

મારી અનન્ય ભક્તિ કરનારને અક્ષરબ્રહ્મ અવાંતર ફલ પ્રાપ્ત થાય છે, કારણ કે અક્ષરબ્રહ્મ વિગેરે સર્વની પ્રતિષ્ઠા એટલે મૂલસ્થાન હું છું. અમૃત અને અવ્યય એટલે વિકાર રહિત અક્ષરબ્રહ્મની, શાશ્વત ધર્મની તથા ઐકાન્તિક સુખની પ્રતિષ્ઠા હું છું. એ સર્વનો એક જ આશ્રય હું હોવાથી હું એ સર્વથી પર છું. અમૃત એટલે બ્રહ્માનંદરૂપ મોક્ષનો, તથા અવ્યય અક્ષરબ્રહ્મ જે મારૂં ધામ છે તેની પ્રતિષ્ઠા હું છું, તેમ જ શાશ્વત ધર્મ એટલે ભગવદ્ધર્મની અને ઐકાન્તિક સુખ એટલે અગણિત ભંજનાનંદ એ સર્વની પ્રતિષ્ઠા હું છું. અહિં શ્રીકૃષ્ણે સાંખ્યનું પણ તાત્પર્ય ભગવાન્ પોતે છે એમ સ્પષ્ટ થાય તેવી રીતે સાંખ્યની વિવૃત્તિ કરેલી છે. ૨૭.

॥ इति चतुर्दशोऽध्यायः ॥

## ॥ अथ पंचदशोऽध्यायः ॥

**श्रीभगवानुवाच–**

**ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥**

(આ જગતને) ઉંચા મૂલવાળો, નીચી શાખાવાળો, વેદના મંત્રો જેના પાંદડાં છે એવો અવ્યય અશ્વત્થ કહે છે. જે તેને જાણે છે તે વેદ જાણનાર છે.

ગયા અધ્યાયમાં પુરૂષને ગુણોના સંગથી પ્રકૃતિનો સંબંધ થવાથી આ વિચિત્ર જગત્ થાય છે, તથા આ પુરૂષ અને પ્રકૃતિનો સંબંધ પણ લીલા માટે ભગવાનેજ કરેલો છે એમ સાંખ્યશાસ્ત્રનું નિરૂપણ કરી, પ્રસંગોપાત ગુણોના વિભાગ વિગેરે કહી, અંતે તે ગુણોની નિવૃત્તિ કરી વિરલ ભક્તિમાર્ગીય પુરૂષો અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ કરે છે, તેમ કહ્યું. હવે અક્ષરબ્રહ્મના પણ આશ્રય શ્રીપુરૂષોત્તમ ક્ષર અને અક્ષરથી અતીત છે, સર્વ વેદતોના તાત્પર્ય છે, ક્ષર તથા અક્ષર અને બદ્ધ તથા મુક્ત સર્વના મૂલરૂપ હોવાથી સર્વ ધર્મોના આશ્રય તથા ઉત્તમ છે એમ કહેવાનો આરંભ કરે છે. ગુણોથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે તેમાં પણ ચિત્ તથા અચિત્ તેમજ નામ અને રૂપ સર્વ ભગવાનના સત્ તથા ચિદ્ અંશમાંથી ઉદ્ભૂત થએલા હોવાથી ભગવત્સ્વરૂપ જ હોવા છતાં તે ભજનીય નથી, પરંતુ સર્વના મૂલભૂત શ્રીપુરૂષોત્તમ ભજનીય છે એવો બોધ કરવા પ્રથમ પ્રપંચનું સ્વરૂપ અઢી શ્લોકથી કહે છે. અહિં આ જગતને અશ્વત્થ એટલે પીપળા સાથે સરખાવી જગતનું સ્વરૂપ કહે છે.

આ જગતને અશ્વત્થ એટલે પીપળો કહે છે. આ કેવો અશ્વત્થ છે? ઊંચા મૂલવાળો અર્થાત્ જેનું મૂલ શ્રીપુરૂષોત્તમ સર્વથી ઉંચું છે તેવો શ્રીપુરૂષોત્તમે આ જગત્ પોતાની ક્રીડા માટે નિર્માણ કરેલું હોવાથી શ્રીપુરૂષોત્તમ પ્રપંચ અથવા જગતનું મૂલ છે. અથવા બ્રહ્મપર્યંત જેનાં મૂલ ઉંચાં છે તેવો ઉંચા મૂલવાળો—અહિં ભગવાનને આ વિચિત્ર નામરૂપ પ્રપંચ અથવા જગતના મૂલરૂપ કહેલા હોવાથી ભગવાનની મહત્તા દર્શાવેલી છે તથા ભગવાનજ જગતનું કારણ છે એનો બોધ કરેલો છે. વળી આ નીચી શાખાવાળો અશ્વત્થ છે. જીવ વિગેરે આ અશ્વત્થની શાખાઓ નીચી છે. આ અશ્વત્થ અવ્યય છે, કારણ કે ભગવાને પોતાની લીલા માટે ઉત્પન્ન કરેલો હોવાથી નિત્ય છે. એક અશ્વત્થ વૃક્ષને કોટિ ફલો હોય છે, દરેક ફલમાં અસંખ્યાત બીજો હોય છે, અને તેમાંના એક એક બીજમાંથી બ્રહ્માંડરૂપ વૃક્ષ પુનઃ થાય છે. આ વૃક્ષના પુનઃ ફલ થાય છે એ પ્રમાણે હોવાથી આ વૃક્ષનો અંત નથી. આ આદિ તથા અંત રહિત અશ્વત્થનું મૂળ ભગવાન જ છે. આ વૃક્ષ પુનઃ પુનઃ ફલતું હોવાથી જ ભગવાન્ કોઇ વાર પોતાના અંશથી તો કોઈ વાર તત્ત્વોમાંથી બ્રહ્માંડનું નિર્માણ કરે છે એવો ઉપદેશ શાસ્ત્રોમાં છે, ઉંચા મૂલવાળો વિગેરે વિશેષણોથી આ અશ્વત્થની રચના વિચિત્ર છે તથા પરમકાષ્ઠાપન્ન વસ્તુ ભગવાને તે રચેલો હોવાથી તે ભગવાનના અંશરૂપ તથા ભગવદ્ રૂપ છે અને તેથી સનાતન અથવા નિત્ય છે એમ સૂચવેલું છે. વેદના મંત્રો આ અશ્વત્થના પાંદડાં છે. જેમ વૃક્ષના પાંદડાં પોતાની છાયાથી જીવનો તાપ હરી સુખ ઉત્પન્ન કરે છે તેમ વેદના મંત્રો ભગવત્પ્રાપ્તિના ઉપાય દર્શાવી જીવોના તાપનું નિવારણ કરી તેઓને સુખ ઉત્પન્ન કરે છે. જે આવા પ્રપંચરૂપ આ અશ્વત્થને જાણે છે તે વેદ જાણનાર છે. આ પ્રપંચમાં એટલે

જગતમાં અવિદ્યાવાળા જીવોની અહંતા મમતાથી કલ્પેલા કર્મ વિગેરેથી પુનઃ પુનઃ પ્રાપ્ત થતા સંસારને દૂર કરવાના ઉપાયો વેદમાં કહેલા છે. તેથી પ્રપંચનું જ્ઞાન સંસારને દૂર કરવાના સાધનોનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઉપયોગી છે, તેથી જે પ્રપંચ અથવા જગતને જાણે છે તે વેદને જાણે છે પ્રપંચ અથવા જગતનું યથાર્થ જ્ઞાન થયા વિના વેદનું જ્ઞાન સંભવતું નથી. ૧.

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ॥**
**अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥**

ગુણથી વૃદ્ધિ પામેલી અને વિષય રૂપી પ્રવાલવાળી તેની શાખાઓ નીચે તથા ઉપર પ્રસરેલી છે, અને મનુષ્ય લોકમાં કર્મમાં પરિણમતાં તેનાં મૂલો નીચે ફેલાઈ રહેલાં છે.

ક્રીડારૂપ વૃક્ષનું પ્રથમ શ્લોકમાં નિરૂપણ કરી તેમાંથી જ સંસારની ઉત્પત્તિ થાય છે એમ કહે છે તે અલૌકિક વૃક્ષની શાખાઓ નીચે તથા ઉપર પ્રસરેલી છે, વિવિધ જીવરૂપી શાખાઓ નીચે પ્રસરેલી છે અને લીલાવતારરૂપી શાખાઓ ઉપર પ્રસરેલી છે, આ શાખાઓ સત્ત્વ વિગેરે ગુણોથી સિંચન થઇ વૃદ્ધિ પામેલી છે, અને તેમાં રૂપ વિગેરે વિષયો પલ્લવરૂપે રહેલા છે. વળી નીચે મનુષ્ય લોકમાં તેના વાસનારૂપ મૂલો ફેલાઇ રહેલાં છે. જેમ વૃક્ષની જટામાંથી નવાં મૂલો થાય તેવાં વાસનારૂપી મૂલો નીચે આ મનુષ્ય લોકમાં ફેલાઇ રહેલાં છે તે મૂલો કર્મમાં પરિણામ પામે છે. અર્થાત્ તેમાંથી કર્મ થયાં કરે છે. જેવાં કર્મ કરે તેવા લોકની પ્રાપ્તિ થાય છે. ૨

**न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च संप्रतिष्ठा ॥**
**अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥**

**ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूयः ॥
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥**

**આનું તેવું રુપ અહિં પ્રાપ્ત થતું નથી, તેમજ તેનો અંત આદિ અથવા પ્રતિષ્ઠા જણાતા નથી. આ બહુ દૃઢ મૂળવાળા અશ્વત્થને દૃઢ અસંગ શસ્ત્રથી છેદી, પછી જેમાં ગએલા પુનઃ પાછા ફરતા નથી તે પદ 'જે આદ્ય પુરૂષમાંથી પુરાણી પ્રવૃત્તિ પ્રસરેલી છે તેનેજ હું શરણ જાઉં છું.' (એમ) શોધવું. ૩-૪.**

વાસનારુપ મૂળોથી સૃષ્ટિ કેવી રીતે થાય છે તે કહે છે. આ અશ્વત્થનું ભગવાનની અલૌકિકક્રીડારૂપ સત્ય સ્વરૂપ અહિં પ્રાપ્ત થતું નથી, કર્મમાં આસક્તિવાળા જીવોને આ પ્રપંચનું ભગવત્ક્રીડાત્મક અલૌકિક રૂપનું ભાન થતું નથી, તેમજ તેનો અંત, આદિ અથવા પ્રતિષ્ઠા અથવા સ્થિતિ પણ જણાતી નથી, તેથી તેઓ આ જગતને અસત્ય અપ્રતિષ્ઠ તથા અનીશ્વર માને છે, અને કર્મમાં મચ્યા રહે છે. ત્યારે શું કરવું યોગ્ય છે? જેના મૂળો બહુ દૃઢ થઇ ગએલા છે તેવા આ સંસારરૂપી અશ્વત્થને અસંગ એટલે અનાસક્તિ અથવા વૈરાગ્યરૂપ દૃઢ શસ્ત્રથી છેદવો; અર્થાત્ સંસારમાં આસક્તિ ન રાખતાં તેથી દૂર રહેવું. પછી શું કરવું? પછી જે પદને પ્રાપ્ત થએલા ત્યાંથી પુનઃ પાછા ફરતા નથી તે પદને એટલે અક્ષર બ્રહ્મરૂપ ભગવદ્ધામને શોધવું. શા માટે? તેને પ્રાપ્ત કરેલો કોઇ પુનઃ આ સંસારમા આવતો નથી તેથી આ પદને શોધવું. આ પદ કયા ઉપાયથી શોધી શકાય? 'જે આદ્ય પુરૂષમાંથી પુરાણી

પ્રવૃત્તિ પ્રસરેલી છે તેનેજ હું શરણે જાઉં છું' એવી રીતે શરણ ભાવથી ભગવાનની ભક્તિ કરવાથી આ પદ પ્રાપ્ત થાય છે. આ છે આ પદ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન ભક્તિ છે. ભગવાનને શરણ જવાથી સર્વ દોષ દૂર થઇ જાય છે અને તેથી એ પદની તરતજ પ્રાપ્તિ થાય છે ૩, ૪.

**निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ॥**
**द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमुढाःपदमव्ययं तत् ॥५॥**

જે માન તથા મોહથી રહિત છે, જેમણે સંગના દોષો જીતેલા છે, જેઓ અધ્યાત્મમાં નિત્ય (નિષ્ઠાવાળા)છે, જેમની કામનાઓ દૂર થએલી છે, જેઓ સુખદુઃખ રુપી દ્વંદ્વથી, મુક્ત છે તેવા અમૂઢ તે અવ્યય પદ પ્રાપ્ત કરે છે.

માન તથા મોહનો અભાવ, સંગદોષનો અભાવ, નિત્ય અધ્યાત્મજ્ઞાન, નિવૃત્તકામત્વ, સુખદુઃખ વિગેરે દ્વન્દ્વનો અભાવ હોય ત્યારે તે પદ પ્રાપ્ત થાય છે. આ દોષોનો અભાવ તથા ગુણો ભગવાનને શરણ જવાથી પ્રાપ્ત થાય છે, બીજા કોઈ સાધનથી પ્રાપ્ત થતા નથી. તેથી ભગવાનને શરણ જઇ ભક્તિ કરવી એ આ પદ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન છે. આ પદ અવ્યય છે. આ વ્યાપિવૈકુંઠ નામનું અથવા બ્રહ્મ નામનું પદ અક્ષર અવ્યય છે, તે એવી રીતે ભગવાનને શરણ જવાથી પ્રાપ્ત થાય છે. ૫.

**न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।**
**यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥**

તેને સૂર્ય, ચંદ્ર અથવા અગ્નિ પ્રકાશતા નથી. જેને

પ્રાપ્ત કરી પાછા આવતા નથી તે મારૂં ઉત્તમ ધામ છે. ૬.

તે પદને સૂર્ય પ્રકાશતો નથી, તેમજ ચંદ્ર અથવા અગ્નિ પણ પ્રકાશતા નથી, કારણ કે તે સ્વયંપ્રકાશ છે વળી તે પદને પ્રાપ્ત કરી કોઇ સંસારમાં પાછો આવતો નથી, કારણ કે મારૂં ઉત્તમ ધામ છે. " તે વિષ્ણુનું પરમ પદ છે. " વિગેરે શ્રુતિમાં પણ આ પદનું નિરૂપણ કરેલું છે. આ અક્ષરબ્રહ્માત્મક પદ મારૂં ઉત્તમ ધામ છે. આને સૂર્ય વિગેરે પ્રકાશતા નથી, પરંતુ આ સૂર્ય વિગેરે સર્વને પ્રકાશે છે. આ મારૂં ધામ જ્યોતિરૂપ, નિરૂપમ મહિમાવાળું છે. ૬

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनःषष्ठा नीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

**જીવલોકમાં જીવ થએલો મારોજ સનાતન અંશ પ્રકૃતિમા રહેલી મનસહિત છ ઇંદ્રિયોને ખેંચે છે. ૭.**

મારો સચ્ચિદાનંદરૂપ પુરૂષોત્તમનો જ સનાતન અંશ જીવલોકમાં જીવ થએલો છે. સત્ ચિત્ અને આનંદ એ ત્રણમાંથી માત્ર આનંદનો તિરોભાવ થવાથી ચિદ્રૂપ જીવ ભગવાનની ઇચ્છાથી પોતાથી જૂદો પડે છે. આ જીવ પણ ભગવાનનો અંશ હોવાથી વસ્તુતઃ નિત્યસ્વરૂપ જ હોવાથી સનાતન છે. આનો આનંદ તિરોહિત થતાં અનાદિ કર્મરુપ અવિદ્યાના આવેષ્ટનથી જીવલોકમાં જીવ થએલો તે પ્રકૃતિના અમુક પરિણામરુપ દેવ, મનુષ્ય વિગેરેના શરીરમાં રહેલી પાંચ જ્ઞાનેંદ્રિય તથા મનને ખેંચે છે. કોઈ જીવો પ્રથમ કહેલા માર્ગથી અવિદ્યાથી મુક્ત થઇ સ્વરૂપમાં રહે છે. પરંતુ સંસારી જીવના જ્ઞાન તથા ઐશ્વર્ય અતિસંકુચિત રહે છે અને તે પ્રકૃતિના અમુક પરિણામરૂપ શરીરોમાં

રહેલી મનસહિત છ ઇંદ્રિયોને ખેંચે છે અર્થાત્ કર્મને અનુકુલ કરે છે.

આ જીવ પણ સર્વશક્તિમાન્ શ્રીપુરૂષોત્તમનો અંશજ છે, બ્રહ્મ-સૂત્ર અધ્યાય ૨ પાદ ૩ સૂત્ર ૪૩ માં પણ જીવ બ્રહ્મનો અંશ છે એમ નિરૂપણ કરેલું છે, ભગવાનના સત્ ચિત્ અને આનંદ એ ત્રણ મુખ્ય અંશો પૈકી જીવ ચિદ્રૂપ છે જીવમાં આનંદ અંશનો તિરોભાવ થવાથી તેને બંધ તથા અનીશ્વરતા પ્રાપ્ત થાય છે. બ્રહ્મ નિરવયવ એટલે અવયવ રહિત હોવાથી બ્રહ્મને અંશ કેમ સંભવે એવી શંકા કરવી નહિ; કારણ કે બ્રહ્મ માત્ર વેદથીજ જાણી શકાય છે. લોકમાં બ્રહ્મ સાવયવ છે કે નિરવયવ છે એ જાણવાનું કાંઇ સાધન નથી. બ્રહ્મનું જ્ઞાન માત્ર વેદથીજ થતું હોવાથી વેદમાં તેનું જેવું નિરૂપણ કરેલું હોય તેવું માનવું જોઇએ, પરંતુ તેમ નહિ માનતાં વેદની શ્રુતિઓનો ઉપપ્લવ કરવો ઉચિત નથી, જેમ અગ્નિમાંથી તણખાઓ નીકળે છે તેમ ઇંદ્રિયરહિત સર્વતઃ પાણી અને પાદના અંતવાળા તથા સર્વતઃ અક્ષિ શિરઃ અને મુખવાળા બ્રહ્મમાંથી જડ તથા જીવો નીકળેલા છે. સદંશમાંથી જડ નીકળે છે, ચિદંશમાંથી જીવ નીકળે છે શ્રીપુરૂષોત્તમની ઇચ્છાથી જીવમાં આનંદાંશનો તિરોભાવ હોય છે અને જડમાં ચિત્ તથા આનંદ અંશનો તિરોભાવ હોય છે. આ પ્રમાણે હોવાથી જીવ બ્રહ્મનો અંશજ છે.

જેમ અંશ હસ્ત વિગેરેને દુઃખ થવાથી અંશી શરીરને દુઃખ થાય છે, તેમ જીવ બ્રહ્મનો અંશ હોય તો જીવના દુઃખથી બ્રહ્મને પણ દુઃખ થવું જોઇએ એવી શંકા કરવી નહિ, કારણ કે જેમ અગ્નિ બીજાને તાપ કરે છે, પરંતુ તેથી પોતાને તાપ થતો નથી તેમ ઇશ્વરની ઇચ્છાથી આનંદાંશનો તિરોભાવ થતાં જીવને બંધ

વિગેરે પ્રાપ્ત થવાથી દુઃખ થવા છતાં ઇશ્વરને દુઃખ થતું નથી. તેથી જીવને દ્વૈતબુદ્ધિ હોવાથી તેનેજ દુઃખ થાય છે, પરંતુ બ્રહ્મને દુઃખ થતું નથી, અથવા સૂર્ય વિગેરે પોતાનો પ્રકાશ ગમે ત્યાં પડે તોપણ તે પ્રકાશના દોષથી દોષિત થતા નથી તેમજ અંશ જીવને દુઃખ થવા છતાં અંશી બ્રહ્મને કાંઇ પણ દુઃખ થતું નથી. તેથીજ સ્મૃતિઓમાં પણ અંશ જીવને દુઃખનો સંબંધ છે. પરંતુ જેમ કમલ પત્રને જલનો સ્પર્શ થતો નથી તેમ અંશી બ્રહ્મને દુઃખ વિગેરેનો સંબંધ થતો નથી એમ કહે છે. તેથી જીવ બ્રહ્મનો અંશ જ છે, બ્રહ્મનો અંશ હોવાથી સજાતીય છે, પરંતુ સર્વ થા બ્રહ્મજ નથી; કારણ કે અંશ અંશીનો સજાતીય છે, પરંતુ અંશીથી ન્યૂન શકિતવાળો હોય છે. અંશીનો સજાતીય, પણ અંશીથી ન્યૂન શકિતવાળો હોય તેજ અંશ કહેવાય, શ્રુતિઓ પણ જીવને અણુ કહે છે તેથી જીવ બ્રહ્મનો અંશજ છે,

જીવ અને બ્રહ્મનો વિભાગ પણ અવિદ્યાથી કલ્પેલો નથી, પરંતુ 'વિભક્તિવાળું અવિભક્ત' વિગેરે શ્રુતિઓએજ કહેલો હોવાથી સહજ છે અને ઇશ્વરેજ કરેલો છે. બ્રહ્મ અને જીવનો વિભાગ અવિદ્યાથી કલ્પેલો છે એમ માનીએ તો તે વિભાગ પહેલાં તેને કલ્પનાર અવિદ્યાનું અસ્તિત્વ અવશ્ય હોવું જોઇએ. અવિદ્યાનો તે સમયે આધાર કોણ? આધાર વિના અવિદ્યા રહી શકેજ નહિ તેથી તેનો આધાર અવશ્ય હોવો જોઇએ. અવિદ્યા પોતાનોજ આશ્રય કરી તે સમયે રહેલી હોય છે એમ પણ કહેવાય નહિ, કારણકે બ્રહ્મ અને અવિદ્યા એવા બે પદાર્થ તે સમયે હોવાથી અદ્વૈતનો ભંગ થાય. ત્યારે બ્રહ્મજ અવિદ્યાનો આધાર હતું એમ માનો તો બ્રહ્મમાં પણ અવિદ્યા હોવાથી બ્રહ્મ પણ સંસારી જીવ જેવુંજ થઇ જાય. વળી

અવિદ્યા દૂર થતાં ભક્તિ થતી હોવાથી એક જીવને મુક્તિ થતાંજ અવિદ્યાનો ઉચ્છેદ થતો હોવાથી સર્વને તે સમયેજ મુક્તિ થવી જોઇએ, પરંતુ તેમ પણ થતું નથી. તેથી બ્રહ્મ તથા જીવનો ભેદ અવિદ્યાથી કલ્પેલો છે એમ માનવાથી શાસ્ત્ર પ્રમાણે અ પ્રમાણ થઇ જાય છે તથા સર્વનો વિપ્લવ થાય છે તેથી આ ભેદ પણ સહજ ઇશ્વરે પોતાની ઇચ્છાથી કરેલો છે એમજ માનવું ઉચિત છે. તેથી સર્વ શ્રુતિ અને સ્મૃતિઓમાં કહ્યા પ્રમાણે સર્વ જીવો ભગવાન્ બ્રહ્મના અંશજ છે, અણુ છે, સનાતન છે, અને ભગવાનની ઇચ્છાથીજ ભગવાનથી વિભક્ત થએલા છે. એમજ માનવું જોઇએ.

આ શ્લોકમાં સર્વ જીવોને સમષ્ટિના અભિપ્રાયથી 'જીવ' એમ એક વચનથી કહેલા છે. જીવલોકમાં એટલે જીવના ક્રીડનસ્થાન આ પ્રપંચ અથવા જગતમાં તે જીવ થઇ રહેલા છે, તે દેહના જેવા આગંતુક નથી, પરંતુ સનાતન છે એટલે સદા જીવરૂપજ છે, ભૌતિક સૃષ્ટિ પેઠે પાછળથી ઉત્પન્ન થએલા નથી. આ પ્રપંચમાં જીવનું શું કાર્ય છે તે કહે છે. જીવ પ્રકૃતિમાં રહેલી એટલે પ્રકૃતિના પરિણામરૂપ શરીરમાં રહેલી પાંચ જ્ઞાનેંદ્રિય તથા મન એ છને અર્થાત્ વાસનામય લિંગ શરીરને વિષય ભોગની ઉત્પત્તિ માટે ખેંચે છે. જેમ ખેડુત જમીન ખેડે છે તેમ જીવ આ લિંગ શરીરને વિષય ભોગની ઉત્પત્તિ માટે અનુકૂલ કરે છે. ૭.

**शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ॥**
**गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥**

જયારે ઇશ્વર જે શરીર પ્રાપ્ત કરે છે તથા જેમાંથી

ઉત્ક્રમણ કરે છે ત્યારે જેમ વાયુ (ગંધના) સ્થાનમાંથી ગંધને લઈ જાય છે તેમ (ત્યાં) આમને લઈને જાય છે. ૮

ઇંદ્રિયોના ઈશ્વર અર્થાત્ ઇંદ્રિયોને ખેંચનાર જીવ જે શરીર પ્રાપ્ત કરે છે તથા જે શરીરનો ત્યાગ કરે છે ત્યારે તે ત્યાં પોતાની સાથે આમને એટલે મનસહિત છ ઇંદ્રિયો અથવા લિંગશરીરને લઇ જાય છે. ઇંદ્રિયોને જીવ પોતાની સાથે સૂક્ષ્મભૂતો સાથે લઇ જાય છે. જેમ વાયુ કસ્તુરી વિગેરે ગંધના સ્થાનમાંથી સૂક્ષ્મ અવયવો સાથે ગંધને લઇ જાય છે તેમ જીવ સૂક્ષ્મ ભૂતો સાથે મનસહિત છ ઇંદ્રિયોને જે શરીરમાં તે જાય છે ત્યાં તથા જે શરીરનો તે ત્યાગ કરે છે તેમાંથી પોતાની સાથે લઇને જાય છે. ૮.

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ॥**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥**

શ્રોત્ર, ચક્ષુઃ, સ્પર્શન, રસન, ઘ્રાણ અને મનનું અધિષ્ઠાન કરી આ વિષયોનું સેવન કરે છે. ૯.

જીવ ઇંદ્રિયોને શામાટે પોતાની સાથે લઈ જાય છે તે કહે છે શ્રોત્ર વિગેરે છ ઇંદ્રિયોનું અધિષ્ઠાન કરી આ જીવ વિષયોને સેવે છે; એટલે જીવ પ્રાકૃત અંહકારના કાર્યને શ્રોત્ર વિગેરે ઇંદ્રિયોના વિષયોની વૃત્તિને અનુકૂલ કરી તે ઇંદ્રિયોના વિષયોનો ભોગ કરે છે.

**उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ॥**
**विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञान चक्षुषः ॥ १० ॥**

ઉત્ક્રમણ કરતાં, સ્થિતિ કરતાં ભોગ કરતાં અથવા ગુણોથી યુક્ત (જીવ) ને વિમૂઢો જોતા નથી, પરંતુ જ્ઞાનચક્ષુવાળા જૂએ છે. ૧૦.

ત્યારે એવો જીવ શરીરથી ભિન્ન કેમ દેખાતો નથી એવી શંકા થાય તેનો નિરાસ કરે છે. સત્ત્વ વિગેરે ગુણવાળી પ્રકૃતિના અમુક પરિણામરૂપ મનુષ્ય વિગેરેના દેહ સાથે સંસૃષ્ટ થએલા જીવને તેવા કોઇ દેહમાંથી નીકળતાં, અથવા કોઇ દેહમાં સ્થિતિ કરતાં, તથા ગુણવાળા વિષયોનો ભોગ કરતાં, તથા ઇશ્વરના ગુણો પ્રાપ્ત કરી તે ગુણોવાળો થઇ રહેલાને પણ વિમૂઢો જોતા નથી પ્રકૃતિવાળા મનુષ્ય વિગેરેના દેહના અભિમાનવાળા અર્થાત્ તેવા દેહનેજ આત્મા માનનાર વિમૂઢ લોકો જીવને દેહથી ભિન્ન જોતા નથી, પરંતુ દેહ અને આત્માના વિવેકરૂપ જ્ઞાન જેને છે તેવા જ્ઞાન દૃષ્ટિવાળાઓ તો જીવને તે હરકોઇ અવસ્થામાં હોય તો પણ દેહથી ભિન્ન જ જૂએ છે. ૧૦.

**यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ॥**
**यतन्तो ऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥११॥**

**યત્ન કરતા યોગીઓ પોતામાં રહેલા આને જૂએ છે જેણે ચિત્તને વશ કરેલું નથી તેવા મંદબુદ્ધિવાળા યત્ન કરવા છતાં આને જોતા નથી. ૧૧.**

યોગીઓ એટલે જેણે ચિત્તનો નિરોધ કરેલો છે તેઓ યત્ન કરતાં પોતાની અંદર રહેલા આત્માને જોઇ શકે છે, પરંતુ જેણે ચિત્તનો નિરોધ કરેલો નથી તેવા મંદબુદ્ધિવાળાઓ તો પ્રયત્ન કરવા છતાં આત્માને જોઈ શકતા નથી. આત્મા એવો દુર્જ્ઞેય છે કે આત્મા અને દેહનો જેમને વિવેક હોય તેઓમાં પણ જેમણે ચિત્તનો નિરોધ કરેલો હોય તેઓજ પ્રયત્ન કરવાથી તેને જોવાને યોગ્ય થાય છે.૧૧

**यदा दित्यगतं तेजो जगद्भासयते ऽखिलम् ॥**
**यच्चन्द्रमसि यच्चाग्नौ त त्तेजो विद्धि मामकम् ॥१२॥**

**જે સૂર્યનું તેજ અખિલ જગતને પ્રકાશે છે, જે ચંદ્રમાં તથા જે અગ્નિમાં તેજ (છે) તે તેજ મારૂં (છે એમ) જાણ ૧૨.**

એવી રીતે ઇંદ્રિય અને પદાર્થના સંનિકર્ષના વિરોધી અંધકારને દૂર કરી ઇંદ્રિયોનો પોતાના પ્રકાશથી અનુગ્રહ કરનાર સૂર્ય, ચંદ્ર વિગેરે જ્યોતિઓની પણ જેને અપેક્ષા નથી તેવું સચ્ચિદાનંદરૂપ મારૂં ધામ અક્ષર, કાલ, પ્રકૃતિનો અધ્યક્ષ પુરૂષ, કેવલ ચિદ્રૂપ આત્મા, તથા જીવ થઇ રહેલો આત્મા સર્વ મારી વિભૂતિ તથા મારા અંશ છે એવો ઉપદેશ કરી, હવે પ્રથમ કહેલા આદિત્ય વિગેરેના પ્રકાશ વિગેરે અચિતના પરિણામો પણ મારી વિભૂતિ છે એવો અહિંથી ચાર (૧૨-૧૫) શ્લોકથી ઉપદેશ કરે છે. આદિત્યનું તેજ જે આખા જગતને પ્રકાશે છે તે તથા ચંદ્ર અને અગ્નિના તેજ તે પણ મારાજ છે—૧૨

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ॥**
**पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥**

**બલથી પૃથ્વીમાં પ્રવેશ કરી હું ભૂતોને ધારણ કરૂં છું, અને રસરૂપ ચંદ્ર થઇ સર્વ ઓષધીઓનું પોષણ કરૂં છું. ૧૩.**

પૃથ્વીમાં જે ધારણ શક્તિ છે અને ચંદ્રમાં જે પોષણ શક્તિ છે તે પણ મારી છે એમ કહે છે. ૧૩

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥**

હું વૈશ્વાનર થઈ, પ્રાણીઓના દેહનો આશ્રય કરી, પ્રાણ અને અપાનથી યુક્ત થઇ ચાર પ્રકારના અન્નને પાચન કરૂં છું. ૧૪.

વૈશ્વાનરની પાચનશક્તિ પણ મારી છે. તેથી ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, અને પેય એ ચાર પ્રકારના અન્નને પાચન કરનાર પણ હું છું.

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।**
**वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥**

**મેં સર્વના હૃદયમાં પ્રવેશ કરેલો છે, મારાથી સ્મૃતિ જ્ઞાન અને વિસ્મરણ થાય છે, સર્વ વેદોથી વેદ્ય હુંજ છે, તથા વેદાંતનો કર્તા તેમજ વેદો જાણનાર હુંજ છું. ૧૫.**

સૂર્ય, ચંદ્ર તથા અગ્નિનો પ્રકાશ, વૈશ્વાનરની પાચક શક્તિ એ સર્વ મારાં છે, અર્થાત્ સૂર્ય, ચંદ્ર, અગ્નિ. વૈશ્વાનર એ સર્વ હું છું એમ પાછળ કહ્યું તેનું કારણ અહિં કહે છે. સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વૈશ્વાનર, તથા સર્વ પ્રાણિમાત્રના હૃદયમાં મેં પ્રવેશ કરેલો છે. સર્વ પ્રવૃતિના કારણરૂપ જ્ઞાનનો જ્યાંથી ઉદય થાય છે તેવા સર્વના હૃદયમાં મેં સર્વના આત્મા તરીકે પ્રવેશ કરેલો છે. તેથી જ શ્રુતિ પણ "અંતઃપ્રવેશ કરેલા જનોના શાસ્તા" વિગેરે કહે છે. મેં સર્વના હૃદયમાં પ્રવેશ કરેલો હોવાથી સર્વની સ્મૃતિ, જ્ઞાન અને અપોહન એટલે વિસ્મરણ પણ મારાથીજ થાય છે. પૂર્વે અનુભવ કરેલા વિષયના માત્ર સંસ્કારથી ઉત્પન્ન થતું જ્ઞાન તે સ્મૃતિ. ઇંદ્રિય, અનુમાન, શાસ્ત્ર, અને યોગથી વસ્તુનો 'આ આવી છે' એવો થતો નિશ્ચય તે જ્ઞાન, સ્મૃતિ તથા જ્ઞાનનું નષ્ટ થવું તે અપોહન અથવા વિસ્મરણ. આ સર્વ મારાથી થાય છે. કારણ કે સર્વના આત્મા તરીકે સર્વ વેદોથી વેદ્ય હુંજ છું. વેદમાં અગ્નિ, સોમ, સૂર્ય, વાયુ, ઇંદ્ર વિગેરેનું વર્ણન કરેલું છે, પણ તે સર્વનો અંતર્યામી હું હોવાથી તે સર્વ મારારૂપજ હોવાથી તેઓનું વર્ણન કરનાર વેદ પણ મારૂંજ ગાન કરે છે.

વેદાંત એટલે ઉપનિષદ્‌માં સર્વનો નિષેધ કરી મારા આત્માનુંજ નિરૂપણ કરેલું છે એવી શંકા કરવી નહિ, કારણકે વેદાંતમાં સર્વનો નિષેધ કરેલો છે એવી માત્ર જીવની કલ્પનાજ છે. સર્વ વેદોના નિર્ણયના સિદ્ધાંતરૂપ વેદાન્તોને મારા વિના અન્ય કોઇ જાણતો નથી. તેથીજ જીવે કલ્પેલા અધ્યારોપવાદનો નિરાશ કરી બ્રહ્મવાદ પ્રમાણે તત્ત્વનો નિશ્ચય કરાવવા મેં કૃષ્ણદ્વૈપાયનરૂપે વેદાંતસૂત્ર રચેલાં છે.

વળી જેમ રજ્જુમાં સર્પનો આરોપ થાય અને પછી રજ્જુનું ખરૂં જ્ઞાન થતાં તે આરોપ દૂર થાય તેવી રીતે બ્રહ્મમાં જગતનો અધ્યારોપ થાય છે ને પછી તે આરોપ દૂર થાય છે એવું વાદીઓ માને છે ત્યાં પણ અધ્યારોપ અને તેનું દૂર થવું એટલે અપોહન જીવે કલ્પેલા છે કે સત્ય છે? જીવે કલ્પેલા છે એમ કહે તો શ્રુતિઓનો વિરોધ આવે છે, કારણકે શ્રુતિઓ જગતને સત્ય વર્ણવે છે. ને સત્ય છે એમ કહે તો અમને ઇષ્ટજ છે. ભગવાને અધ્યારોપ અને અપોહન કરેલા છે એમ કહે તોપણ જગત્ અલીક કહી શકાય નહિ તેથી જગત્ મિથ્યા છે એ માત્ર જીવની કલ્પનાજ છે એમ નિશ્ચય થાય છે. અધ્યારોપ અને તેનું અપોહન માયાથી થાય છે એમ કહે તો બ્રહ્મવાદ પ્રમાણે માયા પણ ભગવાનથી અન્ય તત્ત્વ નથી. બ્રહ્મવાદ પ્રમાણે ક્ષર, અક્ષર, અને અક્ષરાતીત એ ત્રણ સ્વરૂપથી ભગવાન્ રમણ કરે છે. ભગવાન્ સર્વશક્તિમાન્ છે. તે પોતાની આજ્ઞા પ્રમાણે વર્તનારી પોતેજ પોતાથી પૃથક્ કરેલી પોતાના સદંશરૂપ ‘સ્વભાવ’ ‘કર્મ’ વિગેરે નામવાળી પોતાની માયાને રમણ માટે પોતાના ચિદંશરૂપ ક્ષર સાથે યોજે છે ત્યારે પ્રવાહસૃષ્ટિ થાય છે. અક્ષર આત્માનું જ્ઞાન તથા તેના સાધનરૂપ શક્તિઓ ઉત્પન્ન કરાવી રમણ કરવા માટે ભગવાને મર્યાદા નિર્મેલી છે. ક્ષર

અને અક્ષરથી અતીત પોતાના સ્વરૂપ પ્રપંચથી રમણ કરવા માટે સર્જેલા પોતાના પ્રતિબિંબરૂપ ભક્તો સાથે આત્મારામ ભગવાન્ નિત્ય રમણ કર્યા કરે છે. એ પુષ્ટિ છે. આવો વેદનો ભાવાર્થ વેદાન્ત રચનાર તથા વેદોને જાણનાર હુંજ જાણું છું, બીજું કોઇ જાણતું નથી. તેથી સર્વ વેદાંતોનો સાર તું મારી પાસથી જાણ. ૧૫.

**द्वाविमौ पुरुषो लोके क्षरश्चाक्षर एव च ॥**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥**

**લોકમાં ક્ષર અને અક્ષરજ આ બે પુરૂષો છે. સર્વ પ્રાણીઓ ક્ષર (છે). કૂટસ્થ અક્ષર કહેવાય છે. ૧૬.**

લોકમાં ક્ષર અને અક્ષર આ બે પુરૂષ છે. આ ઉભય પુરૂષ છે. તેમાંથી કોઈ સ્રીપ્રકૃતિવાળો અથવા જડ નથી, કારણકે ઉભયને પુરૂષ કહેલા છે. તેથી જેને ઘણે સ્થલે 'અવ્યક્ત' કહેલો છે. તે અક્ષર સ્રીરૂપ પ્રકૃતિ છે એમ કેટલાક વાદીઓ માને છે તેનો નિરાશ થાય છે.

મૂલમાં '**एव च**' 'અને (અક્ષર) જ' શબ્દ છે તેથી ક્ષર પણ અક્ષર જ છે અર્થાત્ જે ક્ષર પુરૂષ છે તે પણ સ્વરૂપથી અક્ષર જ છે, ક્ષર નથી, પરંતુ તેનું ક્ષરપણુ ભગવાનની ઇચ્છાથી પ્રકૃતિનો તેને સંસર્ગ થવાથી, પ્રકૃતિના સંસર્ગરૂપ ઉપાધિથી થએલું છે પણ વાસ્તવિક નથી એમ સૂચવેલું છે. આ અર્થ ભગવાન્ પોતે 'સર્વ પ્રાણીઓ ક્ષર છે, અને કૂટસ્થ અક્ષર કહેવાય છે' એમ કહે છે. બ્રહ્માથી તૃણ પર્યંત સર્વ જૂદા જૂદા પ્રાણીઓ જેને જીવ કહે છે અને જે ભગવાનના સદંશરૂપ પ્રકૃતિ સાથે સંસૃષ્ટ હોવાથી ઉત્પત્તિ વિગેરે ક્રિયાના વિષય કહેવાય છે તે 'ક્ષર' પુરૂપ છે. અહિં અનન્ત પ્રાણીઓ હોવા છતાં સમષ્ટિના આશયથી એક વચન યોજેલું છે. કૂટમાં

એટલે પ્રાણીઓના સમૂહમાં રહેનાર કૂટસ્થ શુદ્ધ, સચ્ચિદાનંદરૂપ, 'ભગવદ્ધામ' વિગેરે નામવાળો 'આત્માનું શ્રવણ કરવું, મનન કરવું, નિદિધ્યાસન કરવું' વિગેરે ઉપનિષદના જ્ઞાનથી જેનો સાક્ષાત્કાર થાય છે તે અક્ષર પુરૂષ કહેવાય છે. આ પ્રાણીઓના સમૂહમાં અંતર્યામી રૂપે રહેછે. આ અક્ષર ભગવદ્ધામ હોવાથી ભગવદ્ધામના આશયથી એકવચન યોજેલું છે. ૧૬.

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥**

**'પરમાત્મા' એમ કહેવાતો ઉત્તમ પુરૂષ તો અન્ય છે. તે અવ્યય ઈશ્વર ત્રણ લોકમાં પ્રવેશ કરી (તેમને) ધારણ કરે છે.**

સર્વથી ઉત્તમ, સર્વના આશ્રયરૂપ મુખ્ય સ્વરૂપનું હવે નિરૂપણ કરેછે. 'तु' 'તો' શબ્દ પ્રથમ વર્ણવેલા ક્ષર તથા અક્ષરથી આનો ભેદ દર્શાવે છે. સર્વ કારણોના કારણરૂપ આ ઉત્તમ પુરૂષ પૂર્વે વર્ણવેલા ક્ષર તથા અક્ષરથી ભિન્ન છે. આને 'પરમાત્મા' કહે છે. આ પરમ આત્મા છે. ગંગાપ્રવાહ અને ગંગા અધ્યાત્મ દેવતા જેવો આમનો ભેદ છે. અક્ષર ગંગાપ્રવાહ જેવો છે અને આ ઉત્તમ પુરૂષ પરમાત્મા ગંગા અધ્યાત્મ દેવતા જેવો છે.

આ શ્રીપુરૂષોત્તમ અદ્ભુત ઐશ્વર્યવાળા છે. ત્રણે લોકમાં પ્રવેશ કરી તેમને ધારણ કરે છે. છતાં તેમનામાં વિકૃતિ નથી, તે અવ્યય એટલે વિકાર રહિત છે. વિકાર રહિતથી ત્રણ લોકનું ધારણ કેમ સંભવે? તે ઇશ્વર છે, કર્તુમ્ અકર્તુમ્ અન્યથાકર્તુમ્ સમર્થ છે, તેથી અવ્યય રહી ત્રણે લોકમાં પ્રવેશ કરી તેમને ધારણ કરે છે. સર્વ વિરૂદ્ધ ધર્મોના આશ્રય છે.

નીચે પ્રમાણે ફલિત થાય છે. પ્રકૃતિનાં કાર્યો સર્વથી હલકાં છે તેઓની સાથે સંબંધ રાખનાર તેઓ સાથે સંસૃષ્ટ થએલો આત્મા ક્ષર છે. તેઓના સંબંધ રહિત ઉત્કૃષ્ટ આત્મા અક્ષર છે. સર્વથી ઉત્તમ શ્રીપુરૂષોત્તમ છે. પુરાણો પણ આવો જ ઉપદેશ કરે છે. ક્ષર બદ્ધ પુરૂષ છે, અક્ષર બદ્ધ નથી, સ્વરૂપથી ક્ષર પણ અક્ષર જ છે. શ્રીમદ્‌ભાગવત પણ કહે છે કે "મારી બદ્ધ અને મુક્ત એવી વ્યાખ્યા ગુણથી છે વાસ્તવિક નથી." આનો અર્થ એવો છે કે ક્ષરરૂપથી આત્માને બદ્ધ કહે છે, અક્ષરરૂપથી મુકત કહે છે. આ આખ્યા સત્ત્વ, રજઃ અને તમઃ ગુણોને લીધે છે. તેથી બદ્ધ એ આખ્યા વાસ્તવિક નથી. ૧૭

**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ॥**

**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १७ ॥**

હું ક્ષરથી અતીત છું અને અક્ષરથી પણ ઉત્તમ છું તેથી લોકમાં તથા વેદમાં 'પુરૂષોત્તમ' એમ પ્રસિદ્ધ છું. ૧૮.

એવું પુરૂષોત્તમપણું મારામાંજ છે એમ પોતે કહે છે. હું ક્ષરથી અતીત છું, અક્ષરથી પણ ઉત્તમ છું. તેથી લોક તથા વેદમાં 'પુરૂષોત્તમ' તરીકે પ્રસિદ્ધ છું. ક્ષર અને અક્ષર એ ઉભય પુરૂષોથી ઉત્તમ તે પુરૂષોત્તમ. "બ્રહ્મ જાણનાર પરને પ્રાપ્ત કરે છે' વિગેરે વેદની શ્રુતિઓ મારૂં પુરૂષોત્તમત્વ દર્શાવે છે. ચૌદ લોકમાં સર્વત્ર મારૂં માહાત્મ્ય જોવામાં આવતું હોવાથી લોકમાં પણ મારૂં પુરૂષોત્તમત્વ પ્રસિદ્ધજ છે. તેથી હું જે દેખાઉં છું તેજ સચ્ચિદાનંદ આકૃતિવાળો છું. સાધારણ મનુષ્ય તરીકે જે મારૂં દર્શન થાય તે માયાથીજ થાય છે એવો નિશ્ચય છે. ૧૮.

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**

**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥**

હે ભારત! જે મોહરહિત (પુરૂષ) મને એવી રીતે પુરૂષોત્તમ જાણેછે તે સર્વજ્ઞ મારૂં સર્વ ભાવથી ભજન કરેછે.

હું એવો સર્વથી ઉત્તમ શ્રીપુરૂષોત્તમ હોવાથી ઉત્તમ જ્ઞાનવાળો સર્વજ્ઞ મારૂં અનન્યતાથી ભજન કરે છે એમ કહે છે. જે મોહથી રહિત પુરૂષ મને એવી રીતે અજ, અનાદિ પુરૂષોત્તમ જાણે છે. તે સર્વજ્ઞ મારૂં સર્વ ભાવથી ભજન કરે છે. મોહથી રહિત હોય તેનેજ મારા પુરૂષોત્તમત્વનું જ્ઞાન હોય છે, કારણકે મોહ આસુર છે અને અસુરોને તેવું જ્ઞાન હોતું નથી. જે મોહરહિત પુરૂષ મને અજ અનાદિ પુરૂષોત્તમ જાણે છે તે સર્વજ્ઞ છે, કારણકે મારા એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે. વળી તે સર્વાત્મભાવથી મારી સેવા કરે છે. ૧૯

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

હે અનઘ! આવી રીતે આ ગુહ્યતમ શાસ્ત્ર મેં કહ્યું હે ભારત! આ જાણીને બુદ્ધિમાન્ અને કૃતકૃત્ય થાય. ૨૦

હવે આ અધ્યાયના અર્થનો ઉપસંહાર કરે છે. હે અનઘ પાપરહિત, કુતર્કહીન અર્જુન! આ સર્વવેદાંતના સારરૂપ સર્વથી ગુહ્ય પુરૂષોત્તમયોગ નામનું શાસ્ત્ર સર્વ વેદાંતોથી વેદ્ય વેદાંતકર્તા શ્રી પુરૂષોત્તમે મેં તને કહ્યું, કારણ કે તું નિષ્પાપ હોવાથી આ ગુહ્યતમ શાસ્ત્ર જાણવા યોગ્ય છે. આ જાણીને હરકોઇ સામાન્ય માણસ પણ બુદ્ધિમાન્ શાસ્ત્રતાત્પર્ય જાણનાર અને કૃતકૃત્ય થાય તો ભરતકુલોત્પન્ન તું તેવો થાય એમાં આશ્ચર્ય જ શું?

॥ इति पंचदशोऽध्यायः ॥

## ॥ अथ षोडशो ऽध्यायः ॥

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोग व्यवस्थितिः ॥
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ॥
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ॥
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

હે ભારત ! (૧) અભય (૨) અંતઃકરણની શુદ્ધિ (૩) જ્ઞાન તથા યોગમાં સ્થિતિ (૪) દાન, (૫) દમ (૫) યજ્ઞ (૭) સ્વાધ્યાય (૮) તપઃ (૯) ઋજુતા (૧૦) અહિંસા (૧૧) સત્ય (૧૨) અક્રોધ (૧૩) ત્યાગ (૧૪) શાન્તિ (૧૫) અ-પૈશુન એટલે કોઇની ચાડી ન કરવી તે (૧૬) પ્રાણીઓ પ્રતિ દયા. (૧૭) અલોલુપ્ત્વ એટલે ભોગની ઇચ્છાથી મનનું ચાંચલ્ય ન કરવું તે. (૧૮) મૃદુતા (૧૯) લજ્જા (૨૦) ચ-પલતાનો અભાવ.(૨૧) તેજઃ (૨૨) ક્ષમા (૨૩) ધૃતિ (૨૪) પવિત્રતા (૨૫) અદ્રોહ (૨૬) માનિત્વનો અભાવ એ દૈવી સંપદમાં જન્મેલાને હોય છે.૧-૩.

ગયા અધ્યાયના અંતમાં શ્રી પુરૂષોત્તમની સર્વાત્મભાવથી સેવા કરનાર તથા શ્રીપુરૂષોત્તમના જ્ઞાનવાળો બુદ્ધિમાન્ તથા કૃતકૃત્ય થાય છે એમ કહ્યું. સૃષ્ટિમાં બહુ લોકો બુદ્ધિવાળા દેખાય છે છતાં તેઓ

આવા ઉત્તમ જ્ઞાન માટે યત્ન કેમ કરતા નહિ હોય એવી શંકા થાય તે માટે 'મોહરહિત' શબ્દ પણ ગયા અધ્યાયના ૧૯ મા શ્લોકમાં યોજેલો છે. જે મોહરહિત હોય અર્થાત્ જે આસુરી જીવો ન હોય પરંતુ દૈવી જીવો હોય તેઓને જ તેવું જ્ઞાન થઇ શકે છે દૈવી સંપત્ તથા આસુરી સંપત્ કોને કહેવી, તેઓના શું કાર્ય વિગેરેનો આ અધ્યાયમાં બોધ કરે છે.

પ્રથમ ત્રણ શ્લોકથી દૈવી સંપતનો બોધ કરે છે. અભયથી આરંભી ૨૬ ગુણો કહ્યા તે દૈવી સંપદમાં જેઓનો જન્મ હોય તેઓમાં હોય છે. દૈવી એટલે દેવના સંબંધવાળી ભગવાનના વચન પ્રમાણે આચરણ કરવાની ટેવવાળા હોય તે દેવ આવા દેવોની સંપત્ એટલે દેવાના ભગવત્પ્રાપ્તિના સાધનરૂપ સામગ્રી, અથવા દેવોની સૃષ્ટિ આ સૃષ્ટિ ભગવાનના વચનરૂપ ધર્મ પ્રમાણે આચરણ કરનારીજ હોય છે. આ સૃષ્ટિમાં જેઓ જન્મેલા હોય છે તેઓ દૈવીજીવ કહેવાય છે, તેઓમાં આ છવીસ ગુણો હોય છે. ૧-૩,

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ॥**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥**

હે પાર્થ! દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, તથા પારૂષ્ય અને અજ્ઞાન એ આસુરી સંપદમાં જન્મેલાને હોય છે.૪

(૧) દંભ એટલે અંદરથી ધર્મ ન હોય તો પણ બહાર ધર્મનો ડોળ કરવો તે (૨) દર્પ (૩) અભિમાન (૪) ક્રોધ તથા (૫) પારૂષ્ય એટલે કઠોરતા અને (૬) અજ્ઞાન એ આસુરી સંપદમાં જન્મેલાને હોય છે. મૂલમાં 'च' વારંવાર આવે છે તેથી દૈવી સંપદના જે ૨૬ ગુણો કહ્યા તેઓથી વિરૂદ્ધ દુર્ગુણો પણ આ આસુરી જીવોમાં હોય છે. એમ

સૂચવેલું છે. ભગવાનના વચનમાં માયાનો બોધ છે એમ કહેનાર અને ભગવાનના વચન પ્રમાણે આચરણ નહિ કરવાના સ્વભાવવાળા આસુર જીવો છે. ૪.

**दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ॥**
**मा शुचः संपदं दैवी माभिजातोऽसि पाण्डव ॥ ५ ॥**

દૈવી સંપદ્ મોક્ષ માટે અને આસુરી બંધ માટે મનાએલી છે. હે પાંડવ! તું શોક કરમા. તું દૈવી સંપદમાં જન્મેલોછે.૫.

ઉભય સંપદના કાર્ય કહે છે. દૈવી સંપદનું કાર્ય મોક્ષ છે, દૈવી સંપદ્ પુષ્ટિ અને મર્યાદા એ બે માર્ગથી મોક્ષ અપાવે છે આસુરી સંપદનું કાર્ય બંધ છે, આસુરી સંપદવાળાઓનો સર્વથા બંધ જ હોય છે. હે પાંડુ પુત્ર અર્જુન! તું શોક કરમા, કારણ કે તું દૈવી સંપદમાં જન્મેલો છે, અર્જુનને પોતે કયા સંપદમાં જન્મેલો છે તે નહિ જાણવાથી શોક કરતો જોઇ ભગવાન્ તેને તે દૈવી સંપદમાં જન્મેલો છે એમ કહી આશ્વાસન કરે છે. ૫.

**द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ॥**
**दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे श्रृणु ॥ ६ ॥**

આ લોકમાં દૈવ અને આસુર એ બેજ ભૂતોની સૃષ્ટિ છે. હે પાર્થ! દૈવી (સૃષ્ટિ) વિસ્તારથી કહી, (હવે) મારી પાસેથી આસુર (સૃષ્ટિનું) શ્રવણ કર. ૬

આ લોકમાં દૈવી અને આસુરી એવી બે પ્રકારની ભૂતોની સૃષ્ટિ છે, તેમાં દૈવી સૃષ્ટિ મેં તને વિસ્તારથી કહી, હવે આસુરીનું શ્રવણ કર. દૈવી સૃષ્ટિના પણ બે પ્રકાર છે, (૧) મર્યાદા અને (૨)

પુષ્ટિ. આસુરી સૃષ્ટિ એ પ્રવાહ સૃષ્ટિ છે. આ રીતે પુષ્ટિ પ્રવાહ અને મર્યાદા એ સૃષ્ટિના પ્રકાર છે. * ૬

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ॥**
**न शौचं नापि चाचारो नसत्यं तेषु विद्यते ॥ ७ ॥**

આસુરી જનો પ્રવૃત્તિ તથા નિવૃત્તિને જાણતા નથી. તેઓમાં શૌચ, આચાર તથા સત્ય હોતાં નથી. ૮

આસુરી સૃષ્ટિ સાથે સર્વ સંબંધનો ત્યાગ થઇ શકે તે માટે અહિંથી ૧૨ શ્લોકથી (૭–૧૮) આસુરી સૃષ્ટિનું વિસ્તારથી નિરૂપણ કરે છે. વેદમાં કહેલા પ્રવૃત્તિમાર્ગને તેમજ નિવૃત્તિમાર્ગને આસુરીજનો જાણતા નથી. વેદમાં કહેલા પ્રવૃત્તિમાર્ગમાં તેમજ નિવૃત્તિ માર્ગમાં પણ તેઓની રૂચિ હોતી નથી. વેદમાં કહેલાં કર્મમાં અગર શાસ્ત્રોમાં તેઓની પ્રતીતિ હોતી નથી, કારણકે તેઓમાં પવિત્રતા, આચાર તેમ જ સત્ય હોતાં નથી. માનસિક પવિત્રતા, કાયિક સદાચાર તેમનામાં હોતાં નથી તેમજ તેઓની વાણીમાં પણ સત્ય હોતું નથી. આવી રીતે માનસિક, કાયિક તેમજ વાચિક દોષો તેઓમાં હોય છે,

**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।**
**अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥**

---

* भक्तिमार्गस्य कथनात्पुष्टि रस्तीति निश्चयः ।
द्वौ भूतसर्गा वित्युक्तेः प्रवाहोऽपि व्यवस्थितः ।
वेदस्य विद्यमानत्वान्मर्यादापि व्यवस्थिता ॥
( पुष्टिप्रवाह मर्यादा भेद. २-३. )

**તેઓ જગતને અસત્ય, અપ્રતિષ્ઠ, અનીશ્વર, સ્ત્રી-પુરૂષના સંયોગથી ઉત્પન્ન થએલું અને કામ જેનો હેતુ છે તેવું કહે છે. અને બીજું (કારણ) શું (છે એમ પુછે છે.) ૮.**

'હે સૌમ્ય ! આ પૂર્વે સત્‌જ હતું' વિગેરે શ્રુતિ વિગેરે પ્રમાણો જગતને સત્ય કહે છે તોપણ આસુરી જીવો જગતને અસત્ય કહે છે અને તેને માયાથી અથવા પોતાના અજ્ઞાનથી કલ્પેલું માને છે. જગત્‌ અસત્ય હોય તો જગતમાં રહેલા વેદ, વેદમાં કહેલા સાધનો વિગેરે સર્વ અસત્ય થવાથી વ્યર્થજ થાય; કારણકે શશશૃંગ જેવા અસત્ય અર્થાત્‌ વસ્તુતઃ જેનું અસ્તિત્વ નથી તેવા પદાર્થથી કોઇપણ પ્રકારનો વ્યવહાર થઇ શકે નહિ. વળી તેઓ જગતને અપ્રિતિષ્ઠ એટલે જેની બ્રહ્મમાં પ્રતિષ્ઠા નથી એવું તથા અનીશ્વર એટલે સત્યસંકલ્પ સર્વવ્યાપક શ્રીપુરૂષોત્તમ જેવા નિયંતા વિનાનું કહે છે. મેં પાછલ કહ્યું છે જે 'હું સર્વનું ઉત્પત્તિસ્થાન છું, મારામાંથી સર્વ પ્રવર્તે છે' પરંતુ આ આસુરી જીવો તેથી વિરૂદ્ધ જગતને અસત્ય, અપ્રતિષ્ઠ અને અનીશ્વર માને છે. વળી પ્રકૃતિરુપ સ્ત્રી તથા પુરૂષના સંયોગથીજ જગતને ઉત્પન્ન થએલું તેઓ માને છે, આવા સંયોગ વિના કોઇ ઉત્પન્ન થએલું નથી એમ તેઓ કહે છે. તેથી આ સર્વ જગત્‌ કામહૈતુક છે અર્થાત્‌ જગતની ઉત્પત્તિનું કારણ સ્ત્રીપુરૂષનો કામજ છે એમ તેઓ માને છે. ૮

**एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ॥**
**प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥**

આ દૃષ્ટિને અવલંબી નષ્ટ આત્માવાળા, અલ્પબુદ્ધિ-

વાળા ઉગ્ર કર્મવાળા ( જગતના ) શત્રુઓ જગતના ક્ષય માટે ઉદ્ભવે છે. ૯.

સર્વ જગત્ મિથ્યા છે એવી દૃષ્ટિનું અવલંબન કરી, ' અમે બ્રહ્મરૂપ છીએ, પરંતુ અવિદ્યા સાથે સંબંધ થવાથી જીવો થએલા છીએ ' એવા મતવાળા હોવાથી નષ્ટ આત્માવાળા અર્થાત્ આત્માના યથાર્થ સ્વરૂપનું જેને ભાન નથી તેવા અલ્પબુદ્ધિવાળા અને હિંસાપ્રધાન ઉગ્ર કર્મ કરનારા જગતના શત્રુઓ જગતના નાશ માટે ઉત્પન્ન થાય છે. ૯.

**काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।**
**मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥**

દુષ્પૂર કામનો આશ્રય કરી, દંભ માન તથા મદવાળા અપવિત્ર આચરણવાળા મોહથી દુષ્ટ આગ્રહનું ગ્રહણ કરી પ્રવર્તે છે. ૧૦.

દુઃખથી પણ પૂરણ થઇ શકે નહિ તેવા દુષ્પૂર કામનો આશ્રય કરી, દંભ માન તથા મદમાં મચ્યા રહી અપવિત્ર વ્રત આચરનારા તેઓ મોહને લીધે દુષ્ટ આગ્રહ એટલે ક્ષુદ્ર દેવતાઓના મંત્ર વિગેરેનું ગ્રહણ કરી પ્રવર્તે છે, અર્થાત્ પોતાના સર્વ મનોરથ પૂરણ કરવામાં ક્ષુદ્ર દેવતાઓના મંત્રો સાધનરૂપ છે એમ જાણી તેવા મંત્રોનું સેવન કરે છે, અને અપેયનું પાન વિગેરે અપવિત્ર આચરણ કરી ક્ષુદ્ર દેવતાઓની આરાધના કરે છે. ૧૦.

**चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।**
**कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥**

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ॥
ईहन्ते कामभोगार्थं मन्यायेनार्थ संचयान् ॥१२॥

અપરિમેય તથા પ્રલય સમયે અંત આવે તેવી ચિંતાનો આશ્રય રાખનારા કામના ઉપભોગને પરમ જાણુનાર આજ (કામોપભોગજ) (ફલ છે) એવો નિશ્ચય રાખનાર આશાના સેંકડોથી બંધાએલા અને કામ તથા ક્રોધને પરાયણુ [ તેઓ ] કામ ભોગ માટે અન્યાયથી અર્થ સંચયની ઇચ્છા રાખે છે. ૧૧, ૧૨.

તેઓ અપરિમેય અર્થાત્ મપાઇ શકે નહિ તેવી અને મરણુ પર્યંત ટકી રહે તેની ચિંતા રાખે છે, કામ ભોગનેજ પરમ ફલ અથવા પરમ પુરૂષાર્થ જાણે છે, અને તેવો તેઓને નિશ્ચય હોવાથી આશાના સેંકડો પાશોથી તેઓ બંધાએલા રહે છે અને કામ ભોગ માટે ચોરી, લૂંટ, હિંસા વિગેરે અન્યાયથી ધન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. ૧૧-૧૨

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ॥
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ॥
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

आढयोऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ॥
यक्ष्ये दास्यामि मोदिष्यं इत्यज्ञान विमोहिताः ॥१५॥

**अनेक चित्त विभ्रान्ता मोहजालसमावृताः ॥**
**प्रसक्ताः कामभोगेषू पतन्ति नरकेऽशुचौ ॥ १६ ॥**

"આ આજ મેં મેળવ્યું, આ મનોરથ હું પ્રાપ્ત કરીશ, આ મારૂં છે અને વળી આ ધન પણ મારૂં થશે, એ શત્રુને મેં માર્યો અને બીજાઓને પણ હું હણીશ, હું ઈશ્વર છું, હું ભોગી છું, હું સિદ્ધ, બલવાન અને સુખી છું. હું ધનવાળો કુલવાન છું, મારા જેવો બીજો કોણ છે ? હું યજ્ઞ કરીશ, દાન કરીશ, મોજ કરીશ" એમ અજ્ઞાનથી મોહ પામેલા, અનેક સંકલ્પોથી ભ્રાંતિ થએલા, મોહજાલથી વીંટાએલા, કામ ભોગમાં આસક્ત થએલા અપવિત્ર નરકમાં પડે છે. ૧૩–૧૬.

આસુરી જીવોની કામનાઓનું તથા તેઓને પ્રાપ્ત થતા ફલનું અહિં સુંદર વર્ણન કરેલું છે. ૧૩–૧૪–૧૫ શ્લોકમાં વર્ણન કર્યું. તેવા તેઓના સંકલ્પ તથા કામનાઓ વિગેરે હોવાથી ક્ષુદ્ર દેવોની આરાધનામાં તેઓનાં ચિત્ત વ્યાપ્ત હોય છે અને જેમ પક્ષીઓ સૂત્રની જાળમાં સપડાય છે અને નીકળી શકતા નથી તેમ તેઓ આ ભ્રાંતિથી થએલી મોહની જાળથી વીંટાઇ જવાથી તેમાંથી નીકળી શકતા નથી, અને પક્ષીઓ જેમ પોતાના કુટુંબનું ભરણ પોષણ કરવાની ચિંતામાં રહે છે તેમ આ આસુરી જીવો કામભોગમાં આસક્ત હોવાથી આ જાલમાંથી નીકળી શકતા નથી અને વિવશ થઇ અપવિત્ર નરકમાં પડે છે. ૧૩–૧૬.

**आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ॥**
**यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥**

**अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ॥**
**मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥**

પોતાથીજ સંભાવિત, સ્તબ્ધ, ધનના માન તથા મદવાળા, અહંકાર, બલ, દર્પ, કામ અને ક્રોધનો આશ્રય કરેલા પોતાના અને બીજાના દેહોમાં રહેલાનો મારો દ્વેષ કરનાર અને અસૂયા કરનાર તેઓ દંભને લીધે નામના યજ્ઞથી અવિધિ પૂર્વક યજન કરે છે. ૧૭. ૧૮.

પોતેજ પોતાને માન આપનાર અથવા આત્મપ્રશંસા કરનાર, સ્તબ્ધ એટલે અનમ્ર અથવા મૂઢ, ધનથી ઉત્પન્ન થતા માન એટલે મોટાઈ તથા મદવાળા, અહંકાર વિગેરે દૂર્ગુણોવાળા, સર્વના દેહમાં રહેલો હું ઇશ્વર તેનો દ્વેષ તથા ઇર્ષ્યા કરનારા, દંભને લીધે માત્ર નામનાજ યજ્ઞો કરે છે અને તે પણ વિધિપૂર્વક કરતા નથી.

**तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥**

દ્વેષી, ક્રૂર, મનુષ્યોમાં અધમ તથા દુષ્ટ તેઓને હું સંસારમાં વારંવાર આસુરીજ યોનિમાં નાખું છું. ૧૯

ભગવાન્ આવા આસુરી જીવોને શું ફલ આપે છે તે કહે છે. આવા દ્વેષી, ક્રૂર, અધમ, દુષ્ટ, આસુરી જીવોને સંસારમાં પુનઃ પુનઃ આસુરી યોનિમાંજ હું નાખું છું. આ જીવો સહજ આસુરભાવવાળા છે, માત્ર આસુર આવેશવાળા નથી. ૧૯

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥**

હે કૌન્તેય ! જન્મે જન્મ આસુરી યોનિને પ્રાપ્ત થએલા મૂઢો મને પ્રાપ્ત કર્યા વિનાજ પછી અધમ ગતિને પામે છે. ૨૦

આવા મૂઢને જન્મે જન્મે આસુરી યોનિ પ્રાપ્ત થાય છે અને અંતે તેથી પણ અધમ અન્ધતમઃરૂપ ગતિ પ્રાપ્ત થાય છે. તેઓને મારી પ્રાપ્તિ થતીજ નથી. દૃષ્ટિથી પણ મારો સંબંધ થતો નથી. મૂલમાં 'एव' 'જ' શબ્દ યોજેલો છે તેનો 'તેઓને મારી પ્રાપ્તિના સાધનરૂપ સારા માર્ગની પણ પ્રાપ્તિ થતી નથી તો મારી પ્રાપ્તિ તો ક્યાંથીજ થાય એવો ભાવાર્થ છે. અથવા અવતારદશામાં જ્યારે પ્રાણિમાત્રને મારાં દર્શન થઇ શકે છે ત્યારે પણ તેઓને મારાં સ્વરૂપનું જ્ઞાન નહિ હોવાથી મારૂં દર્શન થતું નથી એમ એ શબ્દ સૂચવે છે.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥

કામ, ક્રોધ અને લોભ, આ આત્માનો નાશ કરનાર ત્રણ પ્રકારનું નરકનું દ્વાર છે તેથી આ ત્રણને તજવાં. ૨૧

આવા આસુર ભાવથી આત્મ નાશ થવાનું મૂલ કારણ કહે છે. આ નરક પ્રાપ્ત કરાવનાર આસુરભાવનું દ્વાર ત્રણ પ્રકારનું છે, કામ, ક્રોધ અને લોભ. તેથી આ ત્રણનો ત્યાગ કરવો. આ ત્રણનો સંગ પણ તજવો. ૨૧

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

હે કૌન્તેય ! આ ત્રણ તમોદ્વારથી મુક્ત પુરૂષ પોતાનું શ્રેયઃ આચરે છે અને પછી પરમ ગતિને પામે છે. ૨૨

આ ત્રણથી જે મુક્ત હોય તે પોતાનું શ્રેયઃ ભક્તિ વિગેરેનું આચરણ કરે છે. અને તેથી ઉત્તમ ગતિને પામે છે. ૨૨

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥**

જે શાસ્ત્રવિધિનો ત્યાગ કરી સ્વચ્છંદતાથી વર્તન કરે છે તે સિદ્ધિ અથવા સુખ અથવા પરમ ગતિ પ્રાપ્ત કરતો નથી.

અસુરોના સંગથી જેઓ શાસ્ત્રવિધિનો ત્યાગ કરી સ્વચ્છંદતાથી નિષિદ્ધ કર્મ કરે છે તેઓને પોતાના મનથી ઇચ્છેલી સિદ્ધિ અથવા મનનું સુખ અથવા પરમ ગતિ એટલે મોક્ષ પ્રાપ્ત થતાં નથી. ૨૩

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥**

તેથી કર્તવ્ય અને અકર્તવ્યની વ્યવસ્થા કરવામાં તારે શાસ્ત્રને પ્રમાણ ગણવું, અને શાસ્ત્રે વિહિત કરેલાં કર્મ જાણીને અહિં તારે (કર્મ) કરવું યોગ્ય છે. ૨૪

॥ इति षोडशोऽध्यायः ॥

## ॥ अथ सप्तदशोऽध्यायः ॥

अर्जुनउवाच—

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥१॥

હે કૃષ્ણ ! જેઓ શાસ્ત્ર વિધિનો ત્યાગ કરી શ્રદ્ધાવાળા રહી યજન કરે છે તેઓની નિષ્ઠા કેવી છે, સાત્ત્વિક, રાજસી કે તામસી ? ૧

ષોડશ અધ્યાયના અંતમાં ૨૩ મા શ્લોકમાં જે શાસ્ત્રવિધિનો ત્યાગ કરી સ્વચ્છંદતાથી વર્તન કરે છે તેને પ્રાપ્ત કરવા યોગ્ય તત્ત્વ-જ્ઞાનરૂપી સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. એમ ભગવાને કહ્યું. આ સંબંધમાં અર્જુન પ્રશ્ન કરે છે કે જેઓ શાસ્ત્રમાં કહેલી વિધિનો ત્યાગ કરી સ્વચ્છંદતાથી જે કર્મ કરે તે શ્રદ્ધાપૂર્વક કરતા હોય તેઓની નિષ્ઠા સાત્ત્વિકી, રાજસી અથવા તામસી કેવી છે ?

श्रीभगवानुवाच—

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥

દેહીઓની તે સ્વભાવથી ઉત્પન્ન થએલી શ્રદ્ધા સાત્ત્વિકી, રાજસી તથા તામસી એવા ત્રણ પ્રકારની હોય છે તે શ્રવણ કર. ૨

ભગવાન્ અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપે છે. દેહી એટલે દેહનું જેઓને અભિમાન છે તેવા જીવોની તેઓના સ્વભાવથી ઉત્પન્ન

થતી શ્રદ્ધા ત્રણ પ્રકારની છે, સત્વ, રજઃ અને તમઃ એ ત્રણ ગુણથી ઉત્પન્ન થતો સ્વભાવ માત્ર શાસ્ત્રીય વિજ્ઞાનથી અન્યથા થઇ શકે, પરંતુ શાસ્ત્રવિધિનો ત્યાગ કરી વર્તન કરનાર આવા જીવોને તેવું વિજ્ઞાન હોતું નથી તેથી તેઓની સ્વચ્છંદ વર્તનમાં શ્રદ્ધા તેઓના પૂર્વના સ્વભાવથીજ ઉત્પન્ન થએલી હોય છે. આ શ્રદ્ધા સાત્ત્વિકી, રાજસી અને તામસી એ ત્રણ પ્રકારની હોય છે તે મારી પાસેથી શ્રવણ કર.

**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥**

**હે ભારત ! સત્વને અનુરૂપ સર્વની શ્રદ્ધા હોય છે, આ પુરૂષ શ્રદ્ધામય છે. જેની જેવી શ્રદ્ધા તેવોજ તે (છે).**

શ્રદ્ધા અંતઃકરણનો ધર્મ છે તેથી શ્રદ્ધા સત્વ એટલે અંતઃકરણને અનુરૂપ હોય છે. સર્વની શ્રદ્ધા પોતપોતાના અંતઃકરણને અનુરૂપ હોય છે. અંતઃકરણ પૂર્વના જેવા સંસ્કાર હોય તેવું હોય છે, અને જેવું અંતઃકરણ હોય તેવીજ શ્રદ્ધા હોય છે. જેઓનું અંતઃકરણ શાસ્ત્રના જ્ઞાનથી રહિત હોય છે, તેઓનું અંતઃકરણ પણ તેવુંજ હોય છે. આ શ્રદ્ધાથી માત્ર શાસ્ત્રવિધિ પ્રમાણે વર્તન કરે, અથવા શાસ્ત્રવિધિનો ત્યાગ કરી વર્તન કરે, અર્થાત્ શાસ્ત્રવિધિ પ્રમાણે અથવા શાસ્ત્રવિધિનો ત્યાગ કરી જે વર્તન કરવામાં આવે તેનું કારણ તેવી શ્રદ્ધા છે, પરંતુ શ્રદ્ધાથી દૈવ અથવા આસુર ભાવ જણાતો નથી. શ્રદ્ધાથી ગુણ જણાય છે અર્થાત્ જેની જે ગુણવાળી શ્રદ્ધા હોય તે તેવા ગુણના અંતઃકરણવાળો છે એમ જણાય છે. આ પુરૂષ શ્રદ્ધામય છે. જેની જેવા પ્રકારની શ્રદ્ધા તેવા ગુણવાળો તે છે એમ જાણવું.

**यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ॥**
**प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥**

સાત્ત્વિકો દેવોનું યજન કરે છે, રાજસો યક્ષ તથા રાક્ષસોનું યજન કરે છે અને અન્ય તામસ જનો પ્રેતો તથા ભૂતગણોનું યજન કરે છે. ૪

સાત્ત્વિકો એટલે સાત્ત્વિક શ્રદ્ધાવાળી જેઓની પ્રકૃતિ છે તેઓ દેવોનું યજન કરે છે. રાજસી શ્રદ્ધાવાળી પ્રકૃતિવાળા યક્ષ તથા રાક્ષસોનું યજન કરે છે અને તામસી શ્રદ્ધાવાળી પ્રકૃતિવાળા ભૂત તથા પ્રેતનું યજન કરે છે. ૪

**अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ॥**
**दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥**
**कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ॥**
**मां चैवान्तः शरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥**

જે બુદ્ધિહીન લોકો દંભ તથા અહંકારયુક્ત રહી, કામ, રાગ તથા બળવાળા હોઇ, શરીરમાં રહેલા ભૂતગ્રામને તથા હૃદયમાં રહેલા મને પણ કૃશ કરતાં શાસ્ત્રમાં વિહિત ન હોય તેવું ઘોર તપ તપે છે તેઓને આસુર નિશ્ચયવાળા જાણ. ૫-૬.

શાસ્ત્રવિધિનો ત્યાગ કરી સ્વચ્છંદતાથી તથા શ્રદ્ધાપૂર્વક કર્મ કરનારાઓમાં પણ આસુરી જીવો કેવા હોય છે તે કહે છે. દંભ, અહંકાર કામ, રાગ વિગેરે દુર્ગુણમાં મચ્યા રહેલા જે બુદ્ધિહીન

જ્ઞાનશૂન્ય લોકો પોતાના શરીરમાં રહેલા પૃથ્વી વિગેરે ભૂતોના સમૂહને શાસ્ત્રમાં વિહિત ન હોય તેવાં ઘોર તપ કરી કૃશ કરે છે અને હૃદયમાં અંતર્યામિરૂપે રહેલા મને પણ મારી આજ્ઞાનો ભંગ કરી પોતાથી દૂર કરે છે તે લોકો નિશ્ચય આસુરી છે એમ જાણ. ૫—૬

**आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ॥**

**यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥**

વળી આહાર, તેમજ યજ્ઞ, તપ તથા દાન સર્વને ત્રણ પ્રકારના પ્રિય હોય છે. તેઓનો આ ભેદ શ્રવણ કર. ૭

શાસ્ત્રીય એટલે વૈદિક યજ્ઞ વિગેરેમાં પણ સત્ત્વ, રજઃ અને તમઃ એ ત્રણ ગુણથી થતા ત્રણ પ્રકારના ભેદ છે તે દર્શાવે છે. આહાર, તેમજ યજ્ઞ, તપ, તથા દાન ત્રણ પ્રકારના હોય છે તેનો ભેદ સાંભળ.

**आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ॥**

**रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥८॥**

આયુ, સત્ત્વ, બલ, આરોગ્ય, સુખ અને પ્રીતિની વૃદ્ધિ કરનાર, રસવાળા, સ્નિગ્ધ, સ્થિર અને રુચિકર આહારો સાત્વિકોને પ્રિય (હોય છે.) ૮

આયુ: એટલે આયુષ્ય, સત્ત્વ એટલે જ્ઞાન, બલ, આરોગ્ય, સુખ અને પ્રીતિની વૃદ્ધિ કરનાર, મધુરરસવાળા, સ્નિગ્ધ તથા સ્થિર પરિણામવાળા અને હૃદયને આનંદ કરે તેવા રુચિકર આહારો સાત્વિકોને પ્રિય હોય છે, કારણ કે આ આહાર સત્ત્વગુણની વૃદ્ધિ કરે છે અથવા આ આહારો સાત્ત્વિકોને પ્રિય એટલે સાત્ત્વિકોને સુખ કરનાર છે. ૮

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ॥
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

ઘણા તીખા, ખાટા, ખારા, બહુ ગરમ, તીક્ષ્ણ, લૂખા તથા દાહકારક આહારો જે દુઃખ, શોક અને રોગ કરનાર છે તે રાજસોને ઇષ્ટ છે. ૯

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ॥
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

યામ પડી રહેલું, રસરહિત થએલું, ગંધાતું, અને વાસી એંઠું તથા અપવિત્ર ભોજન તામસોને પ્રિય (હોય છે.) ૧૦, એ પ્રમાણે ત્રણ પ્રકારના આહાર કહી હવે ત્રણ પ્રકારના યજ્ઞ ત્રણ (૧૧-૧૩) શ્લોકથી કહે છેઃ—

अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ॥
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥

યજ્ઞ કરવોજ જોઇએ એવો મનમાં નિશ્ચય કરી, ફલની આકાંક્ષા નહિ રાખનારાઓ વિધિએ બોધ કરેલો જે યજ્ઞ કરે છે તે સાત્વિક છે. ૧૧

अभिसंधाय तु फलं दम्भार्थमपि चैव यत् ॥
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

પરંતુ હે ભરત શ્રેષ્ઠ! ફલનું અનુસંધાન રાખી તે-મજ દંભને માટે પણ જે યજ્ઞ કરાય છે તે યજ્ઞને રાજસ જાણ.

**विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ॥**
**श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥**

વિધિરહિત, અન્નદાન રહિત, મન્ત્રરહિત, દક્ષિણા રહિત તથા શ્રદ્ધારહિત યજ્ઞને તામસ કહે છે. ૧૩

યજ્ઞ પછી તપના સાત્ત્વિક વિગેરે ત્રણ ભેદ દર્શાવવાના છે. તે દરેક જાતનું તપ શારીર, વાચિક અને માનસ એમ ત્રણ પ્રકારનું હોવાથી પ્રથમ શારીર વિગેરે ત્રણ ભેદ ત્રણ શ્લોકથી (૧૪–૧૬) કહે છે, અને પછી સાત્ત્વિક વિગેરે ત્રણ ભેદ ત્રણ શ્લોકથી (૧૭–૧૯) કહે છે. આ રીતે તપના કુલ નવ પ્રકાર થાય છે.

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ॥**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥**

દેવ, દ્વિજ, ગુરૂ, તથા પ્રાજ્ઞનું પૂજન, શુદ્ધતા, ઋજુતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શારીર તપ કહેવાય છે. ૧૪

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ॥**
**स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥**

ઉદ્વેગ ન કરે તેવું, સત્ય તથા પ્રિય અને હિત વચન તેમજ વેદનો અભ્યાસ એ વાચિક તપ કહેવાય છે. ૧૫

મૂલમાં બીજી પંક્તિમાં 'च' છે તેથી વેદની સાથે સ્મૃતિનો પણ અભ્યાસ કરવાનો છે અને 'च' પછી 'एव' શબ્દ છે તે સ્મૃતિનો અભ્યાસ વેદના અવિરોધથી કરવાનો છે એટલે વેદવાક્યથી વિરૂદ્ધ ન હોય તેવી સ્મૃતિનો અભ્યાસ કરવાનો છે એમ સૂચવે છે.૧૫

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ॥
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

મનની પ્રસન્નતા, સૌમ્યપણું, મૌન તથા મનનો નિગ્રહ અને ભાવની શુદ્ધતા એ માનસ તપ કહેવાય છે.૧૬

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ॥
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥

ફલની આકાંક્ષા નહિ રાખનાર યુક્ત પુરૂષોએ પરમ શ્રદ્ધાથી તપેલાં તે ત્રણ પ્રકારનાં તપને સાત્વિક કહે છે.૧૭

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

સત્કાર, માન અને પૂજા માટે તેમજ દંભથી અહિં જે ચલ અને અધ્રુવ તપ કરવામાં આવે છે તેને રાજસ કહે છે.

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते पतः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

મૂર્ખાઈ ભરેલા દુરાગ્રહથી પોતાને પીડા કરી અથવા પારકાનો વિનાશ કરવા જે તપ કરાય છે તેને તામસ કહે છે.

એ પ્રમાણે સાત્વિક, રાજસ તથા તામસ એ ત્રણ પ્રકારનું તપ કહ્યું. આ દરેક પ્રકારના શારીર, વાચિક અને માનસ એવા ત્રણ પ્રકાર કહેલા છે તેથી તપના નવ પ્રકાર કહ્યા. હવે ત્રણ શ્લોકથી (૨૦–૨૨) દાનના ત્રણ ભેદ કહે છે.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥

દાન કરવુંજ જોઇએ એમ (ધારી) જે દાન (ઉત્તમ) દેશમાં (ઉત્તમ) કાલમાં અનુપકારી પાત્રને દેવામાં આવે તે દાન સાત્વિક કહેલું છે. ૨૦

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

પરંતુ પ્રત્યુપકાર માટે અથવા તો ફલના ઉદ્દેશથી જે ક્લેશથી દેવામાં આવે છે તે દાન રાજસ કહેલું છે. ૨૧

જેને દાન કરવામાં આવે છે તે આ દાનના બદલામાં ઉપકાર કરશે એવા હેતુથી અથવા આ દાન કરવાથી અમુક ફલ પ્રાપ્ત થશે એવા હેતુથી જે દાન કરે છે તેને પોતાના હેતુ પાર પડશે કે નહિ એવી ચિંતા રહે છે તેથી એ દાન ક્લેશપૂર્વક કરે છે. આ દાનને રાજસ કહે છે. ૨૧

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

અયોગ્ય દેશ તથા કાલમાં અપાત્રને જે દાન સત્કાર વિના તિરસ્કારપૂર્વક કરવામાં આવે તેને તામસ કહે છે. ૨૨

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

ૐ, તત્, સત્ એ ત્રણ પ્રકારનો બ્રહ્મનો નિર્દેશ કહેલો

છે, તેનાથી પૂર્વે બ્રાહ્મણો, વેદો અને યજ્ઞો નિર્માએલા છે.

શ્રૌત યજ્ઞ વિગેરે કરવામાં પણ દેશ તથા કાલ યોગ્ય ન હોય તો તે તામસ થઈ જાય તેમ કહેલ હોવાથી, દેશ તથા કાલ યોગ્ય ન હોય તો યોગ્ય દેશ તથા કાલની સંપત્તિ કેવી રીતે પ્રાપ્ત કરવી તે કહે છે. બ્રહ્મ એટલે વેદ અથવા પુરૂષોત્તમના નામનો વ્યપદેશ ૐ, तत् અને सत् એ ત્રણ પ્રકારનો છે. ૐ, तत् અને सत् એ ત્રણ શબ્દો વેદ અથવા પુરૂષોત્તમને માટે શ્રુતિ વગેરેમાં યોજેલા છે. તેથી યજ્ઞ વિગેરેમાં દેશ કાલ, વિગેરે સર્વ સંપત્તિઓ સિદ્ધ કરવા માટે વેદવાદીઓએ આ બ્રહ્મનું ત્રણ પ્રકારનું અભિધાન યોજેલું છે, અર્થાત્ આ ત્રણ બ્રહ્મના નામનો ઉચ્ચાર કરવાથી દેશ, કાલ વિગેરે સર્વ સંપત્તિઓ સિદ્ધ થાય છે. તેનાથી એટલે આ ત્રણ બ્રહ્મના નામના ઉચ્ચારથી પૂર્વે સૃષ્ટિના સર્ગ પ્રસંગે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો નિર્મેલા છે. ઉચ્ચાર કરનાર બ્રાહ્મણો, જેનો ઉચ્ચાર થવાનો છે તે વેદો અને ઉચ્ચાર થવા પછી કરવાના કાર્યરૂપ યજ્ઞો નિર્મેલા છે.

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपः क्रियाः ॥
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

તેથી બ્રહ્મવાદીઓની શાસ્ત્રમાં કહેલી યજ્ઞ દાન તથા તપરૂપ ક્રિયાઓ નિરંતર ૐ એમ ઉચ્ચાર કરીને પ્રવર્તે છે.

ૐ, तत् અને सत् એ ત્રણે નામનો અન્વય કહેવા માટે પ્રથમ ૐ ના અન્વયનો પ્રકાર કહે છે. ૐ એ બ્રહ્મના અભિધાનનો ઉચ્ચાર કરી બ્રહ્મવાદીઓ શાસ્ત્રમાં કહેલી યજ્ઞ, દાન તથા તપરૂપ ક્રિયાઓ કરે છે. ૨૪.

**तदित्यनभिसंधाय फलं यज्ञतपः क्रियाः ॥**
**दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकांक्षिभिः ॥ २५ ॥**

**ફલની ઈચ્છા વિના વિવિધ યજ્ઞ તથા તપ અને દાનની ક્રિયાઓ મોક્ષની આકાંક્ષાવાળાઓ 'तत्' એવો ઉચ્ચાર કરી કરે છે. ૨૫**

મોક્ષની આકાંક્ષા રાખનારાઓ યજ્ઞ તપ તથા દાનની વિવિધ ક્રિયાઓ લૌકિક ફલની ઇચ્છા વિના તત્ એ બ્રહ્મના નામનો ઉચ્ચાર કરી કરે છે. અહિં 'तत्' નામનો અન્વય કર્યો. ૨૫

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ॥**
**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥**

**હે પાર્થ ! સદ્‌ભાવમાં તથા સાધુભાવમાં 'સત્' એ શબ્દ યોજાય છે, તેમજ પ્રશસ્ત કર્મમાં 'સત' શબ્દ યોજાય છે.**

હવે લોકમાં શબ્દની વ્યુત્પત્તિથી સિદ્ધ થતો સત્ શબ્દનો અન્વય દર્શાવે છે. જે છે તે 'સત્' તેના ભાવમાં सत् શબ્દ યોજાય છે. અહિં ભાવનો અર્થ વસ્તુ થાય છે. જો ભાવનો અર્થ વસ્તુ ન કરીએ અને સત્તા કરીએ તો અનવસ્થા દોષ પ્રાપ્ત થાય, તેથી સદ્‌ભાવ એટલે सत् પદથી આવિર્ભૂત વસ્તુને સત્ કહે છે. તેમજ સાધુભાવમાં એટલે સાધુત્વ દર્શાવવામાં સતનો પ્રયોગ થાય છે. તેમજ પ્રશસ્ત કર્મ દર્શાવવા सत् શબ્દનો પ્રયોગ થાય છે. ૨૬

**यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ॥**
**कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥**

**યજ્ઞ તપ તથા દાનમાં સ્થિતિને 'सत्' એમ કહે છે તેમજ તે માટેના કર્મને પણ 'सत्' એમજ કહે છે. ૨૭**

યજ્ઞ તપ તથા દાનમાં સ્થિતિ હોય તેને પણ 'सत्' કહે છે. તેને માટે કર્મ કરવામાં આવે તે પણ 'सत्' કહેવાય છે, અર્થાત્ તે સર્વ કર્મ પણ ભગવદ્રૂપજ છે. ૨૭.

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।**
**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥**

**હે પાર્થ ! અશ્રદ્ધાથી હોમેલું, દાન કરેલું, તપ તપેલુ તથા કરેલું અસત્ કહેવાય છે. તે પરલોકમાં તથા આલોકમાં (ફલતું) નથી. ૨૮**

યજ્ઞ, દાન, હોમ, તપ વિગેરે જે કાંઇ કર્મ શાસ્ત્રીય શ્રદ્ધા વિના કરવામાં આવે તે અસત્ એટલે વ્યર્થ છે, કારણ કે તે આ લોકમાં અથવા પરલોકમાં પણ ફલતું નથી. ૨૮

॥ इति सप्तदशोऽध्याय ॥



# ॥ अथ अष्टादशोऽध्यायः ॥

**अर्जुन उवाच—**

**संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।**
**त्यागस्य च हृषीकेश पृथक् केशिनिषूदनः ॥ १ ॥**

હે મહાબાહો ! હે હૃષીકેશ ! હે કેશિનિષુદન ! હું સંન્યાસનું અને ત્યાગનું તત્ત્વ પૃથક જાણુવા ઇચ્છું છું.૧

'સર્વ કર્મના મનથી સંન્યાસ કરી' ૫.૧૩ તથા 'કર્મના ફલ અને આસંગનો ત્યાગ કરી' ૪.૨૦ સ્થલે 'સંન્યાસ' તથા ત્યાગ શબ્દો યોજેલા છે. આ ઉભયનો અર્થ એકજ છે અથવા તેઓના અર્થમાં કાંઇ ભેદ છે એ જાણુવાની ઇચ્છાથી અર્જુન આ શ્લોક કહે છે. સંન્યાસ અને ત્યાગ ઉભયનું તત્ત્વ પૃથક્. એટલે વિવેકથી જાણુવાની મારી ઇચ્છા છે તેથી કહો. ૧.

**श्रीभगवानुवाच—**

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ॥**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥**

કામ્ય કર્મોનો ન્યાસને કવિઓ સંન્યાસ કહે છે. વિચક્ષણ (પુરૂષો) સર્વ કર્મના ફલના ત્યાગને ત્યાગ કહે છે.

'સંન્યાસ' અને 'ત્યાગ' શબ્દોનો અર્થ એકજ હોવા છતાં જૂદા જૂદા મત પ્રમાણે તેઓનો વિષય જૂદો છે એમ ભગવાન્ ઉત્તર આપે છે. "સ્વર્ગની કામનાવાળાએ જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવો" "જે અશ્વમેધ યજ્ઞ કરે છે તે સર્વ પાપને તથા બ્રહ્મહત્યાને તરે

છે” વિગેરે કામ્ય કર્મો કહેલાં છે. વેદે વિહિત કરેલાં આવાં સર્વ કામ્ય કર્મોનો ન્યાસ કરવો એટલે આવાં કામ્ય કર્મોનો સ્વરૂપથીજ ત્યાગ કરવો, અર્થાત્ આવાં કામ્ય કર્મો કરવાંજ નહિ તેને કવિઓ એટલે યોગીઓ ‘ સંન્યાસ ’ કહે છે. તેથી પણ વિચક્ષણ એટલે ચતુર પુરૂષો નિપુણ ભક્તોને સ્વરૂપથી કર્મનો ત્યાગ ઇષ્ટ નથી, પરંતુ નિત્ય, નૈમિત્તિક, તથા કામ્ય સર્વ કર્મોનાં વેદ વિગેરે શાસ્ત્રોમાં કહેલા ફલના ત્યાગને તેઓ ત્યાગ કહે છે. મોક્ષશાસ્ત્રમાં જ્યાં ‘ત્યાગ’ શબ્દ છે ત્યાં તેનો અર્થ ફલનોજ ત્યાગ કહેલો છે એમ તેઓ કહે છે. તેથી આમના મત પ્રમાણે સ્વરૂપથી કર્મનો ત્યાગ અર્થાત્ કર્મજ ન કરવાં તે સંન્યાસ નથી, પરંતુ સર્વ કર્મનાં ફલનો ત્યાગ કરવો એજ ત્યાગ છે. ૨.

**त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ॥**
**यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥**

કેટલાક બુદ્ધિમાનો દોષવાળું કર્મ ત્યાજ્ય (છે) એમ કહે છે. બીજાઓ યજ્ઞ દાન તથા તપરૂપી કર્મનો ત્યાગ ન કરવો એમ કહે છે. ૩.

કર્મમાં હિંસા વિગેરે દોષ હોવાથી કર્મ ત્યાજ્ય છે એમ કેટલાક બુદ્ધિમાનો સાંખ્યવાળાઓ કહે છે. અહિં પણ જે કર્મ દોષરહિત હોય તે ત્યાજ્ય નથી એવો ભાવાર્થ તથા યુક્તિ હોવાથી આમને બુદ્ધિમાન કહેલા છે બીજા બુદ્ધિમાન મીમાંસકો યજ્ઞ દાન તથા તપઃ વેદોએ વિહિત કરેલાં છે તે તથા તેઓના ફળનો પણ ત્યાગ કરવો ઉચિત નથી એમ કહે છે. આ લોકો વેદના કોઇ પણ

અંશનો ત્યાગ કરતા નહિ હોવાથી તેમને બુદ્ધિમાનમાં ગણેલા છે. આ રીતે કર્મ ત્યાગ સંબંધી ચાર મત કહ્યા. (૧) કવિઓ કહે છે કે કામ્ય કર્મનો સ્વરૂપથી ત્યાગ કરવો. આ મત પ્રમાણે પણ કામ્ય સિવાયનાં કર્મ કરવાનાં રહ્યાં. (૨) વિચક્ષણ ભક્તો કહે છે કે સર્વ કર્મના ફલનો ત્યાગ કરવો. કર્મનો સ્વરૂપથી ત્યાગ કરવો નહિ, પણ સર્વ કર્મના ફલનો ત્યાગ કરવો. (૩) દોષવાળાં કર્મનો ત્યાગ કરવો એમ સાંખ્યવાળાઓ કહે છે. (૪) કર્મ તથા કર્મફલ કોઇનો ત્યાગ કરવો નહિ એમ મીમાંસકો કહે છે. ૩.

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ॥**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥**

હે ભરતસત્તમ! તે ત્યાગ સંબંધમાં મારો નિશ્ચય સાંભળ. હે પુરૂષવ્યાઘ્ર! ત્યાગ ત્રણ પ્રકારનો કહેલો છે. ૪

એ પ્રમાણે અન્યના મતોનો ઉપન્યાસ કરી ભગવાન્ આ સંબંધમાં પોતે કરેલો નિર્ણય કહે છે. હે પુરૂષમાં વ્યાઘ્રરૂપ અર્જુન! ત્યાગ ત્રણ પ્રકારનો છે, સાત્ત્વિક, રાજસ અને તામસ આ શ્લોકમાં ભગવાન્ ત્યાગ સંબંધમાં પોતાનો નિશ્ચય તથા ત્રણ પ્રકારનો ત્યાગ કહેવાનું કહે છે. ૪

અહિંથી બે શ્લોકથી (૫-૬) પ્રથમ ભગવાન્ ત્યાગ સંબંધમાં પોતાનો નિશ્ચય અર્જુનને કહે છે, અને પછી ત્રણ શ્લોકથી (૭-૯) ત્રણ પ્રકારનો ત્યાગ કહે છે.

**यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ॥**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥**

યજ્ઞ, દાન તથા તપરૂપી કર્મનો ત્યાગ ન કરવો. તે કરવાંજ. યજ્ઞ, દાન તથા તપ બુદ્ધિમાનોને પાવન કરનારજ છે.

પ્રથમ ભગવાન મીમાંસકોના મતનો એક અંશમાં અંગીકાર કરે છે. 'યજ્ઞ વિષ્ણુ છે' શ્રુતિ પ્રમાણે યજ્ઞ ભગવત્સ્વરૂપ છે. યજ્ઞ, દાન તથા સ્વધર્મના આચરણરૂપ તપ એ ત્રણેનો ત્યાગ ન કરવો, પ્રત્યુત એ ત્રણે કરવાંજ. મુમુક્ષુઓએ પણ આ કર્મનો ત્યાગ ન કરવો, પરંતુ મરણ પર્યન્ત સદા કર્મ કરવાંજ. આ કર્મ શા માટે કરવાં? આ કર્મ બુદ્ધિમાનોને પણ પાવન કરનારજ છે. કર્મ દોષવાળાં છે તેથી કર્મનો ત્યાગ કરવો એમ જે બુદ્ધિમાનો કહે છે તેમને પણ આ કર્મ પાવન કરનારજ છે. કર્મ દોષવાળાં નથી, પરંતુ પાવન કરનારજ છે. તેથી કર્મ કરવાં. આ સંબંધી નિર્ણય બ્રહ્મસૂત્રના તૃતીય અધ્યાયના તૃતીય પાદમાં પંચદશ અધિકરણમાં (સૂત્ર ૪૨ માં) કરેલો છે. ૫.

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

પરંતુ હે પાર્થ! આ કર્મો પણ સંગ અને ફલનો ત્યાગ કરી કરવાં એવો મારો નિશ્ચિત ઉત્તમ મત છે. ૬

પરંતુ યજ્ઞ દાન અને તપ પણ તેઓનો સંગ તથા તેઓના ફલનો ત્યાગ કરી કરવાં. 'હું કર્તા છું' એવું અભિમાન ન રાખતાં ભગવાનમાં સર્વ કર્મનો ન્યાસ કરી, અર્થાત 'ભગવાનજ કર્તા છે હું તેને અધીન રહી તેના કરાવવાથી આ કરૂં છું' એમ વિચારી કર્મ કરવાથી તેનો સંગ થતો નથી, કર્મમાં મમત્વ રહેતું નથી અને

કર્મનાં ફલનો પણ ત્યાગ થાય છે. આ પ્રમાણે પણ કર્મ કરવાં અર્થાત્ સ્વરૂપથી કર્મનો ત્યાગ ન કરવો, પરંતુ કર્મના ફલનો ત્યાગ કરવો એ મારો નિશ્ચિત ઉત્તમ મત છે. તેથી વિચક્ષણ ભક્તોનો મત તેજ મારો મત છે એમ કહે છે. આ સર્વ મતોમાં આ મત ઉત્તમ છે.

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥**

નિયત કર્મનો સંન્યાસ યોગ્ય નથી. મોહથી તેનો ત્યાગ (કરે તે) તામસ કહેવાય છે. ૭

હવે ત્રણ પ્રકારના ત્યાગ કહે છે. તેમાં અહિં તામસ ત્યાગ કહેલો છે. અહીં કવિઓનો મત ૨ જા શ્લોકમાં કહ્યો તે દુષ્ટ છે એમ પણ દર્શાવેલ છે. કામના તથા ફલનો બોધ કરીને પણ જે નિયત એટલે નિયમપૂર્વક કરવાનાં કર્મ વેદે કહેલાં છે તેનો સ્વરૂપથી ત્યાગ ઉચિત નથી. કવિઓ આવાં કર્મનો સ્વરૂપથી ત્યાગ કરવાનું કહે છે તે યોગ્ય નથી, છતાં તમોગુણના પરિણામરૂપ મોહથી તેનો જો ત્યાગ કરવામાં આવે તો મોહથી કરેલો તે ત્યાગ તામસ કહેવાય છે. "પ્રમાદ અને મોહ તમોગુણમાંથી થાય છે" એ વાક્ય પ્રમાણે મોહ તમોગુણનું કાર્ય હોવાથી મોહથી થતો ત્યાગ તામસજ કહેવાય.

**दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।**
**स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥**

કર્મ દુઃખરૂપ છે એમજ વિચારી કાયાને ક્લેશ થવાના ભયથી તેનો ત્યાગ કરે તે રાજસ ત્યાગ કરીને ત્યાગનું ફલ પ્રાપ્ત કરતો નથી. ૮

વેદે કહેલાં નિયત કર્મો પરંપરાથી મોક્ષ પ્રાપ્ત કરાવે છે તોપણ તે યજ્ઞાદિ કર્મો કરવા માટે પ્રથમ બહુ પ્રયાસ કરી દ્રવ્ય પ્રાપ્ત કરવું જોઇએ. દ્રવ્ય પ્રાપ્ત થયા પછી પણ ઘણા આયાસથીજ તે કર્મ થઇ શકે તેથી તે કર્મ દુઃખમય છે. કર્મ દુઃખમય હોવાથી સુખનું વિરોધી છે, કર્મ કરવામાં કાયાને પણ કષ્ટ થાય છે. આવા વિચારથી જે કર્મ કરે નહિ અથવા કર્મનો ત્યાગ કરે તે રાજસ ત્યાગ છે. આવો ત્યાગ કરનારને ત્યાગનું ફલ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. ૮

**कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ॥**
**संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥**

હે અર્જુન ! (કર્મ) કરવુંજ જોઇએ એવાજ વિચારથી જે નિયત કર્મ સંગ તથા ફલનો ત્યાગ કરી કરવામાં આવે છે. તે ત્યાગ સાત્વિક મનાએલો છે. ૯

વિચક્ષણ ભક્તોનો ત્યાગ તે સાત્વિક ત્યાગ છે એમ કહે છે. નિત્ય, નૈમિત્તિક, મહાયજ્ઞ વિગેરે વર્ણાશ્રમ વિહિત સર્વ કર્મ કરવાંજ જોઇએ એવા વિચારથી કર્મનો સંગ એટલે કર્મમાં મમતા તથા કર્મના ફલનો ત્યાગ કરી કરવામાં આવે છે તે ત્યાગ સાત્વિક છે. ૯

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ॥**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥**

સત્વમાં સમ્યક્ આવેશવાળો, બુદ્ધિમાન, જેના સંશયો દૂર થએલા છે તેવો ત્યાગી અકુશલ કર્મનો દ્વેષ કરતો નથી અને કુશલમાં આસક્ત થતો નથી. ૧૦

અહિં સાત્વિક ત્યાગ કરનારનાં લક્ષણો કહેલાં છે. આવા

ત્યાગીએ કર્મના સંગનો તથા કર્મફલનો ત્યાગ કરેલો હોવાથી તે અકુશલ એટલે અનિષ્ટ ફલ આપનાર કર્મનો દ્વેષ કરતો નથી, તેમજ કુશલ એટલે સ્વર્ગ વિગેરે ઇષ્ટ ફલ આપનાર કર્મમાં આસક્ત થતો નથી. તેથી કર્મમાં સંગ તથા તેના ફલનો ત્યાગ એજ શાસ્ત્રીય ત્યાગ છે, સ્વરૂપથી કર્મનો ત્યાગ શાસ્ત્રીય ત્યાગ નથી. ૧૦

**न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥**

**દેહધારીથી સંપૂર્ણ રીતે કર્મોનો ત્યાગ શક્ય નથી, પરંતુ જેણે કર્મ ફલનો ત્યાગ કરેલો છે તે 'ત્યાગી' એમ કહેવાય છે.**

દેહધારીથી સંપૂર્ણ રીતે કર્મોનો ત્યાગ શક્ય નથી, કારણ કે દેહ ટકાવવા માટે અશન, પાન તથા તે માટે ઉપયોગી સર્વ કર્મો તેણે અવશ્ય કરવાંજ જોઇએ. તેટલાજ માટે મહાયજ્ઞ વિગેરે કર્મો પણ તેનાથી તજી શકાય નહિ, પરંતુ તે યજ્ઞ, વિગેરે કર્મોના ફલનો જેણે ત્યાગ કરેલો છે, જેણે 'હું કર્તા છું, આ કર્મ મારૂં છે' એવા પોતાના કર્તૃપણાનો તથા મમતાનો ત્યાગ કરેલો છે અને કર્મના ફલનો ત્યાગ કરેલો છે તેજ "કેટલાક ત્યાગથી અમૃતત્વ ભોગવે છે" વિગેરે સ્થલે કહેલો ત્યાગી છે. ૧૧

**अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।**
**भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥**

**અત્યાગીઓને અનિષ્ટ, ઇષ્ટ અને મિશ્ર એ ત્રણ પ્રકારનું કર્મનું ફલ મરણ પછી પ્રાપ્ત થાય છે, પરંતુ સંન્યાસીઓને કોઇ સમયે (પ્રાપ્ત થતું) નથી.**

શાસ્ત્રમાં જ્યાં કર્મ કરવાની વિધિ કહેલી છે ત્યાં તેનાં ફલનું પણ નિરૂપણ કરેલું છે. કર્મનો સ્વભાવજ એવો છે કે પોતાનું ફલ પ્રાપ્ત કરાવે. આવા સ્વભાવનું કર્મ છે એમ જાણવા છતાં જો કર્મ કરવામાં આવે તો ક્ષેત્રમાં બીજવાવી સિંચન કરવાથી ફલની પ્રાપ્તિ થયા વિના રહે નહી તેમ કર્મનાં ઇષ્ટ, અનિષ્ટ વિગેરે ફલ અવશ્ય પ્રાપ્ત થાય. આવાં કર્મનાં ફલ મોક્ષનાં વિરોધિ હોવાથી મુમુક્ષુએ કર્મનો સર્વથા ત્યાગ જ કરવો ઉચિત છે એવી શંકા થાય તે આ શ્લોકથી ભગવાન્ દૂર કરે છે.

કર્મનું નરક વિગેરે અનિષ્ટ ફલ, સ્વર્ગ વિગેરે ઇષ્ટ તથા ધન, પુત્ર, પશુ, અન્ન વિગેરેની પ્રાપ્તિરૂપ મિશ્ર ફલ છે. આવાં ફલ જેઓ અત્યાગી છે, અર્થાત્ જેઓએ ઉપર વર્ણવેલો કર્મનો ત્યાગ કરેલો નથી તેવા કર્મીઓને જ મરણ પછી પ્રાપ્ત થાય છે, પરંતુ જેઓ ત્યાગી છે, જેઓએ કર્તૃપણાનાં તથા મમતાનાં અભિમાનનો તથા કર્મના ફલનો ત્યાગ કરેલો છે તેઓને મરણ પૂર્વે અથવા મરણ પછી કોઇ સમયે આ કર્મનાં ફલ પ્રાપ્ત થતાં નથી. જેઓએ કર્મના ફલનો ત્યાગ કરેલો છે, અને સર્વ કર્મ ભગવાનને અર્પણ કરેલાં છે તેઓને કર્મનું મોક્ષવિરોધિ ફલ કદાપિ પ્રાપ્ત થતું નથી. ૧૨.

**पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ॥**
**सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥**

**હે મહાબાહો ! સર્વ કર્મની સિદ્ધિ માટે સાંખ્ય સિદ્ધાન્તમાં કહેલાં આ પાંચ કારણો મારી પાસેથી સાંભળ.**

અહિંથી કર્મમાત્રમાં ભગવાન જ કર્તા છે એવું અનુસંધાન

રાખી જીવના કર્તૃત્વનો પરિહાર કેવી રીતે થાય તે દર્શાવે છે. આગલા (૧૪) શ્લોકમાં કહેલા પાંચ કર્મના કારણો હોવા છતાં કર્તૃત્વ પોતામાં છે એમ જીવ માની લે છે તેથી તેની નિંદા થાય છે. જ્યારે કર્મ માત્રનું કારણ ગુણો જ (સત્ત્વાદિ) છે અથવા દૈવ અથવા હરિ છે એમ જાણે ત્યારે જ જીવની કર્મમાંથી તથા કર્મફલમાંથી મમતા દૂર થાય છે. વસ્તુતઃ કર્તૃત્વ અંતર્યામીમાં રહેલું છે, કારણ કે અંતર્યામી સ્વતંત્ર છે અને સર્વને નિયમમાં રાખે છે, જીવ પરતંત્ર હોવાથી તેનું કર્તૃત્વ મુખ્ય નથી, પણ ગૌણ જ છે. તેથી વસ્તુતઃ કર્તા અંતર્યામીરૂપ બ્રહ્મ જ છે, જીવ માત્ર બ્રહ્મનો અંશ હોવાથી તેનું કર્તૃત્વ ગૌણ છે. આવો સિદ્ધાંત ભગવાન્ કહેશે.

સાંખ્ય સિદ્ધાન્તમાં સર્વ કર્મની સિદ્ધિના પાંચ કારણો કહેલાં છે તે સાંભળ. સાંખ્યમાં વેદના અનુરોધથી સૂત્ર કરેલાં છે. તે પ્રમાણે શરીર, ઇંદ્રિય, પ્રાણ અને જીવાત્મા એ ઉપકરણોવાળો અંતર્યામી પરમાત્મા જ ઉત્તમ કર્તા છે “ જે આત્મામાં રહી આત્માને નિયમમાં રાખે છે ” વિગેરે શ્રુતીઓ સ્વતંત્રતાથી નિયમન કરનાર કેવલ પરમાત્મા જ છે એવો બોધ કરે છે. કર્મની સિદ્ધિના સાંખ્યમાં કહેલા પાંચ કારણો આગળ કહે છે. ૧૩.

**अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ॥**
**विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥**
**शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ॥**
**न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥ १५ ॥**

માણસ શરીર વાણી તથા મનથી ન્યાય્ય અથવા વિ-

**પરીત જે કર્મનો પ્રારંભ કરે છે તેના અધિષ્ઠાન, કર્તા, જૂદા જૂદા પ્રકારનું કરણ, વિવિધ જૂદી જૂદી ચેષ્ટાઓ અને પાંચમું દેવજ. એ પાંચ હેતુઓ છે. ૧૪-૧૫.**

શરીર, વાણી તથા મનથી કર્મ કરી શકાય છે. એ ત્રણે વડે માણસ ન્યાય્ય એટલે શાસ્ત્રીય અથવા વિહિત અને વિપરીત એટલે નિષિદ્ધ વિગેરે જે કાંઇ કર્મ કરે છે તેના પાંચ કારણો છે. (૧) અધિષ્ઠાન એટલે શરીર પ્રથમ કારણ છે. (૨) કર્તા એટલે અહંકારવાળો જીવાત્મા, ૩ જૂદા જૂદા પ્રકારનું કરણ એટલે મનસહિત ઇંદ્રિયો જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો. ૪ વિવિધ જૂદી જૂદી ચેષ્ટાઓ એટલે પ્રાણની જૂદી જૂદી વિવિધ ચેષ્ટાઓ અથવા વૃત્તિઓ. ૫ દૈવ-દૈવનો અર્થ કેટલાક અદૃષ્ટ કરે છે. તે યોગ્ય નથી. અહિં દૈવનો અર્થ અંતર્યામી છે, કર્મમાત્રની સિદ્ધિ માટે મુખ્ય કારણ દૈવ એટલે અતર્યામી છે. આ અંતર્યામી સ્વરૂપ સર્વના હૃદયમાં રહેલું છે એમ ભગવાનેજ પાછલ કહેલું છે. શ્રીમહાચાર્ય ચરણ પણ અંતઃકરણ પ્રબોધમાં બોધ કરે છે કે દોષથી રહિત દૈવ વસ્તુ શ્રીકૃષ્ણથી જૂદી નથી*

કર્તૃત્વનો નિર્ણય વેદાંતસૂત્રમાં સારી રીતે કરેલો છે, બીજા અધ્યાયના તૃતીયપાદમાં આ સંબંધી નિર્ણય કરેલો છે, જીવાત્મા, દેહ, ઇંદ્રિયો વગેરે અંતર્યામીને અધીન રહી કર્તા થાય છે એવો ત્યાં નિર્ણય કરેલો છે. બ્રહ્મસૂત્ર ૨, ૩, ૪૦-૪૨. ૧૪, ૧૫.

**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ॥**
**पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥**

*कृष्णात्परं नास्ति दैवं वस्तु दोष विवर्जितम्।(અંતઃકરણ પ્રબોધ.)

**તે સંબંધમાં આમ હોવાથી, જે કેવલ આત્માને કર્તા જૂએ છે તે દુર્બુદ્ધિ વિવેક બુદ્ધિ રહિત હોવાથી [ સત્ય ] જોતો નથી. ૧૬.**

કર્મનાં કારણ પાંચ હોવાથી પાંચ કર્તા ગણાય તેમાં પણ મુખ્ય સ્વતંત્ર કર્તા અંતર્યામી છે. પ્રકૃતિ અને પુરૂષનો સંબંધ કરાવનાર પરમાત્માની અનુમતિથીજ જીવ કર્તા થાય છે. તેનું કર્તૃત્વ પણ ગૌણ છે, આમ હોવા છતાં જે માત્ર જીવાત્માનેજ કર્તા માને છે તે વિપરીત મતિવાળો છે, તેણે ગુરૂદ્વારા વિવેક બુદ્ધિથી કર્તૃત્વ વિષે સત્ય નિર્ણય પ્રાપ્ત કર્યો નથી, તેને તે સંબંધી સત્ય જ્ઞાન નથી.૧૬

**यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ॥**
**हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबद्धयते ॥ १७ ॥**

**‘ હું કર્તા છું ’ એવો જેનો ભાવ નથી, જેની બુદ્ધિ લેપાતી નથી તે આ લોકોને હણવા છતાં હણતો નથી અને બંધન પ્રાપ્ત કરતો નથી, ૧૭.**

મુખ્ય કર્તા પરમાત્માજ કર્તા છે એવું અનુસંધાન રાખવાથી, ‘ હું કર્તા છું ’ એવું અભિમાન જેના મનમાં રહેતું નથી, અને કર્મ ફલની પ્રાપ્તિ વિગેરે માટે જેની બુદ્ધિ બગડતી નથી તે ભીષ્મ વગેરેને તો શું, પરંતુ આ લોકોને હણવા છતાં પણ હણતો નથી, અને તે કર્મથી તેને બંધ પ્રાપ્ત થતો નથી, અર્થાત્ તે કર્મનું ફલ તેને ભોગવવું પડતું નથી, જ્યારે નિષિદ્ધ કર્મ પણ આવી રીતે બંધન કરતું નથી તો વિહિત કર્મથી તેને બંધન કેમજ થાય? ૧૭

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ॥**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥**

**જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા ત્રણ પ્રકારની કર્મની વિધિ છે. કારણ કર્મ અને કર્તા ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ છે.૧૮**

જ્ઞાન, જ્ઞેય એટલે કર્તવ્ય કર્મનાં સાધન, અને પરિજ્ઞાતા એટલે કર્તવ્ય કર્મને જાણનાર, અથવા જ્ઞાન એટલે ફલનાં સ્વરૂપનાં જ્ઞાનપૂર્વક તે આત્માને એટલે ઇશ્વરને આધીન છે તેવું જ્ઞાન; જ્ઞેય એટલે ફલનાં સાધનરૂપ કર્મ અને પરિજ્ઞાતા એટલે જ્ઞાન તથા જ્ઞેયનું સ્વરૂપ જાણનાર એમ જ્ઞાન વિગેરેને લઇને થતી કર્મની પ્રેરણા ત્રણ પ્રકારની છે. વેદમાં પણ કર્મની વિધિ ત્રણ ગુણવાળી છે, તેથીજ વેદ ત્રૈગુણ્ય વિષય છે એમ કહેલું છે. કરણ એટલે કર્મનાં સાધનભૂત ઇંદ્રિયો તથા દ્રવ્ય. કર્મ એટલે યજ્ઞ વિગેરે ક્રિયા, કર્તા એટલે યજ્ઞ વિગેરે ક્રિયા કરનાર એમ ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ છે.

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ॥**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥**

**ગુણોના ભેદથી જ્ઞાન, કર્મ અને કર્તાને પણ સાંખ્ય શાસ્ત્રમાં ત્રણ પ્રકારના કહેલાં છે, તે પણ બરાબર શ્રવણ કર.**

જેમાં કાર્યના ભેદથી ગુણોનું સંખ્યાન અથવા નિરૂપણ કરવામાં આવે છે તે ગુણસંખ્યાન એટલે સાંખ્ય શાસ્ત્રમાં સત્ત્વાદિ ત્રણ ગુણોના ભેદથી જ્ઞાન વિગેરેને પણ ત્રણ પ્રકારનાં કહેલાં છે. ૧૯

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ॥**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥२०॥**

સર્વ વિભક્ત ભૂતોમાં એક અવિભક્ત અવ્યય ભાવને જેનાથી જૂએ છે તે જ્ઞાન સાત્વિક જાણ. ૨૦.

બ્રાહ્મણ, ક્ષત્રિય વિગેરે વર્ણો, તથા બ્રહ્મચર્ય; ગાર્હસ્થ વિગેરે આશ્રમોમાં વિભક્ત થએલાં જૂદા જૂદા કર્મના અધિકારવાળા અનેક પ્રાણીઓમાં સર્વમાં આત્મરૂપ એકજ ભાવ જે વ્યવસ્થામાત્રવાળાં અનેક શરીરોમાં હોવા છતાં અવ્યય છે, જેને કર્મનાં ફલનો સંગ અથવા આસક્તિ નથી, અને જે સર્વ શરીરોમાં એક આકારવાળોજ છે તેને જે જ્ઞાનથી જૂએ છે અર્થાત્ કર્મના અધિકારી સમયે એટલે કર્મ કરતી વખતે પણ જૂએ છે તે જ્ઞાન સાત્વિક જાણ. ૨૦.

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ॥
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥

જે જ્ઞાન સર્વ ભૂતોમાં (રહેલા) જૂદા જૂદા પ્રકારના જૂદા જૂદા ભાવોને જૂદા તરીકે જાણે છે તે જ્ઞાન રાજસ જાણ.

यत्तु कृत्स्नवदेकास्मन्कार्ये सक्तमहैतुकम् ॥
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

પરંતુ જે એક કાર્યમાં (તે) સર્વ હોય તેમ લાગેલું, નિષ્પ્રયોજન, તત્ત્વાર્થરહિત અને અલ્પ હોય તે તામસ કહેવાય છે. ૨૨.

પરંતુ જે પ્રેત અથવા ભૂતના આરાધનરૂપ એક જ કાર્યમાં જાણે તે સર્વ ફલ આપનાર હોય તેમ લાગેલું હોય, તત્ત્વાર્થરહિત હોવાથી અહૈતુક અથવા નિષ્પ્રયોજન અને અલ્પ હોય તે જ્ઞાન તામસ છે.

અહિંથી ત્રણ શ્લોકથી (૨૩–૨૫) અનુષ્ટુપ કર્મના સાત્વિક વિગેરે ત્રણ ભેદો કહે છે.

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ॥
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

ફલની ઇચ્છા નહિ રાખનારે આસક્તિ વિના તથા રાગદ્વેષ વિના જે નિયત કર્મ (કરેલું હોય) તે સાત્ત્વિક કહેવાય છે. ૨૩.

શ્રુતિમાં પોતાના વર્ણ તથા આશ્રમનું જે નિયત એટલે નિયમ પ્રમાણે કરવાનું કર્મ કહેલું હોય તેવું કર્મ 'હું કર્તા છું' એવી આસક્તિ વિના તથા કર્મથી પ્રાપ્ત થવાના યશ તથા અપયશ પ્રતિ પ્રીતિ અથવા દ્વેષ વિના ફલની ઇચ્છા નહિ રાખનાર પુરૂષે કરેલું હોય તે સાત્ત્વિક કહેવાય છે. ૨૩.

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ॥
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

પરંતુ ફલની ઇચ્છાથી અથવા તો અહંકારસહિત જે બહુ શ્રમવાળું કર્મ કરવામાં આવે છે તે રાજસ કહેલું છે.

ફલની ઇચ્છાથી અથવા 'હું આ કર્મનો કર્તા છું, આ મારૂં કર્મ છે' એવા અહંકારથી બહુ શ્રમવાળું જે કમ કરવામાં આવે તે રાજસ છે. ૨૪.

अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ॥
मोहादारभ्यते कर्म तत्तामसमुदाहृतम् ॥ २५ ॥

અનુબંધ, ક્ષય, હિંસા તથા પૌરૂષનો વિચાર કર્યા વિના મોહથી જે કર્મ આરંભાય છે તે તામસ કહેવાય છે.

અનુબંધ એટલે કર્મ કર્યા પછી તેનું પ્રાપ્ત થતું શુભ અથવા

અશુભ ફલ. આવા અનુબંધ વિગેરેનો વિચાર કર્યા વિના મોહથી જે કર્મ આરંભાય તે તામસ. ૨૫.

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ॥
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥२६॥

સંગથી રહિત, અહંકારરહિત, ધૃતિ અને ઉત્સાહવાળો સિદ્ધિ તથા અસિદ્ધિમાં વિકારરહિત કર્તા સાત્ત્વિક કહેવાય છે.

અહિંથી ત્રણ શ્લોકથી (૨૬–૨૮) સત્ત્વ વિગેરે ગુણોના ભેદથી ત્રણ પ્રકારના કર્તાનું નિરૂપણ કરે છે.

જે કર્તા સંગ એટલે આસક્તિ રહિત હોય, જેને 'હું કર્તા છું' એવું અભિમાન ન હોય; જે ધૃતિ તથા ઉત્સાહવાળો હોય, તથા કાર્યની સિદ્ધિ અથવા અસિદ્ધિમાં વિકાર રહિત હોય તે સાત્ત્વિક કહેવાય છે. ૨૬.

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ॥
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

રાગવાળો, કર્મફલની ઇચ્છાવાળો, લોભી, હિંસાકરનાર અપવિત્ર, તથા હર્ષ અને શોકવાળો કર્તા રાજસ કહેવાય છે.

રાગ એટલે આસક્તિવાળો, ફલની ઇચ્છા રાખનાર, લોભી, પરને પીડવારૂપ હિંસા કરનાર, અશુદ્ધ અપવિત્ર રહેનાર, તથા કર્મનાં સારાં ફલથી હર્ષ અને અનિષ્ટ ફલથી શોક કરનાર કર્તા રાજસ છે.

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ॥
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥

અયુક્ત, પ્રાકૃત, સ્તબ્ધ, શઠ, વંચક, આળસુ, શોક કરનાર તથા દીર્ઘસૂત્રી કર્તા તામસ કહેવાય છે. ૨૮.

અયુક્ત એટલે શાસ્ત્રીય કર્મ કરવાનો અધિકાર હોવા છતાં જે તેવાં કર્મ ન કરતો હોય તેનો પ્રાકૃત એટલે હલકાં કર્મ અથવા વિકર્મ કરનાર, સ્તબ્ધ એટલે વિદ્યા નહિ જાણનાર અથવા કર્મના આરંભમાંજ શિથિલ શઠ એટલે અભિચાર વિગેરે કર્મમાં રૂચિવાળો, વંચક, આળસુ, વિષાદ કરનાર તથા કર્મમાં લંબાણ કરનાર કર્તા તામસ છે-૨૮

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।**
**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥**

હે ધનંજય ! ગુણને લીધે બુદ્ધિના તેમજ ધૃતિના ત્રણ પ્રકારનાં ભેદ સંપૂર્ણ રીતે જૂદા જૂદા કહું છું તે સાંભળ.૨૯

કર્તાના ત્રણ પ્રકારના ભેદ કહ્યા (૨૬-૨૮) તેથી જ્ઞાતાના પણ ત્રણ પ્રકારના ભેદ કહેવાયા. કર્મના ત્રણ પ્રકારના ભેદ કહ્યા (૨૩-૨૫) તેથી જ્ઞેયના પણ ભેદ કહેવાયા. હવે કરણના ભેદ કહેવા માટે નિશ્ચયાત્મક બુદ્ધિના તથા ધૃતિના ત્રણ પ્રકારના ભેદ કહેવાની અહિં પ્રતિજ્ઞા કરે છે. પછી ત્રણ શ્લોકથી (૩૦-૩૨) બુદ્ધિના અને ત્રણ શ્લોકથી (૩૩-૩૫) ધૃતિના ભેદો કહે છે. ૨૯.

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ॥**
**बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥३०॥**

હે પાર્થ ! પ્રવૃત્તિ અને નિવૃત્તિ, કાર્ય અને અકાર્ય

ભય અને અભય, તથા બંધ અને મોક્ષને જે બુદ્ધિ જાણે છે તે સાત્ત્વિકી છે. ૩૦.

પ્રવૃત્તિ એટલે અભ્યુદયના સાધનરૂપ ધર્મ અને નિવૃત્તિ એટલે મોક્ષના સાધનરૂપ ધર્મ વિગેરે જે બુદ્ધિ યથાર્થરીતે જાણે છે તે સાત્ત્વિકી છે. બુદ્ધિ મનથી પર હોવાથી તેને અહિં 'જાણનારી' કહેલી છે. ૩૦.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥३१॥

હે પાર્થ ! જેનાથી ધર્મ અને અધર્મને, તથા કાર્ય અને અકાર્યને બરાબર જાણતો નથી તે બુદ્ધિ રાજસી છે. ૩૧.

ધર્મ, અધર્મ, કાર્ય અને અકાર્યને જે બુદ્ધિથી માણસ યથાર્થ રીતે જાણતો નથી એટલે જેવાં તે વસ્તુતઃ છે તેવાં જાણતો નથી, પરંતુ બીજા પ્રકારનાં જાણે છે તે બુદ્ધિ રાજસી છે. ૩૧.

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२॥

હે પાર્થ ! અજ્ઞાનથી વીંટાએલી જે બુદ્ધિ અધર્મને ધર્મ અને સર્વ અર્થોને ઉલટા માને છે તે તામસી છે. ૩૨.

धृत्या यया धारयते मनः प्राणेंद्रियाक्रियाः ॥
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥३३॥

હે પાર્થ ! યોગથી અવ્યભિચારિણી જે ધૃતિથી મન,પ્રાણ તથા ઇંદ્રિયોની ક્રિયાઓનું ધારણ કરે છે તે સાત્ત્વિકી ધૃતિ છે.

ધૃતિ એટલે દેહ વિગેરે ધારણ કરવાની ક્રિયા. સાત્ત્વિકી ધૃતિ કોને કહેવી તે અહિં કહેલું છે. ૩૩.

यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ॥
प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥३४॥

હે પાર્થ ! જે ધૃતિથી ધર્મ કામ અને અર્થનું ધારણ કરે છે અને પ્રસંગે ફલની આકાંક્ષા રાખે છે તે રાજસી ધૃતિ છે. ૩૪.

જે ધૃતિથી ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગને ધારણ કરે છે અને 'હું કર્તા છું' એવી આસક્તિ રાખી ફલની આકાંક્ષા રાખે છે તે રાજસી ધૃતિ છે. ૩૪.

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ॥
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

હે પાર્થ ! દુર્બુદ્ધિવાળો જેનાથી નિદ્રા, ભય, શોક, વિષાદ તથા મદને તજતો નથી તે ધૃતિ તામસી છે. ૩૫.

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ॥
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥३६॥

હે ભરતર્ષભ ! હવે મારી પાસેથી ત્રણ પ્રકારનું સુખ સાંભળ. તેમાં અભ્યાસથી રમણ કરે છે અને દુઃખના અંતને પામે છે. ૩૬.

હવે ત્રણ પ્રકારનું સુખ કહેવાની પ્રતિજ્ઞા કરે છે. આ સુખનો દીર્ઘ સમય સુધી અભ્યાસ રાખવાથી તેમાં ઘણી રતિ પ્રાપ્ત કરે છે, અને સાંસર્ગિક દુઃખના અંતને પામે છે. ૩૬.

**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ॥**

**तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥३७॥**

જે આરંભમાં વિષ જેવું, અને પરિણામમાં અમૃત-સમાન છે તેવું પોતાની બુદ્ધિની પ્રસન્નતાથી ઉત્પન્ન થતું સુખ સાત્ત્વિક કહેલું છે. ૩૭.

જે આરંભમાં એટલે યોગના પ્રારંભ સમયે યોગ બહુ શ્રમથી-જ સાધી શકાય તેવો હોવાથી તથા તે સમયે વિવિક્ત આત્માના સ્વરૂપનો અનુભવ નહિ હોવાથી વિષ જેવું એટલે બહુ દુઃખરૂપ લાગે, પરંતુ પરિણામમાં યોગ સિદ્ધ થાય ત્યારે આત્માના સ્વરૂપનો આવિર્ભાવ થવાથી અમૃત સમાન લાગે તેવું પોતાની બુદ્ધિની પ્રસન્નતા એટલે રજોગુણ તથા તમોગુણ રહિત શુદ્ધતાથી ઉત્પન્ન થતું સુખ સાત્ત્વિક છે. ૩૭.

**विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ॥**

**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८॥**

વિષય અને ઇંદ્રિયોના સંયોગથી જે આરંભમાં અમૃત જેવું અને પરિણામમાં વિષ જેવું સુખ (થાય છે) તે રાજસ કહેલું છે. ૩૮.

રૂપ વિગેરે વિષયો અને ઇંદ્રિયોના સંયોગથી ઉત્પન્ન થતું સુખ આરંભમાં અમૃત જેવું લાગે છે, પરંતુ પરિણામમાં વિષ જેવું હોય છે તે સુખ રાજસ છે. ૩૮.

**यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ॥**

**निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥३९॥**

જે સુખ આરંભમાં તથા અનુબંધમાં પોતાને મોહ કરનારૂં છે અને નિદ્રા, આલસ્ય તથા પ્રમાદથી ઉત્પન્ન થએલું છે તે તામસ કહેલું છે. ૩૯.

અનુબંધમાં એટલે અનુભવ કરતી વખતે અને પાછળથી પરિણામમાં આવી રીતે ત્રણ ગુણથી સર્વ ભેદ થાય છે. ૩૯.

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ॥
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥४०॥

પૃથિવીપર અથવા સ્વર્ગમાં દેવોમાં પણ એવું કોઈ સત્ત્વ નથી જે આ પ્રકૃતિથી થએલા ત્રણ ગુણોથી મુક્ત હોય.

ભૂતળ પરના પ્રાણિમાત્ર તેમજ સ્વર્ગના દેવો પણ સર્વ પ્રાકૃત ત્રિગુણમય જ છે. ૪૦.

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ॥
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

હે પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યો તથા શૂદ્રોનાં કર્મોના સ્વભાવથી ઉત્પન્ન થએલા ગુણોથી વિભાગ કરેલા છે. ૪૧.

સંન્યાસ શબ્દનો અર્થ મોક્ષના સાધનરૂપ ત્યાગ જ છે. ત્યાગ એટલે કર્તૃત્વનો તથા ફલનો જ ત્યાગ છે, પરંતુ કર્મનાં સ્વરૂપનો ત્યાગ નથી. 'હું કર્તા છું' એવા પોતાના કર્તૃત્વનો ત્યાગ અંતર્યામી સ્વરૂપ ભગવાન્ કર્તા છે એવું અનુસંધાન રાખવાથી થાય છે.

હવે કર્મના અધિકારીઓ બ્રાહ્મણ વિગેરેના કર્મોના તેઓના સ્વભાવથી ઉત્પન્ન થએલા સત્વ વિગેરે ગુણોથી વિભાગ કરેલા છે

તે કહે છે. દરેકના પૂર્વ કર્મના સંસ્કારરૂપ સ્વભાવથી ઉત્પન્ન થએલા ગુણો પ્રમાણે કર્મના વિભાગ કરેલા છે. બ્રાહ્મણો સાત્ત્વિક છે, ક્ષત્રિયો સાત્ત્વિકરાજસ છે, વૈશ્યો રાજસતામસ છે અને શૂદ્રો તામસ છે. આ વિભાગનું કારણ પણ તેઓનાં પૂર્વનાં કર્મજ છે. આ ગુણોથી તેઓના કર્મના વિભાગ કરેલા છે. ૪૧.

**शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ॥**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥**

શમ, દમ, તપઃ, પવિત્રતા, ક્ષમા તથા સરલતા, જ્ઞાન વિજ્ઞાન અને આસ્તિક્ય એ સ્વભાવથી થએલાં બ્રાહ્મણનાં કર્મ છે. ૪૨.

શમ એટલે શાંતિ અથવા ભગવાન્ પ્રતિ ચિત્તની વૃત્તિ; દમ એટલે ઇંદ્રિયોનો સંયમ, તપઃ, પવિત્રતા, ક્ષમા તેમજ સરલતા, શાસ્ત્રીય જ્ઞાન, વિજ્ઞાન એટલે પરમાત્માનું જ્ઞાન અથવા અનુભવ અને આસ્તિક્ય એ બ્રાહ્મણનાં સ્વભાવથીજ થએલાં એટલે સ્વાભાવિક કર્મ છે.

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ॥**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥**

શૌર્ય, તેજ, ધૈર્ય, ચાતુર્ય તથા યુદ્ધમાં પાછા ન હઠવું તે, દાન અને ઐશ્વર્ય એ ક્ષત્રિયનાં સ્વભાવથી થએલાં કર્મ છે. ૪૩.

**कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्मस्वभावजम् ॥**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥**

ખેતી, ગોરક્ષા, અને વેપાર એ સ્વભાવથી થએલાં વૈશ્યનાં કર્મ છે, અનેપરિચર્યારૂપ શુદ્રનું પણ સ્વભાવથી થએલું કર્મ છે. ૪૪.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ ४५ ॥

પોતપોતાના કર્મમાં આનંદ માનનાર પુરૂષ સંસિદ્ધિ પ્રાપ્ત કરે છે. પોતાના કર્મમાં આનંદ માનનાર કેવી રીતે સિદ્ધિ પ્રાપ્ત કરે છે તે સાંભળ. ૪૫

એ પ્રમાણે સર્વ વર્ણનાં સ્વાભાવિક કર્મો કહી તેનું પ્રયોજન કહે છે. પોતપોતાના કર્મમાં આનંદ માનનારને સંસિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેથી પરધર્મનું આચરણ યોગ્ય નથી. સ્વધર્મમાં આનંદ માનનાર કેવી રીતે સિદ્ધિ પ્રાપ્ત કરે છે તે સાંભળ. ૪૫.

यतःप्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ॥
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ४६ ॥

જેમાંથી ભૂતોની ઉત્પત્તિ થઇ છે અને જેણે આ સર્વ વ્યાપેલું છે તેનું પોતાનાં કર્મથી અર્ચન કરી મનુષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે. ૪૬.

ભગવાનના સ્વરૂપ અક્ષરબ્રહ્મમાંથી આ સર્વ ભૂતોની ઉત્પત્તિ થએલી છે અને તે આ સર્વને વ્યાપીને રહેલું છે. તે અક્ષરબ્રહ્મનું પોતાનાં કર્મથી અર્ચન કરી મનુષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે. ૪૬.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ॥
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥

**સારી રીતે આચરેલા પરધર્મ કરતાં વિગુણ સ્વધર્મ વધારે સારો છે. સ્વભાવથી નિયત કર્મ કરતાં (માણસ) પાપ પામતો નથી. ૪૭.**

સ્વધર્મનું આચરણજ શ્રેષ્ઠ છે એમ દૃઢ કરે છે. પરધર્મ ગમે તેવી સારી રીતે આચરવામાં આવે તે કરતાં સ્વધર્મ હલકો હોય તો પણ વધારે સારો છે. બ્રાહ્મણ ક્ષત્રિય વિગેરેના સ્વભાવ પ્રમાણે જે કર્મોના વિભાગ કરેલા છે તે પ્રમાણે સ્વભાવથી નિયત થએલું પોતાનું કર્મ કરવાથી પાપ થતું નથી, પરંતુ પોતાનું કર્મ નહિ કરવાથી પાપ થાય છે. કર્મનિષ્ઠાજ ઉત્તમ છે એવો તૃતીય અધ્યાયમાં બોધ કરેલો તેનો અહિં પુનઃ ઉપદેશ વ્યાખ્યાનપૂર્વક કરેલો છે.

**सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ॥**
**सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥**

**હે કૌન્તેય ! દોષવાળાં પણ સહજ કર્મનો ત્યાગ ન કરવો, કારણ કે ધુમથી અગ્નિની પેઠે સર્વ આરંભો દોષથી વીંટાએલા છે. ૪૮.**

સાંખ્યદષ્ટિથી તારા ક્ષત્રિય ધર્મમાં હિંસારૂપ દોષ માનતો હો તો પણ દોષવાળું પણ સહજ કર્મ તજવું યોગ્ય નથી, કારણ કે પરધર્મમાં પણ દોષ તો છેજ. સર્વ ધર્મો દોષથી વીંટાએલા છે. તેથી સ્વાભાવિક અથવા સહજ કર્મ જે ભગવાને વર્ણાશ્રમ સાથેજ સર્જેલું છે તે કરવુંજ યોગ્ય છે. જ્ઞાનીઓએ પણ લોક સંગ્રહ માટે કર્મ કરવું એજ ઉચિત છે.

અથવા 'દોષ' શબ્દનો અર્થ દુઃખ કરીએ. સર્વ જ્ઞાન અ-

થવા કર્મના આરંભો દુઃખવાળા છે. આરંભ દુઃખથીજ ભરેલા છે. જેમ અગ્નિ આરંભમાં ધુમથી વીંટાએલો હોય છે તેમ સર્વ કર્મના આરંભો દુઃખવાળા હોય છે, પરન્તુ પાછળથી અગ્નિ ધુમરહિત પ્રકાશમાન્ થાય છે તેમ દુઃખમય પણ સ્વધર્મ અંતે સિદ્ધિ પ્રાપ્ત કરાવે છે. ૪૮.

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ॥
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

સર્વત્ર આસક્તિરહિત બુદ્ધિવાળો, મનને જીતનાર, તથા સ્પૃહારહિત (માણસ) સંન્યાસથી પરમ નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત કરે છે. ૪૯

પૂર્વે કહેલા સાંખ્ય તથા યોગના એકાર્થનું પુનઃ સ્મરણ કરાવે છે. જેની બુદ્ધિ એટલે ચિત્ત કોઈ સ્થળે આસક્ત થતું નથી, જેણે મનને જીતેલું છે અને જેની કોઇ કર્મના ફલની સ્પૃહા નથી તેવો પુરૂષ સંન્યાસથી નૈષ્કર્મ્યરૂપ પરમસિદ્ધિ પ્રાપ્ત કરે છે. અહિં અનાસક્તિ કહી તે સાંખ્યનો અર્થ છે. તથા મનની જીત તથા સ્પૃહાનો અભાવ કહ્યો તે યોગના સારરૂપ છે. ૪૯.

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ॥
समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

સિદ્ધિને પામેલો જેવી રીતે બ્રહ્મ પ્રાપ્ત કરે છે તે (રીત) મારી પાસેથી સંક્ષેપથી જ જાણ. આ (બ્રહ્મપ્રાપ્તિ) જ્ઞાનની પરા નિષ્ઠા છે. ૫૦.

નૈષ્કર્મ્ય રૂપ સિદ્ધિ જેણે પ્રાપ્ત કરેલી હોય તે જીવતાં જ

અક્ષરબ્રહ્મને કેવી રીતે પ્રાપ્ત કરે છે તે સંક્ષેપમાં કહું છું તે જાણી લે. અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ એ જ્ઞાનની પરા નિષ્ઠા છે. ૫૦.

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ॥
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ॥
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ॥
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

વિશુદ્ધ બુદ્ધિવાળો થઇ, ધૃતિથી આત્માનું નિયમન કરી, શબ્દ વિગેરે વિષયોનો ત્યાગ કરી, રાગ તથા દ્વેષ દૂર કરી, એકાંતનું સેવન કરનાર, અલ્પ આહારવાળો, જેણે વાણી, કાયા અને મનને વશ કરેલા છે એવો, નિત્ય ધ્યાન યોગમાં તત્પર, વૈરાગ્યનો આશ્રય કરનાર, અહંકાર, બલ, દર્પ, કામ, ક્રોધ અને પરિગ્રહનો ત્યાગ કરી મમતારહિત તથા શાંત (રહેનાર) બ્રહ્મભાવ માટે યોગ્ય થાય છે. ૫૧-૫૩

કર્મમાં આસક્તિ, કર્તૃત્વનું અભિમાન તથા કર્મના ફલનો ત્યાગ કરવાથી વિશુદ્ધ બુદ્ધિવાળો થઇ, યોગથી અવ્યભિચારિણી થએલી ધૃતિ વડે આત્માને નિયમમાં રાખી, શબ્દ વિગેરે ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ કરી, તથા રાગ અને દ્વેષનો ત્યાગ કરી, એકાંતમાં રહેનાર વિગેરે ગુણવાળો બ્રહ્મભાવ માટે યોગ્ય થાય છે એટલે તેનામાં આનંદ અંશનો આવિર્ભાવ થવાથી અક્ષરબ્રહ્મના ભાવ માટે યોગ્ય

થાય છે. અર્થાત્ 'હું બ્રહ્મ છું' એવો યથાર્થ અનુભવ કરે છે. ભગવાનના ગુણ આનંદનો તેનામાં આવિર્ભાવ થએલો હોવાથી તેને 'બ્રહ્મ' એમ કહે તે યોગ્ય છે. આ સંબંધી બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયના ત્રીજા પાદના ૨૯ મા સૂત્રમાં નિર્ણય કરેલો છે. ૫૧–૫૩

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥**

બ્રહ્મભાવ પામેલો, પ્રસન્ન આત્માવાળો શોક કરતો નથી અને આકાંક્ષા રાખતો નથી. તે સર્વભૂતો પ્રતિ સમ (હોઇ) મારી પરા ભક્તિ પ્રાપ્ત કરે છે. ૫૪.

એવી રીતે જેણે બ્રહ્મભાવ પ્રાપ્ત કરેલો છે તેવો પ્રસન્ન ચિત્તવાળો પુરૂષ કોઇ બાબતનો શોક કરતો નથી તેમજ કોઇ પદાર્થની આકાંક્ષા રાખતો નથી, પરંતુ સર્વ ભૂતો પ્રતિ સમાન હોઈ મારી પરા ભક્તિ પ્રાપ્ત કરે છે. અપેક્ષારહિત બ્રહ્મભાવ પામેલો તે શુકદેવજી પેઠે મારી ક્ષર અને અક્ષરથી પણ અતીત શ્રીપુરૂષોત્તમની પરા એટલે જ્ઞાનથી પણ અધિક ફલરૂપ ઉત્તમ નવ પ્રકારની પ્રેમલક્ષણા ભક્તિ પ્રાપ્ત કરે છે. અહિં 'મારી ભક્તિ' એમ ભગવાને કહેલું હોવાથી સાંખ્ય વિગેરેથી અક્ષરબ્રહ્મ સાથે ઐકય પ્રાપ્ત કરવું એ પરમપુરૂષાર્થ નથી, પરંતુ અક્ષરબ્રહ્મ તથા આત્માના યથાર્થ જ્ઞાનવાળા જીવન્મુક્ત જ્ઞાનીઓનો પણ પરમ પુરૂષાર્થ શ્રીપુરૂષોત્તમની ભક્તિ જ છે એવો ભગવાનનો આશય છે. જો ભગવાનનો આવો આશય ન હોત તો 'બ્રહ્મભાવ પામેલો મારી પરા ભક્તિ પ્રાપ્ત કરે છે' એમ કહેત નહિ.

અહં કોઇ શંકા કરે કે ગયા શ્લોકમાં (૫૩) 'બ્રહ્મભાવ માટે

યોગ્ય થાય છે' એમ જ કહેલું હોવાથી બ્રહ્મભાવને યોગ્ય થએલો પુરૂષ, પરંતુ બ્રહ્મભાવ જેણે પ્રાપ્ત કરેલો નથી તે ભગવાનની પરા ભક્તિ પામે છે એમ કહેલું છે, અને પછી આગલા (૫૫) શ્લોકમાં 'ભક્તિથી ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત કરી પ્રવેશ કરે છે' એમ કહેલું હોવાથી, ભક્તિ અક્ષરબ્રહ્મ સાથે ઐક્યનું સાધન છે અર્થાત્ ભગવાનની ભક્તિ માત્ર બ્રહ્મ સાથે ઐક્ય પ્રાપ્ત કરવાનાં સાધનરૂપ હોવાથી પરમ પુરૂષાર્થ નથી, પરંતુ અક્ષરબ્રહ્મ સાથે ઐક્યજ પરમ પુરૂષાર્થ છે.

આવી શંકા કરી શકાય તેમ નથી, કારણ કે આ શ્લોકમાં '**ब्रह्मभूतः**' શબ્દ સ્પષ્ટ જ છે. બ્રહ્મભૂત એટલે બ્રહ્મ થએલો અથવા બ્રહ્મભાવ પામેલો. તેથી બ્રહ્મભાવ પામેલોજ ભગવાનની ભક્તિ પ્રાપ્ત કરે છે એમ સ્પષ્ટ કહેલું છે. બ્રહ્મ સાથે ઐક્ય થયા પછી ભગવાનની ભક્તિ કહેલી છે. આવી ભક્તિ પ્રાપ્ત થયા પછી તે ભક્તિવડે અક્ષરબ્રહ્મથી પણ અતીત શ્રીપુરૂષોત્તમનું તત્ત્વથી જ્ઞાન થયા પછી તે શ્રીપુરૂષોત્તમના સ્વરૂપમાં જ પ્રવેશ કરે છે એમ આગલા (૫૫) શ્લોકમાં કહેલું છે, પરંતુ અક્ષરબ્રહ્મમાં પ્રવેશ કરે છે એમ કહેલ નથી. તેથી અક્ષરબ્રહ્મના જ્ઞાનરૂપ પ્રમાણમાર્ગ કરતાં શ્રીપુરૂષોત્તમનો સંબંધ કરાવનાર પ્રમેયમાર્ગ અધિકજ છે. અક્ષરબ્રહ્મમાર્ગમાં અક્ષરબ્રહ્મની ઉપાસના કરવાની છે, અને ઉપાસના પછી શ્રવણ વિગેરેની ઇચ્છા થતાં શ્રવણ વિગેરેની સિદ્ધિ માટે જ્ઞાન પ્રાપ્ત કરતાં અંતે અક્ષરબ્રહ્મ સાથે ઐક્ય પ્રાપ્ત થાય એજ ફલ છે; પરંતુ આ ભગવન્માર્ગમાં તો ભગવાન સંબંધી સ્વધર્મોનું આચરણ કરતાં શ્રીપુરૂષોત્તમની ભક્તિ પ્રાપ્ત થાય છે. શ્રીપુરૂષોત્તમની કૃપાથી અક્ષરબ્રહ્મભાવ પ્રાપ્ત થયા પછી પણ શ્રીશુકદેવ, ઉદ્ધવ વિગેરે પેઠે તે શ્રવણ કીર્તન

તથા સેવા વિગેરે કરે છે અને આવી શ્રીપુરૂષોત્તમની ભક્તિથી શ્રી પુરૂષોત્તમમાં પ્રવેશ કરે છે. આમ હોવાથી ભક્તો યશોદાજીના ઉત્સંગમાં લાલિત શ્રીપુરૂષોત્તમ ભગવાનની ભક્તિ કરે છે, સાંખ્ય જ્ઞાનીઓ અક્ષરબ્રહ્મની અને યોગીઓ પરમાત્માની ઉપાસના કરે છે તેઓની મતિ અનુક્રમે ભક્તિ, જ્ઞાન તથા કર્મમાં રહેલી છે, અર્થાત્ તેઓના માર્ગ અનુક્રમે ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ કર્મમાર્ગ છે. ભક્તિમાર્ગના મર્યાદાભક્તિ અને પુષ્ટિભક્તિ એવા બે ભેદ છે. આ બે પ્રકારનું બ્રહ્મસૂત્રના તૃતીય અધ્યાયના તૃતીય પાદના ૨૯ મા સૂત્રના ભાષ્યમાં શ્રીમદાચાર્યચરણે નિરૂપણ કરેલું છે. ૫૪

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ॥
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ ५५

પછી હું તત્વથી જેટલો અને જે છું તેમ મને ભક્તિથી જાણે છે. મને તત્વથી જાણ્યા પછી મારામાં પ્રવેશ કરે છે. ૫૫.

હવે ભક્તિથી શું થાય છે તે કહે છે. મને એક નિર્ગુણ પુરૂષોત્તમને, તત્વથી જેટલો અને જે હું છું એટલે હું જેવાં ઐશ્વર્ય વિગેરે અનંત અલૌકિક ગુણવાળો, જેવા લીલાના પરિકરવાળો, પ્રાકૃત ગુણની સૃષ્ટિથી રહિત, બ્રહ્મ પરમાત્મા ભગવાન્ વિગેરે નામોથી ઓળખાતો છું તેમ મને મારી નિર્ગુણ ભક્તિથી જાણે છે. આ ભક્તિનો વિષય હું શ્રીપુરૂષોત્તમ નિર્ગુણ હોવાથી આ ભક્તિ પણ નિર્ગુણ છે. આવું મારૂં યથાર્થ જ્ઞાન થયા પછી મારામાં શ્રીપુરૂષોત્તમમાંજ તે પ્રવેશ કરે છે. સેવાફલમાં પણ શ્રીમદાચાર્યચરણે સેવાના ફલો કહેલાં છે તેમાં શ્રીપુરૂષોત્તમ સાથે સાયુજ્ય કહેલું છે. ત્યાં સે-

વાનાં ત્રણ ફલ કહેલાં છે, (૧) અલૌકિક સામર્થ્ય, (૨) સાયુજ્ય (૩) વૈકુંઠ વિગેરેમાં સેવાપયોગી દેહ.

અથવા મૂલમાં, 'ज्ञात्वा विशते' છે તેનો પદચ્છેદ 'ज्ञात्वा ऽऽविशते' એમ કરવો. એનો અર્થ એવો થાય છે કે મારૂં શ્રીપુરૂષોત્તમનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી મારા આવેશવાળો થાય છે. આ પ્રમાણે શ્રીશુકદેવમાં શ્રીપુરૂષોત્તમનો આવેશ થએલો હોવાથી શ્રીસુબોધિનીમાં શ્રીમદાચાર્યચરણે તેમને 'भगवान्' કહેલા છે. તેથી બ્રહ્મભૂત શુકદેવજીએ પણ શ્રીપુરૂષોત્તમની ભક્તિથી તેમનું યથાર્થજ્ઞાન પ્રાપ્ત કરવાથી શ્રીપુરૂષોત્તમનો તેમનામાં આવેશ થયો એટલે તેમણે શ્રીપુરૂષોત્તમની લીલામાં પ્રવેશ કર્યો. તેથી જ 'શુક ભાવનાથી શ્રીગોકુલમાં રહી કહે છે' એમ શ્રીસુબોધિનીમાં કહેલું છે. ૫૫.

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ॥**

**मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥**

**મારો આશ્રય રાખી સદા સર્વ કર્મ કરનાર પણ મારા પ્રસાદથી શાશ્વત અવ્યય પદ પ્રાપ્ત કરે છે. ૫૬**

કર્મમાં કર્તૃત્વનું અભિમાન તથા તેના ફલની આકાંક્ષા રાખ્યા વિના માત્ર મારો ભગવાનનો જ આશ્રય રાખી, અર્થાત્ 'અંતર્યામી ભગવાન જ પ્રેરણા કરે છે તેની ઇચ્છાથી કરેલું કર્મ બંધક થતું નથી' એમ મારો ભગવાનનો જ આશ્રય રાખી જે ભગવન્માર્ગીય પુરૂષ સ્વકીય ધર્મરૂપ લૌકિક વૈદિક સર્વ કર્મો કરે છે તે પણ મારી કૃપાથી અક્ષરબ્રહ્મરૂપી નિત્ય અવ્યય પદ પ્રાપ્ત કરે છે. અહિં મૂલમાં '**अवाप्नोति**' શબ્દ છે તેમાં '**अव**' ઉપસર્ગ છે તેનો ભાવાર્થ એવો છે કે ભક્તિથી શ્રીપુરૂષોત્તમનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરે તો શ્રીપુરૂષોત્તમ-

સાયુજ્ય ફલ પ્રાપ્ત થાય છે, પરંતુ તેમ નહિ કરતાં માત્ર મારો આશ્રય રાખીનેજ કર્મો કરે તો અક્ષરબ્રહ્મરૂપી અવ્યય શાશ્વત પદ પ્રાપ્ત થાય છે.

**चेतसा सर्व कर्माणि मयि संन्यस्य मत्परः ॥**

**बुद्धियोगमुपाश्रित्य मच्चितः सततं भव ॥५७॥**

ચિત્તથી સર્વ કર્મોનું મારામાં અનુસંધાન કરી, મને પરાયણ રહી, બુદ્ધિયોગનો આશ્રય કરી, સદા મારામાં ચિત્ત રાખનાર થા. ૫૭.

તેથી તું પણ યોગ તથા ભક્તિવાળાં ચિત્તથી સાક્ષાત્ મુખ્ય કર્તા મારામાં સર્વ કર્મોનું અનુસંધાન કરી, મને પરાયણ રહી, અર્થાત્ 'હું કર્તા નથી, પરંતુ મારો અંતર્યામી મુખ્ય કર્તા છે તે સર્વ કરે છે, હું તો તેને અધીન રહી તે પ્રેરે છે તેમ કરૂં છું' એવા ભાવથી મને પરાયણ રહી, અથવા મારી આજ્ઞા પ્રમાણે વર્તન કરવાથી મને પરાયણ રહી, પાછલ સાંખ્ય તથા યોગના એકાર્થરૂપ જે બુદ્ધિયોગ કહેલો છે તેનું અવલંબન કરી નિરંતર મારામાં ચિત્ત રાખ. ૫૭

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ॥**

**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥५८॥**

મારામાં ચિત્તવાળો તું સંકટો મારા પ્રસાદથી તરીશ પણ જો તું અહંકારથી સાંભળીશ નહિ તો વિનાશ પામીશ.

ભગવાનમાં ચિત્ત રાખવાથી શું થશે તે કહે છે. મારામાં તું ચિત્ત રાખીશ તો સર્વ સંકટો તરીશ, પરંતુ 'કર્મ કરવાથી અવશ્ય તેનાં ફલ ભોગવવાં પડશે તેથી કર્મ કરવું યોગ્ય નથી' એમ વિચારી

અહંકારથી મારો આ ઉપદેશ સાંભળીશ નહિ તો તારો પ્રાકૃત જીવ પેઠે વિનાશ થશે. ૫૮

**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ॥**

**मिथ्यैव व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥**

અહંકારનો આશ્રય કરી 'હું યુદ્ધ કરીશ નહિ' એમ જે તું માને છે તે તારો નિશ્ચય મિથ્યાજ છે. પ્રકૃતિ તને (યુદ્ધમાં) યોજશે ૫૯.

હું યુદ્ધ કરીશ નહિ' એવો તારો નિશ્ચય વ્યર્થજ છે. કારણકે મારી આજ્ઞા પ્રમાણે વર્તનારી ગૌણ સ્વભાવરૂપ પ્રકૃતિ તારા ઇચ્છા વિરૂદ્ધ પણ તને યુદ્ધમાં યોજશે. ૫૯

**स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ॥**

**कर्तुं नेच्छासि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥**

હે કૌન્તેય ! સ્વભાવથી ઉત્પન્ન થએલાં પોતાનાં કર્મોવડે, બંધાએલો તું મોહને લીધે જે કરવા ઇચ્છતો નથી તે પરવશ થઇને પણ કરીશ, ૬૦

ગયા શ્લોકોમાં (૫૯) કહેલા અર્થથીજ ઉપપત્તિ કરે છે,

પ્રકૃતિથી ઉત્પન્ન થએલા સ્વભાવથી ઉત્પન્ન થએલાં કર્મોથી તું બંધાએલો હોવાથી તારી ઇચ્છા હો કે ન હો તોપણ પ્રકૃતિને પરવશ થઇ તું યુદ્ધ કરવાનોજ. મોહથી યુદ્ધ ન કરવાની તારી ઇચ્છા છે, છતાં પ્રકૃતિને પરવશ થઇ તું યુદ્ધ કરીશજ. ૬૦

**ईश्वरः सर्वभूतानां हृद्देशे ऽर्जुन तिष्ठति**

**भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ६१ ॥**

**હે અર્જુન ! યન્ત્ર ઉપર ચઢાવેલાં સર્વ પ્રાણીઓને માયાથી ભમાવતા ઈશ્વિર સર્વ પ્રાણીઓના હૃદય પ્રદેશમાં રહે છે.**

પ્રકૃતિ અને કર્મ પણ મને અધીન રહીને મારી ઇચ્છાથીજ એ પ્રમાણે નહિ ઈચ્છતા પ્રાણીને કર્મમાં યોજે છે. તેથી પ્રાકૃત પ્રાણીઓના નિયંતા તરીકે હુંજ સર્વ પ્રાણીઓને તેઓના પ્રાકૃત કર્મ પ્રમાણે પ્રકૃતિને અધીન રાખી વર્તન કરાવું છું એમ કહે છે. સર્વને નિયમમાં રાખનાર ઈશ્વિર વાસુદેવ હુંજ મારી લીલા માટે ઉંચા તથા નીચા સરજેલાં અને પ્રકૃતિ સાથે સંસૃષ્ટ થએલા બ્રહ્માથી આરંભી ઘાસના તરખલાં સુધીના સર્વ પ્રાણીઓ હૃદય પ્રદેશમાં રહું છું. હું સર્વનાં હૃદયમાં અંતર્યામીરૂપથી રહેતો હોવા છતાં નિર્લેપ છું એમ દર્શાવવા ‘ઇશ્વર’ પદ યોજેલું છે, કારણ કે હું ઈશ્વિર હોવાથી જ ઉપાધિવાળાં સ્થાન હૃદય પ્રદેશમાં રહેવા છતાં મને ઉપાધિનો સ્પર્શ પણ થતો નથી. ત્યાં રહી હું સર્વ પ્રાણીઓને જાણે તેઓ યંત્ર ઉપર ચઢાવેલા હોય તેમ માયાથી ભ્રમણ કરાવું છું.

હું સર્વ પ્રાણીઓને મારી ઇચ્છા પ્રમાણે કર્મ કરવા પ્રેરૂં છું એજ તેઓનું ભ્રમણ. અહિં દરેક પ્રાણીના દેહ, ઇંદ્રિય વિગેરે યંત્ર છે. તેમાં રહેલા દરેક પ્રાણીના તેના ગુણોના પ્રમાણે પ્રવૃત્તિ કરાવતો હું તેના હૃદયમાં રહું છું. જેમ સૂત્રધાર કાષ્ઠના યંત્ર ઉપર ચઢાવેલા બનાવટી પ્રાણીઓને ફેરવે છે તેમ હું શરીરરૂપી યંત્રો ઉપર ચઢાવેલા સર્વ પ્રાણીઓને માયાથી ભ્રમણ કરાવતો તેઓના હૃદયમાં રહું છું.

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ॥**

**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यमि शाश्वतम् ॥ ६२ ॥**

**હે ભારત ! સર્વ ભાવથી તેનેજ શરણે જા. તેના**

પ્રસાદથી પરા શાંતિ અને શાશ્વત સ્થાન તું પ્રાપ્ત કરીશ.૬૨

એ પ્રમાણે ભગવાન્ પ્રાણી માત્રને પ્રેરનાર હોવાથી સર્વભાવથી સર્વનિયંતા, સર્વેશ્વર, શરણુ જવા યોગ્ય ભગવાનના જ શરણે જા. એમ નહિ કર તોપણુ મારી પ્રેરેલી પ્રકૃતિ તને યુદ્ધમાં યોજશે જ. તેથી પ્રકૃતિને આધીન થઇ યુદ્ધ કરવું ઉત્તમ છે. આમ કરવાથી મારી કૃપાથી તને પરા શાંતિ અને અક્ષરબ્રહ્મરૂપી શાશ્વત સ્થાન પ્રાપ્ત થશે. તેથી મારી આજ્ઞાથી સ્વધર્મનું આચરણુ કરવું ઉત્તમ છે. એમ કરવાથી મારા ભક્તને બંધન થતું નથી. ૬૨.

**इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ॥**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥**

આવી રીતે ગુહ્યથી પણુ ગુહ્ય જ્ઞાન મેં તને કહ્યું. આનો સંપૂર્ણુતાથી વિચાર કરી જેમ ઇચ્છામાં આવે તેમ કર.

હવે સર્વ ગીતાના શાસ્ત્રાર્થનો ઉપસંહાર કરે છે.

ગુહ્યથી પણુ ગુહ્ય એટલે અતિગોપ્ય આ સર્વશાસ્ત્રોના જ્ઞાનના સારરૂપ જ્ઞાન સર્વ વેદાંતોના ઉત્તમ સિદ્ધાંતનો સાર મેં તને કહ્યો, આનો સંપૂર્ણુતાથી વિચાર કરી જેમ ઇચ્છામાં આવે તેમ કર. ૬૩

**सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ॥**
**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥**

સર્વથી ગુહ્યતમ મારું પરમ વચન ફરીથી સાંભળ. તું મને બહુજ પ્રિય છે તેથી તને હિત કહું છું. ૬૪

સર્વ શાસ્ત્રનો વિચાર કરી શાસ્ત્રાર્થ જાણુવો બહુ કઠિન હોવાથી, ભગવાન પોતેજ નિરતિશય કૃપા કરી અર્જુનનો અને તેના દ્વારા

સર્વલોકોનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી પોતેજ શાસ્ત્રનો નિશ્ચિતાર્થ કહે છે. તું મને બહુજ પ્રિય છે તેથી આ તારૂં હિત કરનાર પરમ ગુહ્ય વચન કહું છું એમ અર્જુનને" આ ઉત્તમ ઉપદેશ આપવાનું પ્રયોજન કહ્યું, અને આગળના ( ૬૫–૬૬ ) શ્લોકમાં તે હિતકારી ઉપદેશ કહે છે. ૬૪.

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥**

**મારામાં મન રાખનાર થા, મારો ભક્ત (થા), મારૂં યજન કરનાર ( થા ), મને નમસ્કાર કર. તું મને પ્રિય છે. ( તેથી ) તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરૂં છું (કે) તું મને જ પામીશ. ૬૫.**

હે પાર્થ ! સર્વ વેદાંતોથી વેદ્ય, સ્વકીય ભક્તો પ્રતિ વાત્સલ્યતાના સાગરરૂપ તારો સારથિ થઇ રહેલો હું ભગવાન્ છું તેનામાં જ મન રાખ, મારી જ ભક્તિ કર, મારૂં જ યજન કર, મને જ નમસ્કાર કર. આમ કરવાથી તું મને જ પ્રાપ્ત કરીશ. મૂલમાં '**मामेव**' માં જે '**एव**' 'જ' છે તેનો પ્રત્યેકની સાથે સંબંધ લેવાનો છે. '**एव**' 'જ' શબ્દ શ્રીકૃષ્ણચંદ્રથી અન્ય સર્વ દેવોના ભજનનું નિવારણ કરે છે. તેથી 'મારૂં જ ભજન વિગેરે કર, અન્ય કોઇ દેવનું કરીશ નહિ એવો અર્થ થાય છે. આમ કરવાથી મારી જ પ્રાપ્તિ થશે. તું મને પ્રિય હોવાથી તને આડે માર્ગે દોરૂંજ નહિ, તેથી જ તને આ સત્ય મુખ્ય ભક્તિ માર્ગનો ઉપદેશ કરૂં છું. ૬૫.

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥ ६६ ॥**

**સર્વ ધર્મોનો પરિત્યાગ કરી મને એકલાને જ શરણુ આવ. હું તારો સર્વ પાપોમાંથી મોક્ષ કરીશ. શોક કર નહિ.**

ગયા શ્લોકમાં ભગવાને અર્જુનને પોતામાં જ મન રાખવાનો પોતાનું જ ભજન કરવાનો વિગેરે ઉપદેશ કર્યો તે કેવી રીતે સિદ્ધ થાય એવી શંકા થવાથી તે સિદ્ધ કરવાનો પ્રકાર કહે છે. સર્વ ધર્મોનો પરિત્યાગ કરી મને એકલાને જ શરણુ આવ. અહિં સર્વ ધર્મોનો પરિત્યાગ કરી ભગવાનને શરણુ જવાનો ઉપદેશ કરેલો હોવાથી ભગવચ્છરણુ તથા શરણુને અનુકુલ ધર્મોનો ત્યાગ કરવાનો નથી, પરંતુ શરણુથી વિરોધી સર્વધર્મોનો ત્યાગ કરવાનો ઉપદેશ છે. તેથી 'સર્વ' શબ્દનો અર્થ 'શરણુવિરોધી સર્વ ધર્મો' છે. આવા ધર્મોનો ત્યાગ કરી, ભગવાનને શરણુ જવું અથ ત્ શરણુને અનુકૂલ ગયા (૬૫ મા) શ્લોકમાં કહેલા ધર્મો આચરવા. જો આવો અર્થ ન લઇએ, અને શરણુને અનુકૂલ ધર્મોનો પણુ સર્વ શબ્દમાં સમાવેશ છે તેથી તેઓનો પણુ ત્યાગ કરવાનો ઉપદેશ છે એવો અર્થ કરીએ તો આ શ્લોકની ગયા ( ૬૫ મા ) શ્લોક સાથે સંગતિ થાય નહિ, તેમજ 'મને એકલાને જ શરણુ આવ' એ આ શ્લોકના જ વાકય સાથે સંગતિ થાય નહિ. ધર્મી ભગવાનનો આશ્રય થાય ત્યારે ધર્માનું આચરણુ કરવું યોગ્ય નથી.

'મારામાં જ મન રાખ' અધ્યાય ૧૨ શ્લોક ૮ માં ભગવાનમાં જ મન રાખવાનો ઉપદેશ કરેલો છે. ત્યાં 'एव' 'જ' શબ્દ હોવાથી અન્ય દેવોના ભજનનો નિષેધ કરેલો છે, તેથી અહિં પણુ અન્ય દેવોના ભજનરૂપ સર્વધર્મોનો ત્યાગ કહેલો છે. અર્જુન મર્યાદામાર્ગીય

અન્ય દેવનું ભજન કરનાર હતો, તેને પુષ્ટિમાં પ્રવેશ કરાવવા અન્ય દેવના ભજનરૂપ ધર્મોનો ત્યાગ કરવાનો ઉપદેશ કરેલો છે. એમ કરવાથી તેને પાપની સંભાવના થાય તે માટે ભગવાન્ પોતાનાં પુષ્ટિ પુરૂષોત્તમત્વ આવિર્ભાવનો કરી ' હું તારો સર્વ પાપોમાંથી મોક્ષ કરીશ. ' એમ કહે છે. અહિં મૂલમાં '**मोचयिष्यामि**' એમ ન કહેતાં '**मोक्षयिष्यामि**' એમ કહેલ હોવાથી સકલ ધર્મની મર્યાદામાં જેનું ચિત્ત લાગેલું છે તેવા અર્જુનનો પોતાના આશ્રિત જનોનું પોષણ કરનાર ભગવાને નિરતિશય અનુગ્રહરૂપ માર્ગમાં સ્વીકાર કરી તેને અન્ય દેવના ભજનથી મુક્ત કરેલો છે એમ સમજાય છે.

ગયા શ્લોકમાં તથા આ શ્લોકમાં કરેલો ઉપદેશ ઉત્તમોત્તમ છે. શ્રીમદ્ભગવદ્ગીતાના સારરૂપ આ શ્લોક છે. ભગવાને અહિં સૂધી અર્જુનને ઉપદેશ કરેલો છે. અહિંથી પાંચ શ્લોકથી ભગવાન્ (૬૭-૭૧) ઉપદેશની ઉત્તમતા કહે છે, પછી એક શ્લોકથી (૭૨) અર્જુનને તેને મોહ નષ્ટ થયો કે નહિ એમ પૂછે છે અને તેનો અર્જુન એક શ્લોકથી (૭૩) ઉત્તર આપે છે. પછી પાંચ શ્લોકથી (૭૪-૭૮) સંજય ઉપસંહાર કરે છે. વસ્તુતઃ ભગવાને અર્જુનને કરેલા ઉત્તમ ઉપદેશની આ શ્લોકથી (૬૬) સમાપ્તિ થાય છે. તેથી આ શ્લોકમાં કરેલો ઉપદેશ ભગવદ્ગીતાના સારરૂપ છે. તેથી આ શ્લોકનો અર્થ સમજાવવા શ્રીમદાચાર્યચરણે 'ન્યાસાદેશ' લખેલો છે, તે તથા તેની શ્રીમત્પ્રભુચરણે કરેલી વિસ્તૃત ટીકાનો ભાવાર્થ નીચે આપીએ છીએ.

**न्यासादेशेषु धर्मत्यजनवचनतोऽकिंचनाधिक्रियोक्ता**
**कार्पण्यं वांगमुक्तं मादितरभजनापेक्षणं वा व्यपोढम् ॥**
**दुःसाध्येच्छोद्यमौ वा क्वचिदुपशमितावन्यसंमेलने वा**
**ब्रह्मास्त्रन्याय उक्तस्तादिह न विहतो धर्म आज्ञादसिद्धः॥**

શ્રીમદ્ભગવદ્ગીતાના આ (૬૬) શ્લોકનું મનન કરતાં એ પ્રશ્ન ઉદ્ભવે છે કે અર્જુન મર્યાદામાર્ગીય ભક્ત છે કે પુષ્ટિમાર્ગીય ? આ શ્લોકમાં કરેલા ઉપદેશ ઉપરથી અર્જુનમાં મર્યાદામાર્ગિય તેમજ પુષ્ટિમાર્ગિય ભક્તનાં લક્ષણો અવશ્ય હોવાં જોઇએ. ઉભય માર્ગના ભક્તનાં લક્ષણો અર્જુનમાં હોવાથી તે કયા માર્ગનો ભક્ત છે એ શંકા ઉદ્ભવે તે સ્વાભાવિક જ છે. (૧) અર્જુનને આ શ્લોકમાં ભગવાને સર્વધર્મોનો ત્યાગ કરવાનો ઉપદેશ કરેલો છે. આવો ઉપદેશ પુષ્ટિમાર્ગમાં જ હોય, મર્યાદામાર્ગમાં ધર્મનો ત્યાગ ઇષ્ટ નથી. તેથી આ ઉપદેશ ઉપરથી અર્જુન પુષ્ટિમાર્ગિય ભક્ત છે એવો નિશ્ચય થાય છે. પરંતુ પુષ્ટિમાર્ગમાં ધર્મના ત્યાગથી પાપ સંભવતું નથી. ધર્મનો ત્યાગ કરવાથી મર્યાદામાર્ગમાં પાપ થાય છે. અહિં અર્જુનને પાપમાંથી મોક્ષ કરવાનું કહેલું હોવાથી તેનામાં ધર્મના ત્યાગથી પાપની સંભાવના કહેલી છે. આ મર્યાદામાર્ગમાં જ સંભવતું હોવાથી અર્જુન મર્યાદામાર્ગીય ભક્ત હોવો જોઇએ. (૨) વળી 'પાપમાંથી હું મોક્ષ કરીશ' એમ ભગવાન્ પોતે જ પાપમાંથી મોક્ષ કરનાર છે તેથી અર્જુન પુષ્ટિમાર્ગિય હોવો જોઇએ; કારણ કે સાધન વિના કેવલ ભગવાન જ પોતાના સ્વરૂપબલથી જ ફલનું દાન કરે એ પુષ્ટિ છે. તેથી ભગવાન્ પોતે જ મોક્ષ કરાવનાર હોવાથી અર્જુન મર્યાદામાર્ગીય નથી, પણ પુષ્ટિમાર્ગિય છે, પરંતુ આગળ 'શોક ન કર' એમ કહેલું છે. અર્જુનને શોક થતો હોય તો જ આમ કહેવું ઉચિત છે. તેથી અર્જુનને શોક થતો હતો, પણ પુષ્ટિમાર્ગિય ભક્તને આવો શોક સંભવતો નથી તેથી અર્જુન મર્યાદામાર્ગીય હોવો જોઇએ. આવી રીતે મર્યાદામાર્ગનાં તેમ જ પુષ્ટિમાર્ગનાં લક્ષણો તુલ્ય જણાતાં હોવાથી અર્જુન મર્યાદામાર્ગીય છે કે પુષ્ટિમાર્ગીય એવો સંશય થાય છે.

વળી અહિં બીજો પણ સંશય રહે છે. શ્રીમદ્‌ભાગવતમાં રાસપંચાધ્યાયીમાં ભગવાનના વેણુના નાદનું શ્રવણ કરી ગોપિકાઓ ભગવાનની પાસે વનમાં આવે છે ત્યારે ભગવાન્ તેમને પુષ્ટિનો બોધ કરતા નથી, પરંતુ મર્યાદાનો જ બોધ કરે છે ( શ્રીમદ્‌ભાગવત ૧૦, ૨૯, ૧૪–૨૭) અને પછી તેઓના આગ્રહથી પુષ્ટિનો અંગીકાર કરે છે. અહિં તો તેથી વિપરીત જ છે. સ્વજનોનો વધ કરવાથી દોષ પ્રાપ્ત થશે એમ જાણી અર્જુન મર્યાદાનું અવલંબન કરવા કહે છે, અને ભગવાન્ તેમનો વધ કરી પુષ્ટિનું અવલંબન કરવા કહે છે.

વળી ભગવાન્ અર્જુનને પોતાને શરણે આવવાનું કહે છે. "તું મને એકલાને શરણે આવ, હું તારો સર્વ પાપોમાંથી મોક્ષ કરીશ" એમ કહે છે. એટલે અર્જુન ભગવાનને શરણે જાય ત્યારે ભગવાન્ તેનો સર્વ પાપોમાંથી મોક્ષ કરે. પરંતુ દિવસે ખાઇ પી આનંદ કરનાર અને રાત્રે સૂઇ રહેનાર અર્થાત્ કોઇ પ્રકારનું સાધન નહિ કરનાર એટલે કેવલ નિઃસાધન વ્રજવાસીઓને પોતાના ધામમાં લઇ ગયા તેમ અર્જુનને નિઃસાધન રહેવાનું કહેલું નથી, પરંતુ પોતાને શરણે આવવાનું કહેલું છે "દ્રોણ વિગેરેને માર, હું તારો મોક્ષ કરીશ" એમ ભગવાન્ કહેતા નથી, પરંતુ "મારે શરણે આવ, હું તારો મોક્ષ કરીશ" એમ કહે છે. તેથી ભગવાનના શરણે અર્જુન જાય અને તેથી ભગવાન્ અર્જુનનો મોક્ષ કરે એ તો મર્યાદા જ થઇ, અને જ્યારે મર્યાદા છે ત્યારે મર્યાદામાર્ગથી વિરૂદ્ધ, સર્વધર્મનો ત્યાગ કરવાનો ઉપદેશ ઘટતો નથી.

આવી રીતે વિચાર કરનારના અંતઃકરણના સંશયરૂપી ગુંચવાડાને દૂર કરવા શ્રીમદાચાર્યચરણે આ શ્લોકનું તાત્પર્ય સમજાવવા ઉપર કહેલો શ્લોક રચેલો છે.

આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે અર્જુનનો પુષ્ટિપુષ્ટિમાર્ગમાં અંગીકાર થએલો નથી, પરંતુ પુષ્ટિમર્યાદામાર્ગમાં અંગીકાર થએલો છે. અહિં ભગવાનને શરણે જવાનો ઉપદેશ કરેલો છે તે પુષ્ટિમર્યાદાનો ઉપદેશ છે. સર્વધર્મનો ત્યાગ કરવો એ પુષ્ટિનો અંશ છે, અને અર્જુન ભગવાનને શરણે જવારૂપ સાધન પ્રાપ્ત કરે ત્યારે ભગવાન્ તેની રક્ષા કરે એ મર્યાદાનો અંશ છે. એ પ્રમાણે પુષ્ટિમર્યાદામાં પુષ્ટિ અને મર્યાદા ઉભયના અંશ હોવાથી કાંઇ વિરોધ આવતો નથી. કેવલ મર્યાદામાર્ગીય ધર્મો પુષ્ટિમર્યાદામાર્ગમાં બાધક હોવાથી તેઓનો ત્યાગ આવશ્યક છે. જેમ ચતુર્થ આશ્રમ (સંન્યાસ) ધારણ કરનારને પૂર્વના આશ્રમોના ધર્મો બાધક હોવાથી તેને તેઓનો ત્યાગ કરવો જોઇએ, અને તેઓનો ત્યાગ કરવાથી તેને દોષ પ્રાપ્ત થતો નથી, કારણ કે, તેનો અધિકાર ભિન્ન છે, તેમજ પુષ્ટિમર્યાદામાર્ગમાં કેવલમર્યાદામાર્ગના ધર્મો બાધક હોવાથી તેઓના ત્યાગ આવશ્યક છે. ચતુર્થ આશ્રમ ધારણ કરનારને પૂર્વના આશ્રમોના ધર્મો જ બાધક છે, પરંતુ તેણે ગ્રહણ કરેલ ચતુર્થ આશ્રમ ધર્મો બાધક નથી. અહિં પુષ્ટિમાર્ગમાં ધર્મમાત્ર પૂર્વ આશ્રમોના ધર્મો જેવા અર્થાત્ બાધક છે, કારણ કે, શરણગમન એ પુષ્ટિમાર્ગરૂપ જ છે, ધર્મ નથી. શરણગમન એટલે રક્ષકનું અનુસંધાન. અહિં તેની સમીપમાં 'મામ્' 'મને' શબ્દ હોવાથી 'મને શરણ આવ' અર્થાત્ 'મારૂં રક્ષક તરીકે અનુસંધાન રાખ' એવો અર્થ થાય છે. ભગવાનનું રક્ષક તરીકે અનુસંધાન એ પુષ્ટિમાર્ગરૂપ જ છે. આ સર્વ ભાવાર્થનું અનુસંધાન રાખી શ્રીમદાચાર્યચરણે કહેલું છે કે તેથી અહિં આજ્ઞાદિસિદ્ધ ધર્મની વિહતિ થતી નથી." 'તેથી' એટલે આ શ્લોકમાં ઉપર જે કારણો કહેલાં છે તે કારણોને લીધે, 'અહિં' એટલે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના આ

શ્લોકમાં આજ્ઞાદિસિદ્ધ ધર્મની હતિ થતી નથી. અધિકાર ધ્યાનમાં લેતાં આજ્ઞાદિસિદ્ધ ધર્મની હતિ થતી નથી. જેમ જ્ઞાનમાર્ગમાં ગૃહસ્થાશ્રમનો અંત અને સંન્યાસ એ એના અવાંતર ભેદમાં પણ એક માર્ગ જાણી પોતાના અધિકારનો વિચાર કરી ધર્મોનો ત્યાગ કરે છે તોપણ ધર્મનો ક્ષતિ થતી નથી, તેમજ અહિં પણ મર્યાદામાર્ગ અને પુષ્ટિમાર્ગના અવાંતરભેદમાં પણ ભક્તિમાર્ગ એક જ છે એમ જાણી પોતાના અધિકારનો વિચાર કરી સર્વધર્મોનો ત્યાગ કરે તોપણ અન્ય અધિકારીઓમાં તેવા ધર્મોનો અવકાશ હોવાથી ધર્મની ક્ષતિ થતી નથી.

અથવા, 'ધર્મનો ત્યાગ કરી' એમ કહેલ હોવાથી ધર્મની હાનિ થતી નથી, કારણ કે ધર્મ આજ્ઞાદિ સિદ્ધ છે. 'કર' એવી આજ્ઞા જેનો વિષય છે તેજ ધર્મ, તેવીજ રીતે અહિં પણ 'ત્યાગ કર' એમ ધર્મનો ત્યાગ એજ આજ્ઞાનો વિષય હોવાથી ધર્મત્યાગજ ધર્મ છે. 'લોકમાં ધર્મોનો ઉપદેશ કરે' એવી આજ્ઞા પ્રભુની થવાથી મનુ, યાજ્ઞવલ્ક્ય વિગેરેએ જે ધર્મો કહેલા છે તેનો અહિં 'આદિ' શબ્દમાં સમાવેશ થાય છે. જે આજ્ઞાનો વિષય છે તેજ ધર્મ હોવાથી અને અહિં ધર્મત્યાગ જ આજ્ઞાનો વિષય હોવાથી, અહિં ધર્મત્યાગ જ ધર્મ છે.

અથવા પાછળ કહી તે "લોકોને ધર્મોનો ઉપદેશ કરો" આજ્ઞા જેની આદિ છે તે ધર્માદિ એટલે મનુ, યાજ્ઞવલ્ક્ય વિગેરેનાં વાક્ય-તેથી સિદ્ધ ધર્મની પણ અહિં કરેલા ધર્મ ત્યાગના ઉપદેશથી ક્ષતિ થતી નથી, (પાછલ કહ્યું તેમ અધિકારિભેદથી તે ધર્મોની ક્ષતી થતી નથી) તો પછી પાછલ પ્રભુએ જે ધર્મોનો ઉપદેશ કરેલો હોય તેની ક્ષતિ તો સંભવે જ કેમ? આ પ્રમાણે ધર્મની ક્ષતિ ન થતી હોય તો પાપનો સંભવ રહેતો નહિ હોવાથી 'પાપમાંથી મુક્ત કરીશ'

વાક્ય અર્થરહિત થાય એવી શંકા કરવી નહિ, કારણ મૂલમાં '**સર્વધર્માન્**' કહેલું છે તેનો અર્થ 'શરણાગતના ધર્મોથી ભિન્ન સર્વ ધર્મો' એવો છે. શરણાગતના ધર્મોથી ભિન્ન સર્વધર્મોનો ત્યાગ કરવાનો ઉપદેશ કરેલો છે. તેથી જે શરણાગતના ધર્મો રહ્યા તેનો બાધ થવાથી જે પાપ થાય તે શરણાગતના પાપ કહેવાય. તેવાં પાપોમાંથી તારો મોક્ષ કરીશ, અર્થાત્ પ્રમાદઅન્યાયથી એવાં પાપોનો તારામાં સંભવ થશે તોપણ હું તેઓમાંથી તારો મોક્ષ કરીશ, એમ અહિં ઉપદેશ છે, 'તારાનાં પાપો ઉત્પન્ન થએલાં છે તેમાંથી મોક્ષ કરીશ' એવો ઉપદેશ નથી. જો અર્જુનમાં આ સમયે પાપ ન હતાં તો 'શોક ન કર' એમ કહેવાનું કાંઇ પ્રયોજન રહેતું નથી એવી પણ શંકા કરવી નહિ, કારણ કે પુષ્ટિમાર્ગનાં સ્વરૂપનું અર્જુનને જ્ઞાન નહિ હોવાથી પોતામાં આવાં પાપોનો સંભવ થશે એમ માની લઇ તે શોક કરતો હોવાથી તેને આશ્વાસન કરવા ભગવાને એમ કહેલું છે.

જો 'કર' એવી આજ્ઞાનો વિષય જ ધર્મ હોય તો 'મને એકલાને શરણ આવ' એટલું જ કહેવું ઉચિત હતું, કારણ કે શરણ ગમન જ ધર્મરૂપ થાય; તેથી 'સર્વધર્મના પરિત્યાગ કરી' એમ કહેવાનું કાંઇ પ્રયોજન નહતું એવી શંકા થાય તે દુર કરવા સર્વ ધર્મના ત્યાગના ઉપદેશનું શું પ્રયોજન છે તે આ શ્લોકમાં કહેલું છે.

ન્યાસ એટલે સંન્યાસના આદેશ એટલે ઉપદેશમાં સર્વત્ર વૈરાગ્યને અધિકાર કહેલો છે. 'જે દિવસે જ વિરાગ થાય તે દિવસે જ પ્રવ્રજન કરવું" "જ્યાં સુધી વૈરાગ્ય થાય નહિ ત્યાંસુધી કર્મો કરવાં" વિગેરે સ્થલે જ્યાં ધર્મત્યાગ કરવાનાં વચનો કહેલાં છે ત્યાં વૈરાગ્યને જ અધિકાર કહેલો છે, અર્થાત્ જ્યારે વૈરાગ્યરૂપી અધિકાર

પ્રાપ્ત થાય ત્યારે કર્મત્યાગ કરવાનો ઉપદેશ કરેલો છે તેવી જ રીતે જ્યારે "ઐહિક તથા પારલૌકિક સાધનો પરસ્પર વિરૂદ્ધ છે અને સારી રીતે સંપાદન કરી શકાય તેવાં નથી તેમજ પોતાના ઇષ્ટ પદાર્થને પ્રાપ્ત કરાવવા સમર્થ નથી" એવું જ્ઞાન થવાથી તેઓમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય, અને ભગવાન્ કર્તુમ્ અકર્તુમ્ અને અન્યથા કર્તુમ્ સમર્થ છે એવું જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારેજ ભગવાનને શરણ જવાય. તેથી ભગવાનને શરણ જવું એ પણ વૈરાગ્યના સંબંધમાં સંન્યાસ જેવુંજ છે; અર્થાત્ જેમ સંસારમાં વૈરાગ્ય થવાથી સંન્યાસ લેવાય છે, તેમજ ઐહિક તથા પારલૌકિક સાધનોમાં વૈરાગ્ય થવાથી તથા પ્રભુ સર્વસમર્થ છે એવું જ્ઞાન થવાથી ભગવચ્છરણ પ્રાપ્ત થાય છે. તેથી આ રીતે ઐહિક તથા પારલૌકિક સાધનોમાં વૈરાગ્ય થયા વિના ભગવચ્છરણ પ્રાપ્ત થતું નથી. જેમ સંન્યાસ ધારણ કર્યા પછી પાછલા આશ્રમોના ધર્મ તજવા જોઇએ તેવીજ રીતે ભગવચ્છરણ પ્રાપ્ત થયા પછી ઐહિક, પારલૌકિક સાધનોનો ત્યાગ કરવો જોઇએ. સંન્યાસી પૂર્વાશ્રમોના ધર્મોનો ત્યાગ કરે તેમાં ધર્મોની ક્ષતિ થતી નથી, તેમજ ભગવચ્છરણ પ્રાપ્ત થયા પછી ઐહિક પારલૌકિક સર્વ ધર્મોનો ત્યાગ કરવાથી ધર્મની ક્ષતિ થતી નથી. આથી ઐહિક, પારલૌકિક આદિ સર્વ ધર્મો ભગવદ્ભક્તના પરધર્મ છે એમ સૂચવેલુંછે.

ઉપર ઐહિક પારલૌકિક સાધનોમાં વૈરાગ્ય થતાં ભગવચ્છરણ પ્રાપ્ત થાય એમ કહ્યું, પરંતુ અર્જુને ઐહિક પારલૌકિક સાધનોનો ત્યાગ કરેલો નહોતો; તો પછી તેને આવો ઉપદેશ કરવાનું શું પ્રયોજન એમ શંકા થાય તે દૂર કરવા કહે છે કે સર્વધર્મોના ત્યાગના વચનથી અકિંચન અધિકાર કહેલો છે. જેઓની પ્રવૃત્તિ અને નિવૃત્તિ માત્ર ભગવાનને જ અધીન છે અર્થાત્ તેઓ જે કાંઇ કરે છે તે

ભગવાન જ કરતા હોવાથી ભગવાનની કૃતિથી અન્ય જેઓને કિંચન (કાંઇ) છે જ નહિ તે અકિંચન. આવા અકિંચનોને જ ભગવાનને શરણ જવાનો અધિકાર છે એમ દર્શાવવા આ શ્લોકમાં સર્વધર્મત્યાગ રૂપ અકિંચનપણું જ કહેલું છે આવો અકિંચનપણાનો અધિકાર કર્તૃત્વના અભિમાનનો ત્યાગ થવાથી જ પ્રાપ્ત થાય છે. જ્યાંસુધી કર્તૃત્વનું અભિમાન હોય ત્યાં સુધી અકિંચનત્વ પ્રાપ્ત થાય જ નહિ. કર્તૃત્વનાં અભિમાનનો ત્યાગ બે પ્રકારે થાય છે (૧) સાંખ્યરીતિથી "હું કાંઇ કરતો નથી" એવું અનુસંધાન રાખવાથી જુઓ અધ્યાય ૫ શ્લો. ૮–૧૦. (૨) "એકના શાસ્તા છે, દ્વિતીય શાસ્તા નથી; હૃદયમાંજ રહેલો શાસ્તા પુરૂષ શાસન કરે છે. તેણે યોજેલો હું પ્રણવાદિનો બોધ જેમ તે યોજે છે તેમ કરૂં છું" એમ ભગવાનજ કર્તા છે એવું અનુસંધાન રાખવાથી. "ઇશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહે છે." અધ્યાય ૧૮ શ્લોક ૬૧ સ્થલે આ દ્વિતીય પ્રકાર કહેલો હોવાથી તેજ અહિં પણ ઇષ્ટ છે. તેથી ભગવાનજ સર્વ કરે છે, અને ભગવાન્ જેવી પ્રેરણા કરે તેવુંજ આપણાથી થાય છે એવું અનુસંધાન રાખનાર અકિંચન છે. અર્જુનમાં આવો અધિકાર છે. કારણકે જેમ ભગવાનની પ્રેરણાથી તે યુદ્ધ કરે છે તેમજ ભગવાનની આજ્ઞાથીજ રાજ્યભોગ તથા રાજ્યનો ત્યાગ પણ કરે છે. તેથી કાંઇ દોષ રહેતો નથી.

પરંતુ ભગવદીયની ભગવાન સિવાય અન્યત્ર પ્રવૃત્તિ સ્વતઃ થાયજ નહિ, અને કદાચ થાય તોપણ ત્રૈવર્ગિકના સાધન ભગવત્પ્રાપ્તિમાં પ્રતિબંધ કરાવનાર હોવાથી તેને ઇષ્ટફલ અર્થાત્ પ્રભુપ્રાપ્તિ તેમનાથી થઇ શકે તેમ નહિ હોવાથી તે પોતાની મેળેજ તેવાં સાધનોથી નિવૃત્ત થશે તો પછી સર્વધર્મનો ત્યાગ કરવાના ઉપદેશનું શું

પ્રયોજન છે એવી શંકા થાય તે દૂર કરવા બીજો હેતુ કહે છે. સર્વધર્મના ત્યાગના વચનથી "કાર્પણ્ય અંગ કહેલું છે." સર્વધર્મનો ત્યાગ કરવાથી પોતે સર્વસાધન રહિત છે એવું અનુસંધાન રહેવાથી પોતાની અંદર દીનત્વ સ્ફુરે છે, એવું અનુસંધાન ન રહે તો દીનત્વ સ્ફુરે નહિ. કાર્પણ્ય એટલે દીનત્વ. દીનત્વ એટલે બલહીનતા અથવા શક્તિહીનતા. આ દીનત્વ શરણાગતિનું અંગ છે. દૈન્ય અર્જુનમાં છે, કારણકે કાર્પણ્ય દોષથી બગડેલા સ્વભાવવાળો. હું" (અધ્યાય ૨-૭.) એમ તેણે કહેલું છે, પરંતુ તે વ્યભિચારિ ભાવવાળું હોવાથી ભગવચ્છરણાગતિનું અંગ થઇ શકે નહિ કારણકે વ્યભિચારિભાવવાળું દૈન્ય સદા રહેતું નથી. જ્યારે દૈન્યનો અભાવ હોય ત્યારે અભિમાન આવવાથી શરણાગતિનો ભંગ થાય. તેથી સ્થિરભાવવાળું દૈન્ય શરણાગતિનું અંગ છે. સર્વધર્મનો ત્યાગ કરવાના ઉપદેશથી અહિં એવી દીનતાજ કહેલી છે. 'હે કૌંતેય! સદોષ પણ સહજ કર્મનો ત્યાગ ન કરવો' (અધ્યાય ૧૮ ૪૮) સ્થલે અત્યાજ્ય કહેલાં કર્મનો પણ ત્યાગ કરવો એમ અહિં ઉપદેશ કરેલો છે. સર્વધર્મના ત્યાગથી હું સર્વસાધન રહિત છું એવું ભાન થવાથી દીનતા સ્ફુરે છે. આ દીનતા ભગવચ્છરણ પ્રાપ્તિનું અંગ છે. તેથી સર્વધર્મના ત્યાગનો ઉપદેશ પ્રયોજનરહિત નથી. અધ્યાય ૧૮. ૬ માં કહેલા લોકસંગ્રહના ન્યાયથી કર્મ કરવાનાં હોવાથી પાછળ કહ્યા પ્રમાણે ધર્મની વિહતિ થતી નથી એ સ્પષ્ટજ છે.

'કાર્પણ્ય' શબ્દનો ઉપર કહ્યા પ્રમાણે અર્થ કરવાથી સર્વધર્મનો મનથીજ ત્યાગ કરવો જોઇએ એમ પ્રાપ્ત થવાથી દીનતા ઉત્પન્ન કરનાર બહિસ્ત્યાગ (બહારથી ત્યાગ, અર્થાત્ કેવલ મનથી નહિ, પરંતુ સર્વથા ત્યાગ) નહિ હોવાથી દીનતાની સિદ્ધિજ થાય નહિ, અને

બાહ્ય ત્યાગ પણ શરણાગતિ માટે પાવશ્યક છે એમ માનીએ તો અર્જુનમાં તેવો ત્યાગ નહિ હોવાથી પ્રત્યક્ષનો વિરોધ થાય છે આ કારણથી 'કાર્પણ્ય'નો ઉપર કહેલો અર્થ રૂચિકર ન જણાવાથી બીજો અર્થ કહે છે. "અનાલોચિતના યાચના કરનાર કૃપણ છે" વાક્ય પ્રમાણે ભગવાનની અને પોતાની સ્થિતિનો વિચાર કર્યા વિના ભગવાનની શરણાગતિની ઇચ્છા કરનાર કૃપણ છે. "બ્રહ્મા, શ્રુતિઓ વિગેરેને પણ જેના ચરણની રેણુ પ્રાપ્ત થવી કઠિન છે એવા ઇશ્વર ક્યાં અને હું તુચ્છ જીવ ક્યાં?' એમ ભગવાનના અને પોતાના ધર્મોનું ચિંતન કરે તો પોતાને ભગવાનનું શરણ પ્રાપ્ત થવાનો સંભવ પણ રહે નહિ. તેથી સર્વ ધર્મોનો ત્યાગ કરી અર્થાત્ પોતાના જીવના હલકા ધર્મો અને ભગવાનનું નિરવધિ માહાત્મ્ય વિગેરે ધર્મોનો ત્યાગ કરી એટલે વિચાર કર્યા વિના ભગવાનને શરણે જવું. આમ કરવામાં પાપની સંભાવના રહેતી નહિ હોવાથી 'હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ' વાક્ય નિરર્થક થશે એવી શંકા કરવી નહિ, કારણકે અહિં ભગવત્પ્રાપ્તિનાં જે જે પ્રતિબંધ કરનાર છે તેને 'પાપ' કહેલાં છે. આધિભૌતિક આદિ ઘણા પદાર્થો ભગવત્પ્રાપ્તિમાં પ્રતિબંધ કરાવનાર છે તે સર્વમાંથી હું તને મુક્ત કરીશ અર્થાત્ ભગવત્પ્રાપ્તિના પ્રતિબંધક સર્વ દૂર કરીશ એવો અર્થ છે.

પણ સંસારથી ભય પામેલા આર્ત જીવને ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન શરણાગતિમાં પ્રતિબંધક થાય નહિ, કારણકે ભગવાનમાં દીનબંધુત્વ વિગેરે ધર્મો છે; પરંતુ શરણાગતિનું સાધકજ થાય એમ હોવાથી ઉપર કહેલું. પ્રયોજન રૂચિકર નહિ જણાવાથી અન્ય પ્રયોજન કહે છે. સર્વધર્મના ત્યાગના વચનથી મારાથી એટલે શ્રીકૃષ્ણચંદ્રથી અન્યના ભજનનો નિરાસ કરેલો છે; કારણકે ભગવાનને પરિ-

શ્રમ આપવો ભક્તને ઉચિત નથી. તેથી પોતાથી જે કાર્ય થઈ શકે તેવું હોય તેમાં ભગવાનને નિરર્થક પરિશ્રમ નહિ કરતાં દરકોઇ અન્ય દેવની આરાધના કરી તેવું કાર્ય સાંધી લેવું અને માત્ર બહુ મહત્ત્વવાળું અશક્ય કાર્ય હોય તે સિદ્ધ કરવા માટેજ હરિનું શરણુ કરવું એવી શકા થાય તે દૂર કરવા અહિં સર્વધર્મના ત્યાગનો ઉપદેશ કરેલો છે. ભગવદ્ધર્મથી ભિન્ન, પ્રવૃત્તિરૂપ ભિન્ન ભિન્ન દેવતાઓનાં ભજનરૂપ સર્વધર્મોનો ત્યાગ કરવો અને સહેલાઇથી સિદ્ધ થાય તેવા તથા અતિશય અશક્ય હોય તેવા સર્વ અર્થમાં હરિનુંજ શરણુ રાખવું. જો આ પ્રમાણે થાય નહિ તો ભગવાન્ સર્વતઃ રક્ષક છે એમ સ્ફુરે નહિ, અને ભગવચ્છરણ પણ સિદ્ધ થાયજ નહિ. તેથી ભગવાનનુંજ ભજન કરવું, અને અન્ય દેવતાઓની અપેક્ષા રાખવી નહિ. તેથીજ કહેલું છે કે "જ્યાંસુધી અન્યાશ્રય હોય ત્યાંસુધી અનન્યજનવત્સલ ભગવાન પણ તે જીવને દયાથી જૂએ નહિ." તેથી અન્યાશ્રય સર્વથા ન કરવો. ભજનનો ત્યાગ થાય તે કરતાં પણ અન્યાશ્રયદોષ વધારે પ્રબલ હોવાથી, અન્યાશ્રયની સંભાવના રહેતી હોય તો ભજન પણ તજવું; પરંતુ અન્યાશ્રય કદાપિ નજ કરવો.

પાપ દૂર કરવા માટેજ જો ભગવાનને શરણુ જવાનો ઉપદેશ કરેલો હોય તો તે યોગ્ય કહેવાય નહિ, કારણકે પાપની તો પ્રાયશ્ચિત્ત વગેરેથી પણ નિવૃત્તિ થઈ શકે છે એવી શકા થાય તે માટે કહે છે કે મારા કોઇ વાર દુઃસાધ્ય ઇચ્છા થાય તે તથા તેની ઇચ્છા પાર પાડવાના ઉદ્યમનું ઉપશમન કરવા સર્વધર્મનો ત્યાગ કરી ભગવાનને શરણે જવાનો ઉપદેશ કરેલો છે. વસ્તુતઃ ભગવાન અંગીકાર કરે ત્યાર પછી પાપની સંભાવના :રહેતીજ નથી,' પાપનો સંભવ હોય તોપણ તે પ્રાચીન પ્રારબ્ધના હોવાં જોઇએ અને તેનો નિરાસ

પ્રાયશ્ચિત વિગેરેથી થઈ શકે નહિ પરંતુ ભગવાનથીજ થાય આમ હોવાથી "જે અશ્વમેધ યજ્ઞ કરે તે બ્રહ્મહત્યાને તરે છે" વિગેરે શ્રુતિઓનો વિષયજ ભિન્ન છે, કારણ કે આ શ્રુતિઓ માત્ર મર્યાદા-માર્ગીય છે. તેથી ભગવચ્ચ્છરણ થયા પછી જે પાપનો સંભવ હોય તે પાપની અશ્વમેધ વિગેરે પ્રાયશ્ચિત્તથી નિવૃત્તિ થતી નથી. તેથી અશ્વમેધ વિગેરે પ્રાયશ્ચિત કરવાની ઇચ્છા અને અશ્વમેધ વિગેરે પ્રાયશ્ચિત કરવાના ઉદ્યમને શાંત કરવા અહિં સર્વધર્મનો ત્યાગ કરવાનો ઉપદેશ કરેલો છે. માત્ર ભગવાનને શરણ જવાથીજ ભગવાન્ સર્વપાપ દૂર કરે છે. આવી રીતે અલ્પ પ્રયાસ કરનારને પણ ભગવાન્ મોટું દાન કરે છે એ ભગવાનનું મહત્ ઐશ્વર્ય છે. અહિં ભગવાનને શરણ જવાનો ઉપદેશ કરેલો છે તેનું કારણ એવું છે જે આવા ભગવદીયના દોષોની પ્રાયશ્ચિત્ત વિગેરેથી નિવૃત્તિ થતી નહિ હોવાથી આ પુષ્ટિમાર્ગમાં જો તેમનો પ્રવેશ ન થાય તો તે દોષોની કદાપિ નિવૃત્તિ થાયજ નહિ. તેથી ભગવાન્ તેઓને સર્વપાપમાંથી મુક્ત કરે છેજ. સર્વપાપમાંથી મુક્તિનું ભગવાન્ દાનજ કરે છે. માત્ર કથન કરતા નથી, પરંતુ દાનજ કરે છે.

જો ભગવાન્ આવી રીતે સર્વપાપમાંથી મુક્તિનું દાનજ કરતા હોય તો પાછળ કહ્યું તેમ પ્રાયશ્ચિત્તની ઇચ્છા તથા ઉદ્યમ શરણ પ્રાપ્ત કરેલ ભક્તમાં સંભવતાજ નહિ હોવાથી એની ઇચ્છા અને ઉદ્યમ શાંત કરવા સર્વધર્મના ત્યાગનો ઉપદેશ કરેલો છે એમ કહેવું ઉચિત નહતું એવી શંકા પણ કરવી નહિ, કારણ કે "પાક્ષિક દોષનો પણ પરિહાર કરવો જોઇએ" એ ન્યાયથી દોષનો પરિહાર કરવાજ એમ કહેલુંજ છે એમ દર્શાવવા ત્યાં "કવચિત્" 'કોઇકોઇવાર' શબ્દ યોજેલો છે. એવી ઇચ્છા અને ઉદ્યમનો સંભવ જ નથી, પરંતુ કદાચિત્ તેઓ સંભવે તોપણ તે શાંત કરવા એ પ્રમાણે ઉપદેશ કરેલાછે.

એવી રીતે સર્વધર્મનો ત્યાગ આવશ્યક હોય તોપણ લોકસંગ્રહ માટે ધર્મ કર્યા વિના અન્ય ગતી નથી એવી શંકા થાય તે દુર કરવા કહે છે કે, " અન્ય સંમેલન થાય તો બ્રહ્માસ્ત્રન્યાય કહેલો છે. " આ ન્યાય હનુમાનમાં પ્રસિદ્ધ છે. હનુમાનને રાવણે બ્રહ્માસ્ત્રથી બાંધ્યા ત્યારે બંધાઇ ગયા. પરંતુ વખતે બ્રહ્માસ્ત્રમાંથી છૂટી જાય એમ વિચારી રાવણે બ્રહ્માસ્ત્ર સાથે લોઢાની સાંકળો બાંધી એટલે બ્રહ્માસ્ત્રનો પ્રભાવ જતો રહેવાથી સાંકળો તોડી હનુમાન છૂટા થઈ ગયા. આવી જ રીતે ભગવચ્છરણ સિદ્ધ થયા પછી ભગવાનમાં જ સંપૂર્ણ વિશ્વાસ હોવો જોઇએ. અન્ય ધર્મનો લેશ પણ સંબંધ થાય તો ભગવચ્છરણ જતું રહે, તેથી ભગવચ્છરણ સાચવવા માટે જ અન્ય સર્વ ધર્મના ત્યાગની અત્યંત આવશ્યકતા છે. તેથી જ આ શ્લોકમાં " મને 'એકલાને' શરણ આવ " એમ કહેલું છે. 'એકલાને' શબ્દ યોજવાનું આજ પ્રયોજન છે. નહિ તો 'મને શરણ આવ' એમ કહેવાથી જ ભગવચ્છરણ સિદ્ધ થતું હોવાથી 'એકલાને' શબ્દ યોજવાનું કાંઈ પ્રયોજન નહતું.

'ન્યાસાદેશ' ગ્રંથનો ઉપર અર્થ કર્યો તે પણ માત્ર ઉપર ઉપરનો જ અર્થ છે. વસ્તુતઃ તેનું તાત્પર્ય જૂદું જ છે. આ ગ્રંથનું તાત્પર્ય સર્વાત્મભાવ જ છે. ધર્મત્યાગના ઉપદેશથી ધર્મની વિહતિ થતી નથી, કારણ કે અહિં સર્વધર્મના ત્યાગથી પુષ્ટિભક્તિનો અધિકાર કહેલો છે, ન્યાસ એટલે ભક્તિમાર્ગીય સંન્યાસ માત્ર ગોપીઓમાં જ હતો એમ સંન્યાસ પ્રકરણમાં શ્રીમદાચાર્યચરણે નિરૂપણ કરેલું છે, એ ન્યાસ એટલે સંન્યાસનો અનુવાદ શ્રીમદ્ ભાગવતમાં છે. " સર્વ વિષયોનો ત્યાગ કરી આપના પાદમૂલનો ( અમે ) આશ્રય કરેલો છે " " આપના સુંદર પદથી થતી મૂર્છાથી મોહ પામેલી

ત્રૈલોક્યસૌભગ આ રૂપ જોઇ ત્રણ લોકમાં કઇ સ્ત્રી આર્યચરિતથી ચલિત ન થાય" "અમો કિંકરીઓના તપ્ત સ્તન અને શિર ઉપર આપનું કરકમળ મૂકો." શ્રીમદ્ ભાગવત. અધ્યાય ૨૯. શ્લોક ૩૧, ૪૦, ૪૧. વિગેરે સ્થલે આ ન્યાસનું નિરૂપણ કરેલું છે, અહિં પ્રથમ વાક્યમાં લૌકિકનો અને દ્વિતીયમાં વૈદિકનો ત્યાગ કહેલા છે, અને તૃતીય વાક્યમાં 'કિંકરીઓ' શબ્દ આ પ્રમાણે લૌકિક તથા વૈદિક સર્વધર્મના ત્યાગનો હેતુ કહે છે, કારણ કે કિંકરીત્વ હોય ત્યાં લૌકિક, અથવા વૈદિક ધર્મ રહી શકતા નથી. તેથી જ ગોપીગીતમાં ગોપીઓ "પતિ, પુત્ર, કુટુંબ, ભાઇ, બંધુઓનું ઉલ્લંઘન કરી અમે આપની સમીપ આવ્યા છીએ." શ્રીમદ્ ભાગવત ૨૮, ૧૬. એમ કહે છે અને ભગવાન પણ "મારે માટે જેમણે લોક વેદ તથા સ્વકીયનો ત્યાગ કહેલો છે" શ્રીમદ્ ભાગવત ૨૯. ૨૧. એમ ગોપીઓ માટે કહે છે. આ પ્રમાણે હોવાથી લૌકિક વૈદિક સર્વનો ત્યાગ પ્રથમથી જ ગોપીઓમાં સિદ્ધ છે, અહિં પણ તેવો જ ઉપદેશ કરેલો છે. સર્વધર્મોનો ત્યાગ કરી મને ધર્મિને શરણ આવ. કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ અને ભક્તિ માર્ગ સર્વ મોક્ષ સિદ્ધ કરનાર હોવાથી ભગવદ્ધર્મમાં જ તેમનુ પર્યવસાન થાય છે, પરંતુ ધર્મી સુધી પહોંચી શકતા નથી, કારણ કે આ ત્રણે માર્ગમાં વિહિત હોય તેજ કરવાનો ઉપદેશ કરેલો છે. તેથી ભગવદ્ધર્મરૂપ ભગવદાજ્ઞાને આ ત્રણે માર્ગ અધીન છે, પરંતુ સર્વાત્મભાવ માત્ર ભગવાનને જ પરાયણ છે. ધર્મિ ભગવાનને જ પરાયણ સર્વાત્મભાવનો જ અહિં ઉપદેશ કરેલો છે. કર્મમાર્ગ આદિ ભગવદ્ધર્મપરાયણ સર્વધર્મોનો ત્યાગ કરી ધર્મિને મને જ શરણ આવ. અહિં જે સર્વાત્મભાવનો ઉપદેશ કરેલો છે જે વામદેવ જેવો સર્વાત્મભાવ નથી. પરંતુ ભક્તનો સર્વાત્મભાવ છે "તેજ નીચે છે"

વિગેરે શ્રુતિમાં વામદેવના સર્વાત્મભાવનું નિરૂપણ કરેલું છે તેનું આ સર્વાત્મભાવનું રૂપ હોવા છતાં આમાં ભગવદ્રસ હોવાથી આ સર્વાત્મ ભાવ ઉત્તમ છે. આમાં ધર્મિ ભગવાનની આકાંક્ષા બહુ ઉત્કટ રહેતી હોવાથી આ સર્વાત્મભાવનું ધર્મિ ભગવાનમાં જ પર્યવસાન પણ થાય છે, 'અકિંચનત્વ' આ સર્વાત્મભાવનો અધિકાર દર્શાવે છે. ગોપીઓમાં અકિંચનત્વ હતું. તેઓએ ભગવાનને માટે સર્વ કામનાઓનો ત્યાગ કરેલો હતો. શ્રીમદ્ભાગવત ૨૬–૩૦, અને ભગવાન્ અન્તર્હિત હતા ત્યારે તેમનામાં જ મન રાખી તેમના સંબંધી જ આલાપ કરી તેમના જ ગુણોનું ગાન કરી રહ્યા હતા અને પોતાના ઘરનું સ્મરણ પણ થયું નહતું, શ્રીમદ્ ભાગવત ૩૭, ૪૩. ભગવાન્ અન્તર્હિત થયા. ત્યારે પણ સવારમાં તો પુનઃ તેમનાં દર્શન થવાનાં જ હતાં તોપણ એક ક્ષણનો પણ વિલંબ તેઓ સહી શકે તેમ નહિ હોવાથી ભગવાનને શોધવા અનેક પ્રયત્ન કર્યા. ભગવાનનો વિયોગ એક ક્ષણ પણ સહન કરી શકે નહિ તેવા અકિંચન હોવાથી તેઓએ ભગવાનના અન્વેષણ માટે પોતાના વિવેક ધૈર્ય વિગેરે સર્વનો ત્યાગ કર્યો હતો. સર્વાત્મભાવવાળાઓને આવો ત્યાગ સહજ જ છે, તેના ઉપદેશની તેઓને આવશ્યકતા નથી તેથી ત્યાગ કરાવનાર અકિંચનત્વને આવા સર્વાત્મભાવનો અધિકાર જ કહેલો છે. અકિંચનત્વ સર્વાત્મભાવનો અધિકાર હોવાથી સર્વાત્મ ભાવની પ્રાપ્તિ થયાં પહેલાં અકિંચનત્વ અને ત્યાગ હોવાંજ જોઇએ.

ભગવાન્ તિરોહિત થવાથી ગોપિકાઓને પણ ક્લેશ થયો હતો. તો પછી તેમનો સર્વાત્મભાવ ઉત્તમ કેમ ગણાય એવી શંકા થાય તે દૂર કરવા "કાર્પણ્ય અંગ કહેલું છે" એમ કહે છે. ગોપિકાઓએ

ભગવાનને શોધવા અનેક પ્રયાસ કર્યા તે સર્વ વિફલ થતાં ભગવાનમાં દર્શનની ઇચ્છાવાળી ગોપીઓ સારી રીતે રડી, શ્રીમદ્દ ભાગવત ૨૯. ૧. અહિં તેમનાં દૈન્યનું નિરૂપણ કરેલું છે. આ દૈન્ય એજ તેમનું કાર્પણ્ય. આ સર્વાત્મભાવનું અંગ છે. ગોપીઓને કલેશ થયો નથી, પરંતુ તેઓના દૈન્યનો આવિર્ભાવ થયો છે.

કદાચ ગોપીઓને અહિં ક્લેશ થયો હતો એમ માનો તોપણ એથીજ ભગવાનનો આવિર્ભાવ તરત જ થએલો હોવાથી તેનાથી કોઇ પ્રકારની ન્યુનતા થતી નથી. આજ અર્થ દર્શાવવા "મારાથી અન્યના ભજનની અપેક્ષા દૂર કરેલી છે" એમ કહે છે. "જેમ હું ભજન કરૂં છું તેમ સ્વામી પણ મારૂં ભજન કરે" એવી અપેક્ષા દૂર કરેલી છે. ભગવાન્ પોતાનું ભજન કરતા ન હોવાથી જે ક્લેશ અથવા દૈન્ય થાય તે પુરૂષાર્થરૂપ જ હોવાથી ભગવાન્ પોતાનું ભજન કરે એવી અપેક્ષા રહેતી નથી; કારણ કે ભગવાન્ વ્યકત રીતે ભકતને ભજતા ન હોય તોપણ પરોક્ષ રીતે ભજન કરે છે જ, કારણ કે ભકતનું ધ્યાન પોતામાં નિરંતર રહે તે માટે જ ભજન કરનાર ભક્તનું ભગવાન્ ભજન કરતા નથી. શ્રીમદ્દભાગવત ૨૯. ૨૦–૨૧. વસ્તુતઃ ભગવાન્ નિત્ય ભકતોનું ભજન કરે છે એમ "જે મને જેવી રીતે ભજે છે તેને હું તેવી જ રીતે ભજું છું" શ્રીમદ્દભગવદ્દગીતા ૪. ૧૧. એ ભગવાનની પ્રતિજ્ઞાથી જ સિદ્ધ થાય છે.

આવા ઉત્તમ સર્વાત્મભાવની સિદ્ધિ સાધનોથી થઇ શકતી નથી. તેથી સર્વધર્મનો ત્યાગ કરવાના ઉપદેશથી આ સર્વાત્મભાવ સાધનોથી સિદ્ધ કરવાની ઇચ્છા તથા તેમ સિદ્ધ કરવાના ઉદ્યમનો નિરાસ કરેલો છે. સાક્ષાત્ ભગવત્સ્વરૂપના સંબંધવાળી ગોપીઓને ભગવત્સ્વ-

રૂપથી જ સર્વાત્મભાવ સિદ્ધ થયો તોપણ આધુનિક ભક્તોમાં સાધનોથી જ તેની સિદ્ધિ થાય એવી શંકા દૂર કરવા "ક્વચિત્" શબ્દ યોજેલો છે. તેથી આધુનિક ભક્તોને પણ ભગવાન્ સર્વાત્મભાવનું દાન કરે તો જ તે સિદ્ધ થાય, પરંતુ કોટિ ઉપાયોથી પણ અન્યથા તેની સિદ્ધિ થાય જ નહિ.

આવા સર્વાત્મભાવવાળા ભક્તને ભગવાનથી અન્ય કોઇ સાથે સંબંધ હોય જ નહિ એમ દર્શાવવા "અન્યના સંમેલનમાં બ્રહ્માસ્ત્રન્યાય કહેલો છે" એમ કહે છે. આવા સર્વાત્મભાવવાળા ભક્તને અન્યનો સંબંધ હોય જ નહિ. જેમ લોઢાની સાંકળોનો સંબંધ થવાથી બ્રહ્માસ્ત્ર દૂર થયું તેમ આ સર્વાત્મભાવ પ્રાપ્ત થાય ત્યારે અન્યનો સંબંધ રહેતો નથી. તેથી "સ્ત્રીઓને પતિની સેવા પરમ ધર્મ છે" વિગેરે ભગવાનની આજ્ઞાથી સિદ્ધ થતો ધર્મ પણ આવા ભક્તનો ધર્મ નથી કારણ કે ભગવાનની આજ્ઞાથી સિદ્ધ થતા ધર્મ પણ મર્યાદા માર્ગના જ ધર્મ છે, અને સર્વધર્મનો ત્યાગ જ પુષ્ટિમાર્ગમાં ઇષ્ટ છે.

અર્જુનમાં આવો સર્વાત્મભાવ નહિ હોવાથી આ ઉપદેશનો એવો અર્થ છે એમ કેમ જણાય એવી શંકા કરવી નહિ; કારણ કે ભગવાન્ શાસ્ત્રાર્થનું પ્રતિપાદન કરે છે તેમાં જેનો જેવો અધિકાર હોય તેને તેવો બોધ થાય છે; અહિં સર્વાત્મભાવનો ઉપદેશ કરેલો છે, એ અર્થ લેતાં ભગવાનથી અન્ય સર્વ ભગવદ્ભાવમાં પ્રતિબંધક હોવાથી ભક્તને અનિષ્ટ છે અને તેથી પાપરૂપ જ છે. આવા ભગવદ્ભાવમાં પ્રતિબંધ કરનાર સર્વ અનિષ્ટ પાપોમાંથી હું તને મુક્ત કરીશ એમ ભગવાન્ પોતે કહે છે. તેથી અર્જુનમાં પણ આવો ભાવ

અને એ. ભાવનાં પ્રતિબંધનો નિરાસ પણ ભગવાને જ કરેલો છે એમ આ દ્વિતીયાર્ધથી સ્પષ્ટ થાય છે.

અથવા અર્જુનમાં પણ આવો સર્વાત્માભાવ થવાનો હોવાથીજ ભગવાને એવો ઉપદેશ કરેલો છે. જો એમ ન હોય તો ભગવાન્ આ પહેલાંના શ્લોકમાં 'મને જ પ્રાપ્ત કરીશ' એમ ન કહેત. અહિં 'મને જ' એમ 'જ' શબ્દનો પ્રયોગ કરેલો હોવાથી અર્જુનમાં પણ આવો ભાવ થનાર છે એમ સ્પષ્ટ થાય છે, કારણ કે એમ ન હોય તો 'મને પ્રાપ્ત કરીશ" એમ કહેવાથી જ ભગવત્સાયુજ્ય સિદ્ધ થતું હોવાથી 'જ' શબ્દ નિરર્થક થાય. તેથી 'જ' શબ્દનો અહિં પ્રયોગ હોવાથી સર્વાત્મભાવના વિષય ધર્મિ મને જ તું પ્રાપ્ત કરીશ એવો અર્થ થાય છે તેથી આ પાછલના શ્લોકમાં આવો સર્વાત્મભાવ પ્રાપ્ત કરવાનાં સાધન કહી પછી આ શ્લોકમાં સર્વાત્મભાવનું જ નિરૂપણ કરેલું છે, તેથી જ 'મને એકલાને જ શરણે આવ' માં 'આવ' એમ મધ્યમ પુરૂષનો પ્રયોગ કરેલો છે. તેવી જ રીતે "હું 'તને' સર્વ પાપોમાંથી મુક્ત કરીશ" માં પણ 'તને' એમ મધ્યમ પુરૂષનો પ્રયોગ કરેલો છે. આ પ્રમાણે ભગવાનના વાક્યોથી અર્જુનને સર્વાત્મભાવનું જ્ઞાન થવાથી મોક્ષથી પણ અધિક પરમપુરૂષાર્થરૂપ સર્વાત્મભાવની પોતાને પ્રાપ્તિ થએલી નહિ હોવાથી તથા આવા ભાવની પ્રાપ્તિમાં ભગવાનથી અન્ય સર્વ પ્રતિબંધ કરનાર છે એવું જ્ઞાન [illegible] તેને શોક થતો હોવાથી આ શ્લોકના ઉત્તરાર્દ્ધથી ભગવાન્ અર્જુનને આશ્વાસન કરે છે. 'અર્જુનમાં આવો ભાવ થયો હોત તો જણાત' એવી પણ શંકા કરવી નહિ, કારણ કે જેનામાં આ ભાવ હોય તે તેને પ્રસિદ્ધ કરતા નથી, "અતપસ્વીને તથા અભક્તને તારે આ કદાપિ કહેવું નહિ" એમ ભગવાને પણ તેને

આગલા શ્લોકમાં (૬૭) આજ્ઞા કરેલી છે. તેથી આ ભાવની પ્રસિદ્ધિ કરવાની નહિ હોવાથી અને માત્ર પોતાના હૃદયમાં જ નિગૂઢ રાખવાનો હોવાથી અર્જુનમાં આવો ભાવ જણાએલ નહિ હોવાથી અહિં તેવો ઉપદેશ કરેલો નથી એવી શંકા કરવી નહિ. વળી અર્જુનમાં આવો ભાવ હતો એમ તેના વચનો ઉપરથી જણાય છે, કારણ કે આ ઉપદેશ પછી તરતજ 'હું આપના વચન પ્રમાણે ચાલીશ' (શ્લોક ૭૩) એમ અર્જુન પોતાનું ભગવદીયપણું દર્શાવે છે. અહિં અર્જુન 'શત્રુઓને મારીશ,' 'રાજ્ય ભોગવીશ' એવું કાંઇ કહેતો નથી, પરંતુ "આપના વચન પ્રમાણુ ચાલીશ" એમજ કહે છે.

વળી આવો સર્વાત્મભાવ જેનામાં હોય તેજ અતિશય ઉદાર હોવાથીતેનામાં જ ભગવાનથી અન્ય સર્વ વિષે અતિતુચ્છપણાની બુદ્ધિ હોય છે. આ કારણથી પણ અર્જુનમાં સર્વાત્મભાવ હતો એમ જણાય છે. અર્જુન સ્વતઃ વેદવાક્યનો વિચાર કરી ગુરૂ વિગેરેની હત્યા કરવાથી વિમુખ થયો હતો, અને ત્યારપછી તેથી વિરૂદ્ધ ભગવાનનાં વાક્યો તેણે સાંભળ્યાં. જો અર્જુનમાં આ સર્વાત્મભાવ ન હોત તો વેદ વાક્ય અને ભગવદ્વાક્ય ઉભય ભગવાનનાં જ વચનો હોવાથી સમાન બલવાળા હોવાથી તેને સંશય જ થાત, પરંતુ તેની નિઃસંદિગ્ધ પ્રવૃત્તિ થાત જ નહિ. પરંતુ તેનામાં સર્વાત્મભાવ હોવાથી 'ધર્મી ભગવાન્ જ્યારે હૃદયમાં પ્રવેશ કરે ત્યારે ધર્મ માર્ગ દુર્બલ છે.' એવું તેને જ્ઞાન થવાથી જ 'મારો સંદેહ દૂર થયો છે' (શ્લોક ૭૩) એમ તે કહેછે. તેથી જ "નારાયણપરાયણ લોકો કોઇથી ડરતા નથી" વિગેરે શિવજીનાં વચન પણ છે. જો અર્જુને રાજ્ય વિગેરે સમૃદ્ધિ પ્રાપ્ત કરવા માટે જ ગુરૂ વિગેરેને હણ્યા હોત તો એ મોહનું જ કાય

ગણાત. એમ હોત તો મારો મોહ દૂર થયો' ( શ્લોક ૭૩ ) એમ તે કહેત નહિ.

અથવા સર્વાત્મભાવવાળાઓની વાર્તાનું શ્રવણ થવાથી અને તે ભાવ મોક્ષથી પણ અધિક પરમ પુરૂષાર્થરૂપ છે એવું જ્ઞાન થવાથી સર્વાત્મભાવ પ્રાપ્ત કરવા માટે ભગવાનનું ભજન કરવા છતાં પણ તેની પ્રાપ્તિ નહિ થવાથી અને તે ભાવ પ્રાપ્ત કરવાની અવશ્ય અપેક્ષા હોવાથી તે પ્રાપ્ત કરવાની જ્યારે અતિશય આર્તિ થાય, અને તે ભાવ ભગવાનના વિશેષ અનુગ્રહથી જ પ્રાપ્ય છે એવું જ્ઞાન પણ થાય, ત્યારે પોતાના પ્રયાસથી તે પ્રાપ્ય નથી એવું જ્ઞાન હોવાથી ભગવાન્ વિશેષ અનુગ્રહ કરી સર્વાત્મભાવનું દાન કરે તે માટે ભગવાનનુંજ શરણ કરવું એવો નિશ્ચય થવાથી શરણાગતિ સિદ્ધ થાય. પછી ભગવચ્છરણ સિદ્ધ થવાથી સર્વાત્મભાવ પ્રાપ્ત થાય. આ ભગવચ્છરણ અને સર્વાત્મભાવ ઉભય ફલરૂપ છે અને ભગવાનના અનુગ્રહ વિના અન્ય કોઇ સાધનથી પ્રાપ્ય નથી, તેથી ભગવાન્ વરદાનની પેઠે આ ઉભયનું અર્જુનને દાન કરતાં આ શ્લોકથી કહેછે. કે પાછલ જણાવ્યું તેમ લૌકિક વૈદિક તથા ભગવદ્ધર્મ સર્વ ધર્મો સર્વાત્મભાવની પ્રાપ્તિ કરાવી શકે તેમ નહિ હોવાથી તે સર્વનો ત્યાગ કરી તું મને શરણ આવ. આ પ્રમાણે શરણાગતિનું દાન કર્યું; અને મને 'એકલાને' શરણ આવ એમ કહી સર્વાત્મભાવનું દાન કર્યું. શરણાગતિ અને સર્વાત્મભાવ સિદ્ધ થશે ત્યારે જ શોક પણ દૂર થઇ જશે એમ કહેવા ' શોક ન કર ' એમ પણ કહ્યું, સર્વાત્મભાવથી પ્રાપ્ય રસ જ સર્વ શોકને નિવૃત્ત કરનાર હોવાથી તું શોક કર નહિ. આ પ્રમાણે સર્વાત્મ ભાવથી પ્રાપ્ય રસ જ શોકને દૂર કરનાર હોવાથી શ્રીમદ્‌ભાગવતમાં પણ ભગવાનના

અધરામૃતને 'શોકનો નાશ કરનાર' કહેલું છે. શ્રીમદ્ભાગવત ૨૮. ૧૪ તેથી અહિં સર્વાત્મભાવનો ઉપદેશ કરેલો છે. આ આ શ્લોકનો ગૂઢ અર્થ છે. ૬૬.

**इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ॥**
**न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥**

આ તારે કોઈ દિવસ તપ નહિ કરનારને, ભક્તિરહિતને, શ્રવણ કરવાની ઇચ્છા ન હોય તેને તથા જે મારી અસૂયા કરતો હોય તેને કહેવું નહિ. ૬૭

એવી રીતે ગીતાનો શાસ્ત્રાર્થ સંપૂર્ણ કરી હવે સંપ્રદાયની પ્રવૃત્તિ માટે નિયમન કરે છે. આ શાસ્ત્રાર્થના કોણ કોણ અધિકારી નથી તે અહિં કહેલું છે. તપ નહિ કરનાર એટલે સ્વાચાર હીનને, મારી ભક્તિ રહિત, શ્રવણ કરવાની ઇચ્છા વિનાનાને અને મારી પુરુષોત્તમની દોષારોપણ કરી અસૂયા કરનારને આ શાસ્ત્રાર્થ તારે કદાપિ કહેવો નહિ. ૬૭.

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥**

જે આ પરમ ગુહ્ય મારા ભકતોને કહેશે તે મારામાં પરા ભકિત (પ્રાપ્ત) કરી મનેજ નિઃસંશય પ્રાપ્ત કરશે. ૬૮.

આવા દોષો રહિત માત્ર મારા ભકતો જ છે તેથી મારા ભકતોને જ આ શાસ્ત્રાર્થ કહેવા યોગ્ય છે. તેમને જે આ શાસ્ત્રાર્થ કહે તેને શું ફલ પ્રાપ્ત થાય તે અહિં કહેલું છે. ૬૮.

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ॥
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

ભૂતળ ઉપર મનુષ્યોમાં કોઈ પણ તેનાથી મારૂં વિશેષ પ્રિય કરનાર નથી, અને તેનાથી અન્ય કોઇ મને વિશેષ પ્રિય થનાર પણ નથી. ૬૯.

अध्येष्य ते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥

જે આ આપણા ધર્મ્ય સંવાદનું અધ્યયન કરશે તેણે મને જ્ઞાનયજ્ઞથી પૂજેલો છે એવી મારી મતિ છે. ૭૦.

અર્થ જાણ્યા વિના માત્ર પાઠ કરવાથી શું ફલ થાય તે અહિં કહેલું છે. ૭૦.

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान्प्राप्नुयात्पुण्य कर्मणाम् ॥७१॥

શ્રદ્ધાવાળો તથા અસૂયારહિત જે નર ( આ સંવાદનુ) શ્રવણ કરશે તે પણ મુકત થઇ પુણ્ય કર્મવાળાઓના શુભ લોકને પામશે. ૭૧.

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञान संमोहः प्रणष्टस्ते धनञ्जय ॥ ७२ ॥

હે પાર્થ ! તેં એકાગ્ર ચિત્તથી આ સાંભળ્યું કે ? હે ધનંજય ! તારા અજ્ઞાનથી થએલા મોહનો નાશ થયો કે ? ૭૨

જે આ સંવાદનું શ્રવણ કરે તે સંસારમાંથી મુક્ત થઇ શુભ લોક પ્રાપ્ત કરે છે એમ પાછલા શ્લોકમાં કહ્યું, પરંતુ અર્જુને સા-

ક્ષાત્ ભગવાન પાસેથી આ સંવાદનું શ્રવણ કર્યું છતાં તેને તેવું ફલ પ્રાપ્ત થયું નથી, કારણ કે તે પાછો યુદ્ધ કરવા પ્રવૃત્ત થએલો છે એવી શંકા દૂર થાય તે માટે ભગવાન્ અર્જુનને આ પ્રશ્નો કરેછે. ૭૨.

**अर्जुन उवाच—**

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।**
**स्थितो ऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥**

**હે અચ્યુત! આપના પ્રસાદથી મારો મોહ નાશ પામ્યો મને સ્મૃતિ થઇ, અને હું સંદેહ રહિત થયો. આપના વચન પ્રમાણે ચાલીશ. ૭૩.**

આત્મા અને અનાત્માના અવિવેકરૂપ વિપરીત જ્ઞાન અથવા મોહનો નાશ થયો. આપના પ્રસાદથી સંપૂર્ણ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયું. પ્રકૃતિ અને પ્રકૃતિના કાર્યો અનાત્મા છે તેમાં આત્માના અભિમાનરૂપ મોહનો નાશ થયો, ચિદ્ અને અચિદ્ સર્વ વસ્તુ પરમ પુરુષસ્વરૂપથી બ્રહ્માત્મક છે તેને તેવી નથી એવી મતિરૂપ મોહ દૂર થયો. ભગવદર્થે જે નિત્ય વિગેરે કર્મો કરવામાં આવે તે ભગવાનની પ્રાપ્તિ કરવામાં ઉપાયભૂત છે તેને બંધક માનવા રૂપ સર્વ મોહનો નાશ થઇ ગયો. આત્મા પ્રાકૃતસ્વભાવ રહિત કેવલ જ્ઞાતા છે એક જ્ઞાન, અને આત્મા તથા અક્ષરબ્રહ્મના ઐકયનું જ્ઞાન, અને તેથી પણ ઉત્તમ અલૌકીક ગુણોના સમૂહવાળા પ્રભુ પુરૂષોત્તમ છે તેમની પ્રાપ્તિ માત્ર તેમના અનુગ્રહથીજ થાય છે અને તે પુરૂષોત્તમ આપ પ્રભુ વાસુદેવ છો આ સર્વ સ્મૃતિરૂપ જ્ઞાન આપના પ્રસાદથી મંને પ્રાપ્ત થયું છે. સાંખ્યના ઉપદેશથી મારા સર્વ મોહનો નાશ થયો છે, યોગના ઉપ-

દેશથી મને સ્મૃતિની પ્રાપ્તિ થઇ છે. તેથી મારા સર્વ સંદેહો દૂર થયા છે. હવે હું આપની આજ્ઞા પ્રમાણે ચાલીશ. ૭૩

**संजय उवाच—**

**इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।**
**संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥**

આની રીતે વાસુદેવનો અને મહાત્મા પાર્થનો આ અદ્‌ભુત રૂંવાટાં ઉભાં કરે તેવો સંવાદ મેં સાંભળ્યો. ૭૪

**व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।**
**योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥**

આ પરમ ગુહ્ય યોગ સાક્ષાત્ યોગેશ્વર શ્રીકૃષ્ણ પોતે કહેતા હતા તે મેં વ્યાસના પ્રસાદથી સાંભળ્યો. ૭૫

આ સંવાદ મેં વ્યાસના પ્રસાદથી સાંભળ્યો ભગવાન્ વાસુદેવે જેમ વિશ્વરૂપનું દર્શન કરવા અર્જુનને દિવ્ય ચક્ષુઓ આપ્યાં હતાં, તેમ વ્યાસજીએ મને દિવ્ય ચક્ષુઓ અને કર્ણ આપેલાં હોવાથી સાક્ષાત્ ભગવાન્ શ્રીકૃષ્ણ કહેતા હતા તેજ પરમ ગુહ્ય યોગ મેં સાંભળ્યો. તેથી સાક્ષાત્ શ્રીકૃષ્ણનાંજ વચનામૃતનું સંજયને શ્રવણ થએલું છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા માહાત્મ્યમાં પણ ભગવાનના મુખારવિંદમાંથી જ ભગવદ્‌ગીતા નીકળેલી છે એમ કહેલું છે, તેમજ શ્રીમહાચાર્યચરણ પણ નિબંધમાં ગીતાને 'શ્રીકૃષ્ણવાક્યો'જ કહે છે. ૭૫

**राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।**
**केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥**

હે રાજન્ ! કેશવ અને અર્જુનનો આ અદ્ભુત પુણ્ય સંવાદ સંભારી સંભારી હું વારંવાર હર્ષ પામું છું. ૭૬

**तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।**
**विस्मयो मे महान्राजन्हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥**

હે રાજન્! હરિનું તે અતિશય અદ્ભુત રૂપ સંભારી સંભારી મને મોટો વિસ્મય થાય છે, અને પુનઃ પુનઃ હર્ષ થાય છે. ૭૭

સર્વ ધર્મના આશ્રય વિભુ નિરૂપમ મહિમાવાળા, સર્વ દુઃખ હરનાર, દુષ્ટનો સંહાર કરનાર હરિ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનું, પરમ અદ્ભુત અક્ષર, અનેક ધર્મના આશ્રયરૂપ કાલ અને માયાથી પણ પહોંચાય નહિ તેવું નિરૂપમ મહિમાવાળું પાછલ વર્ણવ્યું ને વિશ્વરૂપ સંભારી સંભારી હું બહુ વિસ્મય પામું છું અને હર્ષ પામું છું. ૭૭

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥**

જ્યાં યોગેશ્વર કૃષ્ણ છે અને જ્યાં ધનુર્ધર પાર્થ છે ત્યાં શ્રી, વિજય, ભૂતિ અને અચલ નીતિ છે એવી મારી મતિ છે. ૭૮

યુદ્ધમાં કોણ જીતશે તે બાબતનો મને કોઇ પ્રકારનો સંશય નથી. જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ધનુર્ધર પાર્થ છે ત્યાંજ વિજય થવાનો.

**॥ इत्यष्टादशोऽध्यायः ॥**



**શ્રીગોકુલનાથજીકે વચનામૃત પ્રજકે માસસું દેખનો. તીજ તેરસ ઓર પાંચમ પૂનમ એક. ચોદસ અમાવસ તજની. યા વચનામૃતપેં વિશ્વાસ રાખિકેં પ્રયાણ કરે તો મનોર્થ સિદ્ધ હોય.**

| પો. | મા. | ફા | ચૈ. | વૈ | જે | અ | શ્રા | ભા | આ | કા | મા. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | બહોત સુખ હોય, કલેશ ન હોય, અર્થ પૂર્ણ હોય. |
| ૨ | ૩ | ૪ | | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | મહામારત હોય, અશુભ, જીવનાશ હોય. |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | અર્થ પૂર્ણ હોય, મનોરથ સિદ્ધ હોય, કામના પૂર્ણ હોય. |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | કલેશ હોય, જીવનાશ હોય, કુશલસું ઘર નહિ આવે. |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | વસ્તુલાભ હોય, મિત્ર મિલે, વ્યાધિ મિટે, લાભ હોય. |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | મહાચિંતા હોય, વિયોગ હોય, કદાચિત્ ઘર આવે. |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | સૌભાગ્ય પાવે, રત્નસહિત ભલીભાંતિસું ઘર આવે. |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મિલવો ન હોય, બહોત બુરો હોય જીવનાશહોય, દુઃખ પાવે. |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | આશા પૂર્ણ હોય, સૌભાગ્ય પાવે, કામના સિદ્ધ હોય. |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | સૌભાગ્ય પાવે, દિન બહોત લગે, કુશલસું ઘર આવે. |
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | કલેશ હોય, જીવનાશ નહિ, સૌભાગ્ય પાવે નહિ |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | માર્ગમેં સિદ્ધિ હોય, મિત્રમિલે, વિઘ્નમિટે, મનકોઅભિલાભહોય. |